# તાહેરની શું.

# “તેહમીનું તકદીર.”

રચનાર

રૂ. હો. મીસ્તરી.

પ્રગટ કરનાર

જ. ચૈ. બામજી.

મીલ સ્ટોર સપલાયર અને કમીશન એજન્ટ.

સર્વ જાતના લોખંડના સામાનના વેપારી.

નાં. ૯૫-૯૭ નાગદેવી સ્ટ્રીટ,

મુંબાઈ.

# તેહમીનું તકદીર.



## એક સંસારી વાર્તા.

રચનાર

રૂસતમજી હોરમસજી મીસતરી,

તે સપલની સુના, દુશમન દારાબ, પ્યાર અને પરણેલી
જીંદગી, લીકોક, ખાનદાની ખુની, જમશેદની
જેહમતો, ફરજ, વીગેરે વીગેરેના કર્તા.




પેહલી આવૃતી



પ્રગટ કરનાર.

જમશેદજી એદલજી બામજી.

ગ્રાંટરોડ, મુંબઇ.



૧૯૧૪.



કીમત રૂ. ૨.



આ પુસ્તક ધી જ ન પીતીત પારસી ઑરફનેજ કૅપટન પ્રિંટિંગ વર્કસ, નં. ૧૪૧, લાલબાગ, પરેલ, મુંબઇમા મેહેરજી બી. મીઠાઇવાલાએ છાપ્યું છે, અને જમશેદજી એદલજી બામજીએ, ખુરશેદ બીલ્ડીન્ગ, ગ્રાંટ રોડ, મુંબઇમા પ્રગટ કીધું છે.



# Works by the Same Author.



## આ પુસ્તક લખનારનાં બીજાં પુસ્તકો.



૧ દુશમન દારાબ, પારસી સંસારી વારતા, બીજી આવૃત્તિ.
૨ લીકોક, છુપી પોલીસનો અમલદાર, ડિટેકટીવ વારતા.
૩ સપલર્નાં સુના, પારસી સંસારી વારતા
૪ પ્યાર બડો કે પૈસો, પ્યાર અને પૈસા વિષેની વારતા.
૫ ખાનદાની ખુની, એક ડિટેકટીવ વારતા
૬ જમશેદના જેહુમતો, સાહસ કમાનુ વર્ણન
૭ જગતનો ફાંસો, એક અંગ્રેજી સંસારની વારતા.
૮ શરમાલ કુંવર, રમુજી સ્કૅચ, શરમાલપણાનો ચિતાર.
૯ દીલહાનો બાદશાહ, એક મુસલમાની વારતા.
૧૦ સોનારણ, વલાતના ચોથા એડવર્ડના વખતની વારતા.
૧૧ ચુમીની મોહકાણ, એક નિરદોષ સંસારી વારતા.
૧૨ ટોમી અને હેરી, સેનફર્ડ મરટનનો તરજુમો.
૧૩ સુખશાંતી કોશ, ડિક્ષનરી ઑફ હૅલ્થનો તરજુમો.
૧૪ ગુલમાનુ, એક પારસી સંસારી વારતા.
૧૫ પ્યાર અને પરણેલી જીંદગી, લગન વિષે નિબંધ.
૧૬ Zoroaster and Zoroastrianism, જરથોસ્તી ધર્મ સંબંધી.
૧૭ Essays on 40 subjects, સ્કુલને લાયક
૧૮ Notes on Lamb's Tales, શાળોપયોગી પુસ્તક
૧૯ Notes on Homer's Iliad, નિશાળના છોકરાઓ માટે.
૨૦ પોકેટ ગુજરાતી ઈંગ્રેજી ડિક્ષનરી
૨૧ English Idioms translated into Gujarati.
૨૨ ફરજ, ડાο સેમયુએલ સમાઇલસની 'ડયુટી'નો તરજુમો.

# પ્રસ્તાવના.



સાહિત્યના ખેતરમાં વારતાનો દરજ્જો ઘણે ઠેકાણેથી ઉતારી પાડવામાં આવે છે, પરંતુ ફુરસદના વખતે જેટલી ગરજ વારતાની પડે છે, અને દુઃખની વેળાએ વારતા જે સેવા બજાવે છે, અને બિમારીની વેળા વારતાથી જેટલુ મન રીઝાય છે, તેટલી અગત્યતા અને તેટલી મજાહ અને તેટલો રસ ગભીર સાહિત્યની વેળા મળતા નથી, એમ વારતાના દરેક વિરોધીને પણ કબુલ કરવુ પડે છે. ગભીર સાહિત્યના અભ્યાસથી કટાળેલુ મન રસીલાં વારતાના પુસ્તકથી રીઝાય છે. કામકાજથી કટાળેલુ માણસ થોડી ઘણી ફુરસદ મળે તે વેળા ગભીર સાહિત્યનો અભ્યાસ કરવા બેસે, એ બનવા જોગ નથી, અને તેથીજ વારતાના પુસ્તકોનો દુન્યામા જેટલો ઉઠાવ થાય છે તેટલો ઉઠાવ ગભીર સાહિત્યનો થતો નથી.

વળી વારતા વારતામા પણ ઘણો ફેર હોય છે. જો વારતા લખનારે નીતિનો ધોરણ ધ્યાનમા રાખીને વારતા લખી હોય, તો તેવી વારતા વાચનારને કશો ગેરલાભ કરતી નથી. વળી શાખતા અને ઉધરતા જવાનીઆઓ પોતાના અભ્યાસમાં ધ્યાન ન રોકે અને વારતાના પુસ્તકો પછવાડેજ મડે, અને તેમને બસ વારતાનુ ચેટક લાગે તો તે વાંધાભરેલુ ગણાએ, તોપણ સારા વારતાના પુસ્તકો વાચ્યાથી વાંચનારા ઉમરે પુગેલાં હોય કે નાની વયના હોય, તોવ તેમન કાઇ પણ ફાયદો હાસલ થયા વના રહેતો નથી. વારતાના પુસ્તકોને એક જાતનુ 'ટોનીક' ગણવામાં આવે છે તે ખોટુ નથી.

ઉપર પ્રમાણે વારતાના પુસ્તકોના સબંધમાં મને થોડુ લખવુ પડયુ છે, કારણકે કેટલાક દોટડાહયાઓ ખાઇ પીને વારતાના પુસ્તકોને વગોવવાનો ધધો લઇ બેઠા છે, કેટલાક ન્યુસપેપરના અધીપતિઓ વારતાના પુસ્તકોનો

'રિવ્યુ' લેતા નથી, અને કેટલાક થોડુ ભણેલા પણ ઓલમામાં ખપતા શબ્સો વારતાના પુસ્તકોને 'ચીથડાં' નો એલકાબ આપે છે। દરેક સુધરેલા દેશમાં જેટલો ખપ વારતાના પુસ્તકોનો થાય છે તેટલો ખપ ગભીર સાહિત્યના પુસ્તકોનો થતો નથી, તો કહો શુ વેલાત, ફ્રાન્સ વીગેરે સખ્યાબધ દેશોની સુધરેલી પ્રજાઓ પોતે ખરૂ શુ ને ખોટુ શુ તે સમજતી નથી?

માટે, વારતાના શોખીનો માટે આ નવુ ચાનકરૂપી પુસ્તક મેં તૈયાર કર્યું છે. એ છપાવી પ્રગટ કરવાનુ જજાળી ભરેલુ કામ મારા મિત્ર મી૦ જમશેદજી એદલજી બામજીએ માથે ઉઠાવી લીધુ છે તે માટે મારે એ ગ્રહસ્થનો આ તર્ફે ઉપકાર માનવો ઘટે છે, કારણકે નહી તો ક એ વારતા એટલી જલદી પ્રગટ થવા પામત નહી.

આ મારૂ ત્રેવીસમુ પુસ્તક છે, અને મને જરાએ શક નથી કે હમેશ માફક આ વાર પણ એ પુસ્તકને જાહેર પ્રજાનો ઘટતો ટેકો મળશે

લા૦ સેવક,

**રૂસતમજી હોરમસજી મીસતરી,**

કર્તા.

**મુબઇ, તા૦ ૨૭ મી જાનેવારી ૧૯૧૪.**

# તેહમીનું તકદીર

## પ્રકરણ ૧.

### (તેહમી)



આપણી વારતા પુનામા શરૂ થાય છે  આ વારતાની જવાન અને નાજુક નાયકણુ તેહમી હોટેલની બારીએ ઉભેલી નજરે પડે છે તેણીનો દેખાવ ઘણો આકર્ષીત હતો

તેણીના બાલ અને ખુટ કાળા રગના હતા. તેણીના આંખના ડોળા કાળા હતા. તેણીના ભવા અને પાપણુ કાળાં હતાં. ફક્ત એટલુંજ કાળુ દેખાતુ હતુ. તે સિવાય તેણી ઉજળી દુધ જેવી હતી. તેણીના ગાળ ઉપર સફે-દાઇમાં રતાસ ભેળાયલો હતો, અને તેણીના લાલ લોહી જેવા હોઠ ઉઘાડીને જ્યારે તેણી હસ્તી હતી, ત્યારે જોનારનું દિલ તેણીને જોઇને ખુશ ખુશ થતું હતું. તેણી પુનામા 'હોપ હોટેલ'ની બારીએ ઉભી રહીને હોટેલની ગાડીની વાટ જોતી હતી. હોટેલના વીશાળ કંમપાઉન્ડમા નાના છોકરાઓ ક્રિકેટ રમતાં હતાં, અને તેમની રમત જોતાં હોટેલના અનેક પેસેનજરો હોટેલની બારીઓ અને અગાસીઓ ઉપરથી ગમત મેલવતાં હતાં. હાલ બે જન દાવ લેતા હતા, તેમાં એક સીધીનો છોકરો હતો, જે રમતાં રમતાં જ્યારે

હસ્તો હતો, ત્યારે તેના સફેદ દાતની હાર જોઇને તેનાં કાળાં મોઢાંનો દેખાવ જોનારને કાંઇ અજબ ગમત પમાડતો હતો

હોટેલની મોટી જોડીની ગાડી જેમા આસરે દજન એક માણસ ફરવા જઇ શકતા હતા, તે આવતા જોઇને પેલી જુવાન બાઈ પોતાના મનમે બોલી, "જાલ, પડે ખડે નહી તો સારૂ"

આ હોટેલની ગાડી મોટી ઑમનીબસ જેવી હતી. કોચમેનની પાસે બે આદમી બેસી શકે એટલી જગા હતી. કોચમેનની પછવાડે ત્રણ બેઠક હતી, જે દરેક બેઠક ઉપર ત્રણ ત્રણ જણ બેસી શકતાં હતાં. કોચ મેનની પાસેની જગા ઉપર આપણી વારતાની જવાન બાઈ કુદી બેઠી. તે વારે હોટેલના ઓટલા ઉપર ઉભેલા લોકમાથી એક બુઢી પારસણ બોલી, "મુઇ તો કોચમેનની પાસેજ આગલી બેઠક ઉપર રોજ ઠસી જાય છે એને શરમ બી નથી લાગતી."

"આજે કયા ફરવા લઈ જાયછે?" પેલી જવાન બાઇએ કોચમેનને દમામમા પુછ્યુ "એમપ્રેસ ગારડન અને બડ ઉપર તો હવે જવાજ નથી ગમતુ, જાણે જીવ ધરાઇ ગયોછે!"

"નહી બાઇ સાહેબ, આજે ફક્ત ઘણો લાબો ચકરાવો લઇને ફરી આવીશુ, આજે કોયે ગાડી યોમાવનીજ નથી," કોચમેને જવાબ આપ્યો.

"ઠીક, કોઇ એકાત લાબો રસ્તો હોય ત્યાથી ફેરવી લાવ હુ દર વરસ હવે આ મહિનામા અહી આવવાનો ઇરાદો રાખુછ મને પુનાની હવા બહુ માફક આવે છે," તે જવાન બાઈ જે ઘણી ભેંસરાઉ અને બોલકણી હતી, તે કોચમેનને કેહેવા લાગી

"બાઈ સાહેબ, એક વખત જે કોઇ પુનામા અમારા હોટેલમાં આવ્યુ તેને જરૂર ફરીથી આવવા ગમે છે, કારણકે આ હોટેલમાં રહીને તે મો ઉપર લોહીપાણી લઇને પાછો જાયછે"

આ બધી વાત હોટેલના ઓટલા આગલ ગાડી ઉભેલી હતી તેજ વખતે થઈ. હજી તો ગાડીમાં જેઓ ફરવા જનાર હતાં તેઓ તૈયાર થઇને ઉતર્યા ન હતા તેમને માટે ગાડા ખોટી હતી.

"બાઇ સાહેબ, અમારે ત્યાં દર વરસે એક શેઠ આવેછ, અને તેવણ આજે આવેલા છે, તે શેઠ હમેશા આગલી બેઠક ઉપર બેસે છે. આજે તેવણ અહીં બેસે તો તમને કાઇ હરકત છે!"

આ જવાન બાઇએ એકદમ ના કહેવાને બદલે બાહનું કહાડવા પુછયું, "પણ તે શેઠ ડોગા હશે તો તેવણથી બેસાશે નહી"

"નહી રે બાઈ, તેવણ તમારા જેવા પાતલા ચોત્યા જેવા છે, અને વળી બહુ સારૂં માણસ છે. અમારા હોટેલમા શેઠો આવેછ તેઓ બધા એવણના જેવા હોય તો બહુજ સારૂં. બહુ મજાના મનીખ છે"

આટલી વારમા જેઓ પાછલી બેઠક ઉપર બિરાજનાર હતાં તેઓ સઘળાં આવીને પોતાની બેઠક ઉપર ગોઠવઇ ગયા, અને કોચમેને ગાડી હોટેલના બીજા ઓટલા ભણી હકારી, કારણ ત્યાથી બીજા બે ત્રણ જણ બેસનાર હતા.

આ બીજા ઓટલા ઉપર એક જવાન ઉભેલો હતો, તેને કોચમેને કહયું, "શેઠ, આવો ઉપલી બેઠક ઉપર જગા છે."

આથી તે જવાન પેલી જવાન બાઇની આગલી બેઠક ઉપર ગોઠવાયો

પેલી જવાન બાઇએ પોતાની સાડી ખસેડી પેલા જવાનને જગા આપી, પણ ખુદરતી રીતે તેણીએ પોતાનું મોઢું કોચમેન તરફ ફેરવી રાખ્યું હતુ, તેણીએ કોચમેનને કહયું, "તારા પેલા હાથ ઉપર એ શેઠને બેસાડે તો શું છે?"

"નહીં બાઇ, એમ કાંઇ મારાથી ગાડી હાંકી નહીં શકાય," કોચમેને જવાબ દીધો.

ગાડી હોટલનો કમપાઉન્ડ પસાર કરી બાહેર નિકળી. પેલી જવાન બાઇએ પોતાનું મોહું એકજ બાજુએ કોચમેન તરફ ફેરવી રાખ્યું, અને કોચમેન સાથેજ વાત કરતી હોય તેમ પેલા જવાનને પોતાનું મોહું દેખાડયું નહીં, તેમજ તે જવાન કેવો છે ને કોણ છે તે જાણવાની પણ દરકાર કીધી નહીં. બે બાજુએ બંગલાની હાર વચ્ચેથી ગાડી સીધા સલંગ રસ્તે આગલ વધી. પુનાની હવા ઘોરતાં તેઓ આગલ ચાલ્યાં. જેઓએ મુંબઇની ગીચ વસ્તીમાં રહીને પોતાની તંનદરોસ્તીનો ખુરદો કીધો હોય તેઓને પુનાની ડીસેમબરની શીતલ હવાથી કેટલો ફાયદો અને કેટલો ફરક લાગે છે, તેનો વિચાર કરતી પેલી જવાન બાઇ સાડીની સોડથી પોતાનો એક ગાલ ઢાકીને બેઠી હતી, અને પેલો જવાન તેણીને જોય નહી, અને પોતે તેને જોય નહી એવી ઢબે બેઠી હતી, તેટલામા તેણીની પાસેનો જવાન ઓચંબા અને અજાયબીના સાદે બોલી ઉઠયો, "તેહમી કે!"

તેણીએ મોહુ ફેરવ્યુ ને તેણી તેટલીજ અજાયબીથી બોલી ઉઠી "દાદી કે!"

બેઉ જન પથ્થરના પુતલાની પેઠે એક બીજાને દગાઇ જોવા લાગ્યા. પણ પછી પેલી જવાન બાઇએ પોતાની સુધ્ધી ઠેકાણે આણી પૂછયું, "મેહેરબાની કરીને કહે કે તું અહીં ક્યાથી?"

"અને તું અહીં કેમ?" પેલાએ તેજ સવાલ પૂછયો.

"નજલો. વલી તું હસેછ શાનો? મારા બાપ દાદાઓ શું નહીં હતા કે? તેઓ મરધી બટક ને ઉચા ઉંચા દારૂઓ પીને સધાવ્યા. તે લોકને તો દારૂથી કશું દુઃખ દરદ થયું નહી, પણ તેની બધી અસર મારા લોહીમાં ઉતરીછ. પણ મરેરે, મારા બાપ દાદા ઉપરથી મને એક બીજી વાત યાદ આવી! આપણા હોટેલમાં એક પારસણ બાઇ છે તે દર રોજ ટેબલ ઉપર પોતાના બાપદાદાને યાદ કરયા વિના રહેતી નથી,

અને દરરોજ બધાને કહેવાને ચુકતી નથી, કે માય, મારા બાપદાદાઓ બધા ગાડી ઘોડા વાપરીને મરી ગયા, અને ખરી વાત જ્યારે માલુમ પડી ત્યારે મે જાણ્યુ કે તેના બાપ બપાવા ભાડુતી ગાડી ઘોડા ફેરવતા હતા! તેણીનો એક કાકો છે તેનો હજીબી પુનામાં ભાડેના ગાડી ઘોડાનો તબેલો છે. મરેરે લોકો જ્યારે એમ હમબગ કરે ત્યારે મારો જીવ ખરેખર બગડી આવેછ! કોઇનું હમબગ અને કોઇનું નિચપણ જોઉંછ ત્યારે મને ખરેખર હિસટરિયા થઇ આવેછ!"

દાદી આ સાભળી હસ્યો ને બોલ્યો, "હજી તું આગલ હતી તેવીજ બોલકણી છે. હજી તું સુધરી નથી!" એમ બોલી તેણે કોચમેન, જે તેમની તરફ જોયા કરતો હતો, તેની સામે જોયું, જેથી કોચમેનને પોતાની નજર ફેરવવી પડી

ઘણી વાર મોટા લોકો પોતાના નોકર ચાકરની હાજરીમાં ગમે તેમ વાતચીત કરે છે અને બોલે છે કે એવા હલકા માણસની દરકાર કેવી કરવી. કેટલાકો એવા ગરીબ માણસને જાણે જાન વગરના અને કાન વગરના મુગા બેહરા જાનવર સમજીને તેમની દરકાર કરતા નથી, પણ આ જવાન નારે પોતાની પાસે બેઠેલા જવાન શેઠયા સાથે તેણી વાત કરે તે કોચમેન નહી સાભળે તેની સભાળ રાખવા દાદી સાથે ઇંગ્રેજીમા વાત કરવા માડી.

"દાદી! ઇંગ્રેજીમા વાત કર જેથી ઘોડાવાલો આપણી વાત સાંભળી શકે નહી અને આપણે ધીમેથી વાત કરીશુ તો પાછલ બેઠેલાઓ ઘોડાના પગલાના અવાજને લીધે સાભળી શકશે નહી અલબતા તેઓ ગીબત તો કરશેજ, અને વળી એમ પણ બોલશે કે હુ તારી સાથે લાધી ગઇ."

"તે મને ફસાવ્યો તો ખરો; પણ વારૂ આ લોકમાથી તને કોઈ ઓળખેછ કે?"

"નહી, પણ આપણા બૈરાંઓની રીત તને ખબર નથી? હું એ લોક સાથે ઝાઝી ભેળાતી નથી અને મારા ઓરડાંમા ને ઓરડામા રહુ છ, તેથી

મારા હાડમા કાંઈ પણ ખામી હશે એમ હોટેલના કેટલાક બૈરાઓએ માની લીધુંછ; મને એમા કાંઈ શક નથી," તેહમી આમ બોલી ત્યારે તેણીના ગાળ ઉપર રતાસ વધ્યો.

"વારૂં, જાલ કેમ છે ?" દાદીએ પુછ્યુ.

"છે, સારી પેઠે છે, સારૂ થયુ કે છોકરો છે, છોકરી હતે તો નહી પરવડતે! હજી કાંઈ માટીડો થયો નથી. હજી તો નાહાન ને રમતીઆળ છે. આહ! એ મારો દીકરો મને કેવો વાહલો છે! હવે બીજું મારૂં કોણ છે!" પોતાના વાહલા બચ્ચાનો ખ્યાલ કરતી વેળાનો તેહમીનો ચેહરો ખરેખર અભ્યાસ કરવા જોગ હતો.

તેણી આગલ બોલી, "મારી આગળ મારો દીકરો છે એટલે મારા મનથી બધુ છે. આજેજ એ મારી સાથે ફરવા નહી આવ્યો, કારણ કે હોટેલના છોકરાઓ સાથે ક્રિકેટ રમવામા એનુ ધ્યાન રોકાયુ છ! ઘણીખરી તો હું સ્ટમ્પ અને બૅટ લઇને એની સાથે રમુછ હુ પોતે બૅટીંગ લઉંછ, ને બૉલ પણ કરૂ છ."

દાદી આ સાભળી હસ્યો અને માથું ધુણાવીને બોલ્યો, "તારામા હુ કાંઈ ફરક જોતો નથી. વારૂ તારી આયા કયા છે?"

"હું ધારૂ છ કે મરી ગઈ હશે મરેરે, તે ગઈ તો પીડા પટી! એટલી કટકટ કરતી હતી કે કાંઈ કેહવાની વાત નહી. મને હવે આયાનુ કશું કામ નથી"

દાદી આ સાભળીને દલગીર થયો અને કેટલીક વાર મુગો બેઠો, પણ પછી બોલ્યો, "તેહમી, તું ભલી થવા માગે તો થઇ શકે તેમ છે ફકત મનપર લએ તો બધુજ સહેલું થઇ જાય"

"હું ભલીજ છુ. વળી બુરી કયારે હતી? સહવારના છ વાગામાં ઉઠ છ, પણ જાલ ઉઠે ત્યાં સુધી બેસી રહુંછ. જાલ બરાબર તારા જેવો

ઉધરસી છે, ને છેક મોડેથી ઉઠેછ; પછી તેને હુ પોતે મારા હાથે નહવાડી ધોવારીને સોજા કપડાં પેહરાવુછ મારા પોતાના હાથે મારા દીકરાની ચાકરી કરૂચ, ને તેને ધોતો ધાતો ફેરવુંછ. મચ્ચુ છે તેથી કપડાં દરરોજ બગાડી નાખેછ, પણ મારો જાલ મારી સાથે તદન સુખી છે અમે સાથે સહવારના એકલા અહીં તહી વૉક લઇને આવ્યેછ, ત્યારે અમે એટલા ભુખ્યા થઇએછ કે જોઇ લઓ, નાસ્તો આગલ મુકેલો તદ્દન સફાચટ મેદાન વળી હોટલમાં એક જાડો જેવો 'વેટર' છે તે અમારી આગલ જે માગીએછ તે હાજર કરે છે, ને આખેલ ઇંડા અમારા સારૂ ખાસ તાજા જુદાં રાખેછઃ બિચારાને આજેજ મોટો અકસ્માત થયો! અને તે અકસ્માત શું તે જાણેછ, દાદી?"

"તારી ઉપર મોહી પડયો હોય તો તારી હાજરીમા કાઇ ઉની ઉની ડીશ નાખી દીધી હશે"

"દાદી, તને યાદ છે? અગાઉ પણ મારા દરજી વિષે તેં એવી ટીકા કીધી હતી. તે મારી ઉપર મોહી પડયો તેથી તે દાદર ચુકી ગયો ને પડી ગયો, એમ તુ બોલ્યો હતો તને એવું બોલતા જરા અચકાવુ જોઇએ, પણ આ બટલરને શુ અકસ્માત થયો તે કહેતા તો હુ ભુલી ગઇ. જોની, હોટલની લિફ્ટમા ૨૦૦ રકાબી લઇને તે ઉપર જતો હતો, તેટલામાં લિફ્ટનો પટો તુટયો ને લિફ્ટ એકદમ નિચે પડી તેથી બધી રકાબીઓ ભાગી ગઇ.'

આ વાત થતી હતી ત્યારે તેઓ હોટેલથી છેક દૂર હકારી ગયા હતા. લોકોના બંગલાની માહેનાં ફૂલોનો પમરાટ ને ઠંડો પવન એ સઘળાથી, તેમજ તેહમી દિલમાં મધન હતી તેથી, તેહમીના જવાન ખુબસુરત ગાલો ઉપર તાજગીનો રતાસ વધ્યો હતો.

"વારૂ તેહમી, મને એટલુ કેહ કે હોટેલમાં જવાન શખ્સો ઘણા હશે, તેમાંના કોઇ સાથે તુ હસેછ, બોલેછ ને સાથે ફરેછ કે?"

"નહી, કોઈ મને કાઇ પુછે તો તેનો તેમને જવાબ આપુ છ. બધાને જાલ ઘણો ગમેછ, ને તેને રમાડવા બધા ઉભા રહેછ"

"એ વાત ખરી છે," એમ દાદી ટુંકમા બોલ્યો, પણ તેના બોલવાની મતલબ અર્થસુચક હતી

"પણ તેઓ જાલ સાથે વાત કરે ત્યારે હુ જાણે કાઇ સાભળતી નહી હોવુ તેમ અખાડા કરીને બેસી રહુ છ, પણ સબર! એક માણુસ છે તેની સાથે હુ ઘણી વાતચીત કરુ છ"

"તે કોણ છે?" એમ કહી દાદી જવાબની રાહ જોતો ગભીર થઈ બેઠો

"કોઈ તેની સાથે ખાસ વાતચીત નથી કરતી, પણ જોની, તેનો એક નાનો ભત્રીજો છે તેને અને જાલને ઘણી દોસ્ती પડીછ, તેથી તેના કાકા સાથે મને અવારનવાર વાત થાય છે તે બૅરિસ્ટર છે"

દાદી આ સાભળી મુગોમતર થઇ બેઠો, તેથી તેહમીજ બોલી, "એ બારિસ્ટરની બધી રીતભાત મને ઘણી ગમેછ, તુ જાણેછ, દાદી, કે મને દાઢી બોડાવેલી સાફસુફ હોય ને મજાના બાલ કપાવેલા હોય તેવાજ માટીડા સાથે વાત કરવા ગમેછ"

આ છલ્લા બોલો તેહમી ભોલાપણે બોલી, પણ તેણીના બોલોમાં સહજ તોછડાઇ ભેલેલી હતી, તેમજ તે તોછડાઇ સાથે ગભીરતા પણ હતી, પણ દાદી આવી રીતના તેહમીના હિમત ભરેલા ખુલાસાથી અચબો પામ્યો, અને તેથી તે મુગોજ રહયો ને કાઇ વધુ બોલી શકયો નહી, અને તેથી તેહમીએ ભોલાપણે વાત આગલ ચલાવી, "એ બેરિસ્ટર મારા જાલ આગલ નાની નાની વાતો એવી મજાની કરેછ ને તેને હસાવેછ! કાલેજ તેની આગલ એક નાની વાત કીધી.—એક નાની છોકરી પોતાની મા સાથે રહેતી હતી માને એક બુઢી બુબખ મળવા આવી તેણી પાછી જવા ઉઠી ત્યારે પેલી નાની છોકરીને કહેવા લાગી, બુચી, મારે ત્યાં તું

જરૂર આવજે. બુચીએ કહયુ કે હુ જરૂર આવીશ, ત્યારે બુઢી બોલી કે તને મારૂં ઘર ખબર છે ? પેલી છોકરીએ કહયું કે હા રે મને બરાબર ખબર છે, ને તમે કેટલા માળે રહોછો તે પણ મને ખબર છે. હુ કેટલા માળે રહુ છુ, બોલની જોઉં, પેલી બુઢીએ પુછ્યુ. વળી તમે કાતરીઆં ઉપર રહોછો, મારા માયજી બોલતા હતા કે તમારૂ કાતરીઉ જરા ધસી પડેલુ છે."

તેહમી ઘણી ખુશ મીજાજમા હતી પણ દાદી તેણીની વાત સાભલી જરાપણ હસ્યો નહી. તેના મનમા ઘણા ગભીર વિચારો આવજાવ કરતા હતા એટલે તે હાલ ખુશ મીજાજમા હતો નહી.

"વારૂ હોટેલમા તને લોક કેમ ઓળખેછ ?" દાદીએ પુછ્યું.

"હોટેલમા બધા એમ સમજેછ કે હુ રડાયલી છું. હું ચીતલ ઉચેજ રાખુછ ને દેખાય તેમ પેહરતી નથી."

"તે હોટેલમા તારૂ નામ શુ આપ્યુ છ?" દાદીએ પૂછ્યુ.

"તેહમીના દાદાભાઇ. મે મારૂ પોતાનુ નામ આપ્યું તેમાં કશું ખોટું નથી કીધુ. મને મારૂ નામ વાપરવાનો ખુલ્લો હક છે કે નહી. ?"

"અને બચ્ચાનુ ?"

"બચ્ચાને તો બધા જાલ જાલ કહીને હાક મારેછ. બીજું કશું તેઓ જાણતા નથી"

"વારૂ હવે તારી વચમા જેઓ પડયા હતા તેઓ હવે શું કરાવા માગેછ ? હવે એ સઘળાનો છેડો ક્યારે આવશે ?"

તેહમી ખભા હીલવીને હસીને બોલી, "કાલેજ મને ચોવીસમું વરસ બેઠું, તે તું જાણતો હશે. જવાન જોત જેવી જીંદગી બધી બરબાદ જાય છે !"

"હા, મને બધી ખબર છે," દાદીએ ટુંકમાજ જવાબ દીધો.

"મરે વચમા પડનારાઓ વાસ્તે તુ પૂછેછ તો મને એક વાત યાદ આવી. પેલા આપણી પડોસમા ખટલાનો કાવસજી પોતાની ગુલચેહર સાથે પચાતી પચાતી કર્યા કરતો હતો ને તેઓની દરરોજની મારામારીનો ફૂડચો કરવા તેના સગાવાહલાં વચમા પડયા. જે દાહડે તેઓ રાજીખુશીથી જુદા રહેવાના હતા ને તે દાહડે સગા વાહલા આવ્યા ત્યારે ગુલચેહરને કાવશજી સાથે ગેલ કરતી જોઇ તેઓ દગજ થઇ ગયા કહેછ કે તેણી બીચારી મરી ગઇ ત્યારે છેલ્લી ઘડીએબી કાવશજીના છાતી ઉપર માથુ મુકીનેજ જીવ છોડયો. વચમા પડનારાઓનો રકાસ કેવો થયો!" એમ બોલી તેહમી હસવા લાગી,

દાદીએ જેમ તેમ બોલવાની કોશેશ કીધી ને જવાબ આપ્યો, "ગુલચેહરનું તો મગજ ઠેકાણે નહી હતુ. ગુલચેહરનુ મગજ ઠેકાણે હોતે ને જાણી જોઇને બરાબર નહી ચાલતે, તો તે વાત જુદી હતી. કેટલીક બૈરીઓનું તો મગજ તેમજ દિલ બન્ને ઠેકાણે નથી હોતા. ઓ તેહમી! તે એમ શુ કામ કીધુ!" એમ કહી તેણે પોતાની આખ ઉપર રૂમાલ દાબ્યો જેથી તેની આખમા ભીનાસ પસરી રહયો હતો તે નુછાઇ જાય. તેહમીની આખમા પણ પાણી આવેલા હતાં તે તેણે જોયા નહી, પણ તેહમી બાહેરથી પોતાના દિલનો ગમ દેખાડતી હતી નહી.

એવામાં એકાએક એક માણસનો સાદ તેમના કાને પડયો "ઓ દાદીબા! દાદીબા!"

"કેમ નરીમાન, અહી તુ કયાથી? કયા જાયછ?"

"આજે પેટમાં ચરબી થઇછ, તે તાવવા લાબી મંજલ ચાલુંછ. મને તો તું જાણે આસમાન પરથી તારો ખડયો હોય તેમ લાગેછ પણ દોસ્ત હું જોઇને ઘણો ખુશી છુ! તમને સાથે જોઇને હુ મારાં ખરાં જીગરથી ખુશ છુ હું તો તને હમેશ કેહતો હતો કે——"

પણ ગાડી આગલ ચાલતી હતી તેથી નરીમાનના બોલો બધા સભળાયા નહી.

"દાદી, આએ તો મારો રકાસ થાયછે ! ફરીથી એવો મારો રકાસ હુ થવા દેનાર નથી ! નરીમાન જઇને બધા આગલ વાત કરશે ને બધા જાણશે કે આપણે સાથે મળ્યા. હું તારી સાથે ગાડીમા બેસી હોટેલ સુધી આવી શકતી નથી, વાસ્તે મને અહીં ઉતરી જવા દે, નહીં તો તું અહીં ઉતરી પડ," એમ કહીને તેણીએ કોચમેનને ગાડી ઉભી રાખવા કહ્યુ, ને ઉભી થઇ, પણ દાદીબાએ તેણીને કમરમાંથી પકડીને પાછી બેસાડી ને બોલ્યો, "જો તુ મારી પાસે પાધરી પાધરી બેઠી નહી તો હું તને કમરમાથી પકડી રાખીશ, ને બધા લોક જોય તેમ 'કિસ' લઇશ."



# પ્રકરણ ૨.

## લખ્યા લેખ.



"ઓ હ્લો! રૂસ્તીમ!"

રૂસ્તીમ એકદમ પોતાના ખ્યાલમાંથી ચોકી ઉઠયો, અને ઉપલા નવા આવનાર તરફ ટીકવા લાગ્યો. તે ક્યા હતો તે તદન ભુલી ગયો હતો.

તે સ્વપ્ના ભૂમીમા સ્વપ્નો જોતો હતો તે એક કાળાબાલની અને કાળાકાળા ભવાની ગોરી નાજનીનના પાસાંમા હોય એમ સ્વપ્નો જોતો હતો જ્યારે તે ચોકી ઉઠયો ત્યારે તેને માલુમ પડયુ કે હુ તો હોટેલના બાગમા એક એકાત બાક ઉપર બેઠેલો છુ. અને મારી સામે એક બટકો મોટાં પેટવાળો ગ્રહસ્થ આવી ઉભો છે. આ મોટા પેટવાલો ચાલતા ચાલતા ગરમ થઇ ગયલો હતો તોપણ તેનો અસ્લી હસ્મુખો સ્વભાવ જેવો ને તેવો હતો

"કેમ રૂસ્તીમ, મને ઓળખતો નહી કે?" વળી તે બોલ્યો

બેશક રૂસ્તીમ તેને એકદમ ઓળખી શકયો નહી. તેણે કોઇ જગે આ બટકા પારસીને જોયો હતો અને તેનો ચેહરો તેના ધ્યાનમા હતો ખરો, તે છતા તે કોણ અને તેની ઓળખ કયાથી થઇ હતી તે તેને એકદમ યાદ આવી શકયું નહી. હજી તો તે પોતાના ખ્યાલમાથી તદન જાગૃત થયો હતો નહી, અને વળી આ કવાબમા હાડકુ આવ્યાથી તેના ખુશ ખ્યાલમાં ખલલ થઇ હતી તેથી તેને થોડોક ખીજવાટ પણ થયો હતો. તેના એકાત વાસમાં પોતાની દીલ લુટનાર દીલજાન સાથની સ્વપ્નાઇ દોસ્તીમા ખલલ થયલી જોઇ તે જરા નાખુશ થયો હતો.

રૂસ્તીમનું મગજ એટલું મક્કમ હતુ અને તેના જ્ઞાનતતુઓ એટલા મજબુત હતાં કે ગમે તેવા જબુન શાક્ષીની ઉલથાપથી કે ગમે તેવા

સામી બાજુના ધારાશાસ્ત્રીની બાહોસીથી, કે ગમે તેવા જડજના વિરૂધ ટીકાથી તે સેહજ પણ પોતાનું સમતોલપણું ખોહતો હતો નહી, પણ તેવારે કોર્ટમાં કાળા બાલવાલી તેની નાજનીન તેના મનની આંખ્યો સામે આવી ઉભી રહેતી ન હતી!

રૂસ્તીમ આ નવા દેંગા માણુસ સામે ટીકીને જોવા લાગ્યો અને જાણે નાખુશ થયો હોય તેમ તેણે ડોકું ધુણાવ્યુ.

રૂસ્તીમ, કેમ તું ઉંઘાતો હતો કે શું? હજી ઉઘ નથી જતી શુ? સુરતમાં પેલા બદમાસ ઇરાનીને પોંક ઝીલાવ્યો હતો અને મારી મદદે તું ખડો રહયો હતો તે ભૂલી ગયો શું? ઇરાની છરી કાહાડી મને મારવા દોડયો ત્યારે તે બાહાદુરી ભરેલી રીતે વચમાં પડી તેના હાથમાં થી છરી છોડાવી હતી તે યાદ છે કે? ખરી વાત. રૂસ્તીમને તે સઘળુ તુરત યાદ આવ્યુ. સુરતમાં બે ચાર પાર્ટીઓ એક હોટેલમા ભેગી થઇ હતી, અને ખોરદાદ સાલનો દિવસ હોવાથી સઘલા ઉતારૂઓએ સાથે મલીને 'નેપ બેગ' શરૂ કીધો હતો. એક પુનાનો ઇશકી ઇરાની પણ પોતાના પારસી ગોઠયાઓ સાથે ત્યાં ઉતરેલો હતો. તેણે દાવમાં ચોરી કરવા માડી, અને તેની ચોરી ખાનબાહદુર નરીમાને પકડી પાડીને ઉંઘાડી પાડી હતી. આથી નામોશીથી ખીજવાઇને તે ઇરાનીએ પોતાની આબરૂનો જવાબ માગ્યો અને પોતાના જંગલી જાતભાઇઓની માફક તુરત ઉસ્કેરાઇ ગયો, ને છરી કાહાડી હતી. તે વખતે રૂસ્તીમે વચમાં પડીને છરી ઝુટવી લીધી હતી, અને પોતાના કુસરતબાજ હાથે તેને કાંડીમાંથી પકડીને જમીન ઉપર બીછાવી દીધો હતો. ત્યાં પોલીસની ધરપકડ અને ગડબડ પુષ્કળ થઇ ગઇ હતી, પણ રૂસ્તીમની મોભા ભરેલી ઓળખ અને ખાનબાહાદુર નરીમાનના જાણીતા નામથી પોલીસે તેમને છોડી દીધા હતા. હા, હવે તેણે આ નવા આવનાર બટકા પારસીને ઓળખ્યો.

"હા હા હવે તમને ઓળખ્યા. કેમ છો ખાનબાહાદુર નરીમાન?"

ખાનબાહાદુર નરીમાન હમેશા ખુશ મીજાજના હતા અને તેમનો ચેહેરો હમેશા હસ્તો રહેતો હતો. તેવણ કાઇ બોલવાને બદલે ખડખડ હસવા લાગ્યા.

"ઠીક, રૂસ્તીમ હુ તો તમને ભુલી ગયો નથી, અને પેલા ઇરાનીને ધમ દઇને જે મુક્કી તમે કડકાવીને મારી હતી તેનો અવાજ પણ હજી મારા કાનમાં ગુ—ગુ થયા કરેછ. કેમ, રૂસ્તીમ કેમ છો?"

નરીમાન રૂસ્તીમની પાસે બાક ઉપર ક્સીને બેઠો, અને સોનાની તપકીરની દાબડી કાહાડી, જેની ઉપર એક ખુબસુરત મડમનુ પીકચર પાડેલુ હતું.

"લેવો મી૦ રૂસ્તીમ લેવો એક ચમટી, ઘણી સરસ છે, દેમાગને તાજગી બક્ષનારી છે, મને ખાસ નીઝામ સરકાર તરફથી ભેટ તરીકે એ તપકીરનો એક બાટલો મળ્યો છે

રૂસ્તીમે માનને ખાતર દાબડીમાથી એક નાની ચમટી ભરી, ને સુંધી. તપકીર સુંઘવાથી તેના દેમાગમા સ્વમાની છારી બાઝી હતી તે હવે તદન નિકળી ગઇ, અને હવે તે સાવધ થઇ બેઠો.

"રૂસ્તીમ બા, તમે કાંઇ સારીપેઠે દીસ્તા નથી. મને લાગેછ કે કૉર્ટના ઘસડબોરાથી તમારી તબીઅત બગડેલી છે. બેરિસ્ટરના ધંધામાં પણ બહુ માથા દુખણ છે"

"નહી નરીમાન શેઠ, હુ તદન સારીપેઠે છું. હુ કાંઇ અહી લાંબો વખત રહેવા આવ્યો નથી. મારી બહેન પુનામાં રહે છે અને તેનો એક નાનો દીકરો છે તેને મળવા હું બે ચાર દહાડા થયા આવ્યો છું, જેથી લગરીક આશ્ચાયશ મળે હુ અહી કેમ આવ્યો અને કાંય આવ્યો તે પણ એક ઉખ્યાણું છે. હુ ધારૂછ, નરીમાન શેઠ, કે કિસ્મતજ આપણને બધે ઠેકાણે ઘસડી લઇ જાયછે."

ખાનબાહાદુર નરીમાન આ વાત સાભળી મોટે મોટે હસ્વા લાગ્યા, ને પેહલા પેટ ભરીને હસી લઇને પછી બોલ્યા, "ખરી વાત, ખરી વાત, રૂસ્તીમ શેઠ, કિમ્મત કહો, નસિબ કહો, કે લખેલા લેખ કહો, ગમે તે કહો, પણ આપણે જે કામ નહી કરવા માગતા હોઇએ, અને જેને વિષે આપણને સેહજ પણ ખ્યાલ નહી હોય, તેવાં કામ કિસ્મત આપણા હાથે કરાવે છે, અને જે ગામ કે શેહેર જોવા આપણને બિલકુલ મન નહી હોય, ત્યા બી કિસ્મત આપણને ન ધારેલા એકાએક ધસડી લઈ જાયછે. એમાં તો કશો શક નથી કે મોટા ભાગે બધુ કિમ્મતની કરામતથીજ થાયછે."

"ત્યારે તમને પણ અહી કિમ્મતજ ધસડી લઇ આવ્યુ હશે? તમે ખાસ હવા ખાવા આવ્યા હોવો એમ લાગતુ નથી, કારણકે તમે બધી રીતે સાજા તાજા લાગોછ."

"ઓહ મારા રૂસ્તીમ શેઠ, તમે ધારોછ તેમ હુ સારી પેઠે નથી. ન્યુસ પેપરમા પુનાના મથાળા હેથલ લખાણ વાચ્યુ કે હાલ પુનાની હવા ઘણી સારી છે ને પુશ્કલ લોક "હોપ હોટેલ"મા ઉતરી પડયુ છે તો આપણું પણ મન થયુ કે ચાલ બચ્ચા બે પાંચ દિવસ ઉતરી પડ."

"એમજ કોઈ વખત આપણું મન થાય કે ચાલ ફલાણા ગામ નાહસી જાઉ. મારો પણ કોઈ કોઈ વાર એવો જીવ કટાલી આવેછ કે મન થાયછ કે જાપાન જાઉ, નહી તો ઇરાન જઇને ત્યા જીંદગી ભર અસલી ઇરાનની ભુમીની શોધખોળ ચલાવુ મુબઇ ને પુનું મને હવે જરા ગમતું નથી."

"બાકીની બધી જીદગી? જાણે કેવા એક ઘરડા થઈ ગયા હોવો તેમ વાત કરોછ?" એમ કહી નરીમાન પોતાની ચરબીવાલી જાંગ ઠોકવા લાગ્યા.

"તમે જાણોછ તો ખરા કે ચાલીસ વર્ષ થયાં કે જીંદગીની બીજી બાજુ શરૂ થાય છે મને પણ હવે ચાલીસમુ વરસ થોડા દિવસમાં ઉગશે, એટલે હવે બોત ગઇ ને થોડી રહી"

"અરે રૂસ્તીમ શેઠ, હાઇકોર્ટના જડજો ને તમારા કુળો તમને એમ 'રીટાયર' થવા દે એ મને લાગતુ નથી જાપાન ને ઇરાનથી પણ તમને તેડાવી મગાવે તો હુ અજાયબ નહી થાઉ, કારણકે એક બેરિસ્ટર તરીકેની તમારી કિર્તી ઘણી જાણીતી છે."

"હુ કાઈ એટલો નામાકીત નથી, અને જો કાઈ જરા રતી જાણીતો બી થયો હોવુ તોપણ હવે જુના ડોબાઓએ નવાઓને માટે જગા કરવી જોઇએ

"માફ કરજે અહ રૂસ્તીમ દોસ્ત, મને લાગેછ કે દુન્યા કોઇ કારણને લીધે તમને અકારી થઇ પડેલી લાગે છે, નહી તો તમે આવી ઝળકતી કારકીર્દી છોડવા નહી માગો અને—"

હજી તો નરીમાન પોતાનુ બોલવુ પુરૂ કરે નહી તેટલામા રૂસ્તીમની નજર બાગને પેલે નાકે દોડવા લાગી, અને તે તરફ નરીમાનનુ પણ ધ્યાન ખેંચાયુ, અને તે તરફ જોતા નરીમાને એક ખુબસુરત છોકરીને જોઇ આ છોકરીને તે બરાબર ઓળખતો હતો તેથી મનમા બડબડયો "ઓજળ," તેની પાસે બીજા વધુ શબ્દો બોલવા માટે આ વખતે અને આ પળે ફાજલ હતા નહી, વળી તુરત તે છોકરીને જોઇ રૂસ્તીમ ઉઠી ઉભો થયો ને બોલ્યો, "નરીમાન શેઠ, તમને લાબે વખતે મળવાથી મને ઘણી ખુશી ઉત્તપન્ન થઇ છે" એમ કહી રૂસ્તીમ પોતાની હમેશની ખુશ ચાલથી ઉલટો જઇને નરીમાનને શેકહેન્ડ કરીને જાણે ઉતાવળે ત્યાથી ચાલી જવા માગતો હોય તેમ તૈયાર થઇ ઉભો જતા જતા બોલ્યો, "હુ તમને મળીશ, હું આએ હોટેલમાજ ઉતરેલો છુ."

રૂસ્તીમને ચાલી જતાં જોઇને નરીમાન હવે મોટેથી બોલ્યો, "ચાલો, અહીં પણ એ છોકરીએ જાળ બીછાવી છે. મારા સમ! મને તો લાગેછ કે રૂસ્તીમ બેરિસ્ટર એ છોકરી ઉપર તદન ભોળવઇ ગયલો લાગે છે. રાંડ બલા! ઠીક છે, બચ્ચા નરીમાન, ભુલેલાને રસ્તો દેખાડવો સવાબનું કામ

કે તક શોધીને એ આપડાને મારે હંસારો કરવોજ પડશે. અરે રાડ બલા! અરે બલા! તારી લપટમા હજી કેટલા વીટલાગે'" આમ બોલી ભરમર્યા ખુરા મીજાજના નરીમાન પોતાનુ પેટ પમરાવતા બેઠા, ને થોડી થોડી વારે તપખીરના ચમટા નાકમા ખોસીને દેમાગી ખુશ લેહેરમા રાખતા હતા.

રુસ્તીમ બેરિસ્ટર ત્યાથી ઉઠીને આગળે પેલે નાકે ચાલ્યો, જ્યા તે પેલી છોકરીને મળ્યો. તેણીએ તેને હસીને સલામ કીધી, અને તેને જોઇને ઉભી રહી રુસ્તીમને લાગ્યુ કે આજે તેણીના ખુબસુરત ચેહરા ઉપર કાંઇ ગંભીર વિચારનો બોજો રમી રહયો હતો

"કેમ, આજે કાંઇ ગંભીર દીસાછો?" બીજુ કાંઇ બોલવાનું જડયું નહી તેથી તેણે આ સવાલ કીધો

"તમે આજે ઘણા ગભરાયલા કેમ લાગોછો." તેણીએ પણ તેવોજ સવાલ કીધો, અને પોતાનુ જાદુઇ મોહ્રું દેખાડીને જાણે રુસ્તીમને જખમ કરતી હોય તેવો દેખાવ કરી ઉભી

"તેહમી આજે મને તને એક વાત કહેવી છે" આ બોલ ઘણા સાધારણ હતા તે છતા તેના બોલવાની ઢબ, તેના બોલવાનો સાદ એ સઘળા ઉપરથી તે પોતે પણ જાણતો હતો કે મારૂ મગજ ગરમ થઇ આવ્યુ છે.

"શી વાત છે?" એમ પુછીને, જાણે બીજી પળે તેણી સમજી ગઇ કે શુ, તેથી વાત ઉડાવવા બોલી, "હશે, રુસ્તીમ વાત બાત પછી, હુ તો મારા જાલને શોધુછ"

"તમારો જાલ સહીસલામત છે તે મારા ભાણેજ માણેક સાથે હજી સુધી ક્રિકેટ રમેછ, અને મારી વાત સાથે જાલને થોડું ઘણુ લાગેછ વળગેછ."

"જાલ સાથે લાગેછવળગેછ! તે શુ!"

"તે હું કહું, મારી આગલ થોડી મિનિટ બેસો" એમ કહી તે નાકે ઝાડો પછવાડે એક એકાત બાંક હતો ત્યા તેણીને બેસવા બોલાવી

જાત સાથે લાગેલ છે વળગેલ છે એવી વાત તે શી હશે તે જાણવા તેહમી પોતાનો દમ ગુંટાવી રાખી તે વાત જાણવા અધીરી થઇ બેઠી.

"બોલો, તમે શું કેહવા માગો છો?" એમ બોલતા તેણીની ગમે એવી હિમ્મત છતા તેણીના હોઠો ધ્રુજવા લાગ્યા.

"આપણને હવે એક બીજા સાથે ઘાડી દોસ્તી ઘણી પડીછે" એટલું બોલી તે વળી અટક્યો, પણ એટલા બોલોમાજ તેણી પામી ગઇ.

"હા, તમારી સાથે મને સારી ઓળખાણ પડી છે, અને તે ઓળખાણ ને મિત્રાચારી તમે જાળવી રાખવા માગતા હોવો તો મારી આગળ એવા બોલ ફરી કાહડતા ના, જેથી મિત્રાચારી તુટી જાય. એવાબો કટલાક શબ્દો છે જેથી બેન ભાઈની દોસ્તીમા ખલલ પડે છે તે તમે સારીપેઠે સમજતા હશો"

આ સાંભળી રૂસ્તમ નિરાશી ભરેલા ચેહરે થોડીવાર મુંગો બેઠો આહ! તેહમી કેવી બેચાબુ કરી રહી હતી! જાણે એક પરી રૂસ્તમ ઉપર જાદુ ચલાવી રહી હતી! આહ! આ હોટેલના બાગમા તનાહ તરાહના ફુલોની વાસ આવતી હતી તે વાસ આ રૂપસુંદરીના બદનમાંથી જે વાસ નિકળતી હતી તેની આગલ શી બીસાતમા! આ હોટેલનો બાગ રંગબેરંગી ફુલોથી નજરને ઠંડક આપી રહયો હતો પણ તે ઠંડક આગલ આ નાજનીન, આ ખુબસુરત નાજનીનના દેખાવથી નજરને ઠંડક પડતી હતી, તે આગલ આ બાગ શી બીસાતમા!

"સાંભળો તેહમીના!" રૂસ્તમ પોતાના અસલ સાદે હિમ્મતથી બોલવા લાગ્યો "સાંભળો તેહમીના, હું તમને મારા ખરા જીગરથી ચાહું છું અને મને જે કેહવું છે તે બધું મને કહેવા દો. અલબત્તા હું સમજું છું કે આવી રીતે મને બોલતા જોઇને તમે મને ઘણો અમર્યાદ ભર્યો ગણુશો, હું તમને ચાહું છું તેમા કશો ગુનાહ નથી. મારા જીગર ઉપર હું કાબુ રાખી શકયો નહી એમ હું કબુલ કરૂં છું તમે મને નહી ચાહતા

હશો એમાં કશો શક નથી, કારણકે આ તમારી ખુબસુરતી અને તમારી નેક ખાસીઅત ઘણી ઉમદા પ્રકારની છે અને હું જાણું છું કે હુ તમારે લાયકનો ભરથાર નથી. મારા કરતા ઘણા વધારે ઉચે દરજ્જાનો ધણી તમને વધારે માફક આવશે એમ હું માનું છું. એ સઘળું હુ જાણું છું તે છતા તમારી તરફ મારૂ દિલ દોડયુ તે હુ અટકાવી શકયો નથી!"

તેનો દેખાવ, તેની રીતભાત, તેની પ્યાર જાહેર કરવાની પ્રમાણિક નિશ્ચા, એ સઘળુ આઇના મીસાલ દેખાઇ આવતુ હતું, અને તે સઘળું તેહમી સમજી શકી, ને જોઈ શકી તેણીએ તેના હાથ ઉપર હાથ મુકયો, અને તેણીના હાથના અડકવાથી તે ચોકયો તેણી પછી આસ્તેથી અને ઘણા માયાળુ અવાજે બોલી, "રૂસ્તીમ, હુ તારે માટે ઘણી દલગીર છું," આ શબ્દોથી તેમજ તેણીની દિલસોજીથી તેણે પોતાનુ બોલવું ચાલુ રાખ્યુ, અને તે બોલ્યો, "હુ કાઇ તદન મર્ખો નથી, ઘણા સારા સારા અને શીખેલા માણસોનું મત છે કે મારૂ ભવિષ્ય ઝલકતુ છે જો મને મગરૂર નહી ગણો તો મને કેહવા દો કે હુ આજ કાલ પુરતો જાણીતો થયલો છું, અને હજી હું જવાન કહેવાઉં. સામટી રીતે લેતા તમે જો મારો હાથ કબુલ રાખો તો મારા જેવો એક ભરથાર મેળવવા તમે મગરૂબી લઇ શકશો. મને ફક્ત એક વાર તમારો દાસ થવા દો, પછી જોઇ લો કે હુ તમને કેવો સતોષ આપુંછ જીદગીના ઘણા ખરા બનાવો સોરટી જેવા છે, અને જો તમે આજની તક હાથમાં ધરશો તો તમને પસ્તાવાનું જરા પણ કારણ મળશે નહી. એટલું યાદ રાખજો કે હુ તમારા વિશ્વાસને સાચ્ચો નિવડીશ"

"મી૦ રૂસ્તીમ, હું ઘણી, અતીઘણી દલગીર છુ કે એ વાત બનશે નહીં. વળી હુ તમને કહી ચુકી તેમ તમે મારી સાથે એવી વાત કીધી છે કે હવે આપણી ઓળખ વધુ વાર ચાલુ રાખી શકીશ નહિ. હવે હું તમને મિત્ર ગણી શકુજ નહી."

"ત્યારે શું તમે મને ચાહી શકતાં નથી!" રૂસ્તમે પુછ્યું

"હા, હું તમને ચાહી શકતી નથી, અને હવે તેટલામાટે તમારી સાથે વધુ વાર દોસ્તી રાખી શકતી નથી. હુ જાણુ છ કે તમે એવા માણસ છો કે નાસીપાસીથી તમારૂ જીગર તોડી નાખશો હું ધારૂ છુ કે એક વખત તમને ઝટકો લાગશે પણ પછી બધુ સારૂ જ થશે. વળી હું જાણુ છુ કે તમે મારી ઉપર મોહી પડયા છો તે છતાં એક મિત્રના સાહયા હેથલ તમને હુ મળુ, ને ઓળખ જારી રાખુ તે પણ ખોટુ કહેવાય. હું એવા પ્રકારની બાયડી નથી કે મારા એક વખાણનારને મિત્ર તરીકે ચાલુ રાખુ."

"હુ પાછુ પુછુ છુ કે તમે મને ચાહી શકતા નથી?" રૂસ્તીમે ફકત એકજ વાકય, જાણે તે મોઢે કરી લાવ્યો હોય તેમ, પુછયા કીધો.

"નહી, રૂસ્તીમ નહી, હુ તમને ચાહી શકતી નથી. મે મારૂ દિલ બીજાને આપીને મારા દિલનો ખુરદો કીધો છે, ને હજી સુધી હુ મુગે મોઢે તે માટે ખમું છુ. સાહેબજી. તમારા ભલા ખવાસ અને તમારી અહસ્થાઈ વિષે મને એટલો ઉચો મત છે કે હુ માનુ છુ કે તમે હવે મને બીજી વાર એવી વાતથી સતાવશો નહી હુ તમને સલ્લાહ આપુછ કે તમે આ હોટેલમાથી ચાલી જાઓ"

"હા, તેહમીના, હું અહીથી ચાલી જઇશ," રૂસ્તીમે જવાબ દીધો.

"મેહરબાની થશે, સાહેબજી," એમ કહીને તેણી ત્યાથી ઝડપથી ચાલી ગઇ, અને તે તેણીને પછવાડેથી ટીકતો ઉભો. તેહેમી હોટેલના ઓટલા ઉપર ચહડીને અદર જતી રહી.

રૂસ્તીમ પોતાના હાથ પાટલુનના ગજવામા ખોસીને નિચી ડોકીએ બાગમા ધીમે ધીમે ચાલ્યો, અને ઘડીમા જમીન તરફ ને ઘડીમાં આસ્માન તરફ જોવા લાગ્યો. તેને પુનાનુ હોટેલ દોજખખાના જેવુ લાગ્યુ. તે પોતાના ખભાં અવાર નવાર ચડાવતો ચડાવતો આગલ ચાલ્યો અને આખરે છુટકારોનો દમ ખેચીને બોલ્યો, "ચાલો ત્યારે, ખેલ

ખલાસ થયો,. બચ્ચા રૂસ્તીમ. તેં દાવ ખેલ્યો, ને તુ દાવ હારયો હવે રૂસ્તીમ યાદ રાખજે કે હવે તારે મરદ તરીકે વર્તવું, ને બેવકુફાઇ કરવી નહીં," એમ વિચાર કરતો તે બાગમા ધીમે લટાર મારતો હતો તેટલામાં તેણે તેના દોસ્ત નરીમાનને સામેથી આવતો જોયો

આ ભરભર્યા ખાન બાહાદુરે પોતાના હમેશના હસ્તા ચહેરે બોલવાનું શરૂ કીધુ, "મી૦ રૂસ્તીમ, સુરતમા તમે મારો જાન બચાવ્યો અને તે ઉપકારનો ભાર હજી મારે માથે છે, અને મને જો તક આવે તો તેનો બદલો વાળી આપવા સેવક હમેશ તત્પર છે."

"તમે મને કોઇના હુમલામાથી બચાવી શકો એવું કશું નથી. મારી સાથે કોઇને અણબનાવ નથી, વાસ્તે તમે આવા ડાહયા થઇને ઘેલુ ઘેલુ ના બકો."

"અરે મારા મેહરબાન બારિસ્ટર સાહેબ, હું જાણુ છ ને બધુ સમજુ છ. હુ એક રીતે નહી તો બીજી રીતે તમારો પાડ વાળીશ. જુઓ રૂસ્તીમ, હુ તમને પેલી છોકરી, જે હમણા તમારી સાથે હતી, તેને બરાબર ઓળખુ છ, ને તેની બધી તવારિખ તમને કહી શકું એમ છે."



## પ્રકરણ ૩.

## એક મિત્રનો મત.



તે ઓરતની બધી તવારિખ નરીમાન કહી શકે એ રૂસ્તીમના માનવામાં નહી આવ્યું. હશે, કદાચ તે એણીને ઓળખતો હશે, કોણ છે તે જાણતો હશે, અને તેણીની જીંદગીની કાંઇ એકાદ બે ભૂલોથી વાકેફ હશે, પણ તે આ છોકરીની બધી તવારિખ જાણતો હોય એ રૂસ્તીમ માનતો ન હતો. એક બેવકુફ માણસની વાત મશહુર છે કે તે પોતાનું ઘર વેચવા નિકળ્યો, ત્યારે ભીંતમાંની એક ઇંટ કહાડીને ઘરના નમુના તરીકે બતાવવા લાગ્યો. તે પ્રમાણે કેટલાંક માણસ કોઇની એક બે વાત જાણતાં હોય તો તેને બરાબર ઓળખવાનો અને બરાબર પીછાણવાનો દાવો કરે છે. આથી ખાનબાહાદુર નરીમાનના બોલવા ઉપર રૂસ્તીમ બૅરિસ્ટરે ઝાઝું લક્ષ દીધું નહી, એટલુંજ નહી પણ તેને ટુંકમાંજ ડાહમ્યો.

"કયી છોકરી?" એમ કહી તેણે પોતાના ગજવામાથી રૂમાલ કહાડીને મો નુછયુ.

"પેલી મીસ–મીસીસ–નખોદ ગયું એને કયે નામે ઓળખવી તે પહેલા તો મુશકેલ છે," ખાન બહાદુર નરીમાન એમ બોલી પોતાના હમેશના રંગીલા સ્વભાવે ખડખડ હસ્વા લાગ્યો.

"તમો બધી તવારિખ જાણોછ, ફક્ત શરૂઆતજ કરી શક્તા નથી, અને નામ બરાબર જાણતા નથી!" રૂસ્તમે તાણો માર્યો.

"અરે નહી રે મારા મેહરબાન, હું એ છોકરીને ઇંચે ઇંચે ઓળખુંછ, પણ મુશકેલી એ છે કે એને કયે નામે ઓળખવી."

"ગમે તે નામે શરૂઆત કરો," રૂસ્તીમે મશકેરીમાં જવાબ દીધો.

રૂસ્તીમની મશકેરી અને ટાહુકાથી નરીમાનને ખસ્યાણું લાગ્યું, પણ તેનો જાતી સ્વભાવ રંગીલો હતો અને જાતે ખુશ મીજાજી હતો, તેમજ રૂસ્તીમના ઉપકારમાં છું એમ તે અંતઃકરણથી માનતો હતો, તેથી તે રૂસ્તીમનું માન રાખીને ગુસ્સો ગળી ગયો, અને બોલ્યો, "મી૰ રૂસ્તીમ, એ તેહમીના વિષે તમને બધી માહીતગારી આપવી એ મારી ફરજ સમજું છું. એ છોકરીની વાત બીજા કોઇ કરતાં વધારે સારી રવેસે હું જાણું છું. મુબઇમાં સેકડો માણસો એને ઓળખતાં હશે, અને તેઓ બધાં તેણીની તરફ ધિક્કાર અને તિરસ્કારથી જોતાં હશે, પણ મને એ છોકરી તરફ કશો વેરભાવ નથી, તેમજ હું એ છોકરી તરફ સખ્તાઇથી વર્તવાનું પસંદ કરતો નથી. તેણીની ઉમર નાની છે, અને હજી દુન્યાદારીમાં ઘડાયલી નથી. ટુંકમાં કહીએ તો નાદાન અને ઉછાછલી છે. જો ખરૂં પુછો તો મને પોતાને એ છોકરી ગમેછ."

"એ છોકરીની તવારિખમા તમે વિરૂધ તો કશું કહયું નથી. ઉલટું, તમે એ છોકરીને પસંદ કરોછો, સાહેબ મેહરબાન, મને જરા લાંબી વૉક લેવી છે."

"સબર, ઉતાવળા ના થાઓ તમે મુંબઇમાં બૅંડ સ્ટાંડ ઉપર ખાન સાહેબ દાદીબાની ધણીઆણી તેહમી વિષે ગામ ગપાટા નથી સાંભળ્યા?"

"હા, પેલી ડાકટર પેસતનજી બેપતીસ્ટાની છોકરી, તેજ કે? અને પેલા અદી ઇસકી સાથે ફરેછ તેજ કે?"

"હા, આબાદ ઓળખી?"

આ સાંભલી રૂસ્તીમ બૅરિસ્ટર સેહજ વિચારમાં ઉભો, તેટલામાં નરીમાન પોતાની ફત્તેહ થયલી સમજીને ઉકમાઇ લઇને બોલ્યો, "હુ એ છોકરીને બરાબર ઓળખુંછ, કારણકે એનો વર દાદીબા મારો 'યમ' થાયછે. સત્તર વરસની હતી ત્યારે એ છોકરી દાદીબા સાથે પરણી, અને ત્રણ વરસમાં તો ધણી ધણીઆણી પંચાની કરીને છુટા રહ્યા."

"અને હજી છુટી રહેછ?" રૂસ્તમે આતુરતાથી પુછયું.

"હા, હજી છુટી રહેછ."

"લાગેછ તો તદન છોકરી!" રૂસ્તમ બીજા કાંઇ બોલ જડયા નહી તેથી વિચારમા અને વિચારમા બોલ્યો, પણ પછી પાછો પુછવા લાગ્યો, "એનો વર હજી જીવતો છે કે એ રંડાયલી છે?"

"અરે તાદીઆ, જીવતો જાગતો છે, ને એને ખાય કરડે તેવો હયાત છે મને ફકત અરધા કલાકની વાત ઉપર મળ્યો!"

"ત્યારે એનો વર બી આહી પુનામા છે?"

"હા, પુનામા, અને વળી આએજ હોટલમા."

"મી૦ રૂસ્તીમ, પેલા બાક ઉપર બેસો, ને હું તમને બીજી બધી વીગત કહી સમજાવુ"

"બાક ઉપર બેસ્વાનુ કશુ કામ નથી, ને તમે મને બીજી વીગતો જણાવશો પણ તેમા મને કશો ફાયદો થનાર નથી," રૂસ્તીમ બોલ્યો. તે ખરા જીગરથી આ તેહમીને ચાહતો હતો, અને તેથી તેણીની નાલેશી વિષે કાંઈ સાંભળવા ખુશી ન હતો તે છતા પોતાની મરજી વિરૂધ તે ત્યાજ ઉભો રહયો ને ખાનબાહાદુર નરીમાન જે કાંઇ બોલી ગયો તે બેહરા કાને સાભળ્યા કીધુ નરીમાનને બોલતો અટકાવી શકયો નહી, પણ શું માનવું ને શુ નહી માનવુ તે તેનું કામ હતુ. રૂસ્તમ બેરિસ્ટર એક ઘણો બાહોસ અને ચંચલ વિદ્વાન હતો અને પોતાના ધધામા ઘણો ચાલાક અને કુશળ હતો વળી તેનામા ચોક્કસ શકિત હતી જે બધા બેરિસ્ટરમાં હોતી નથી. માણસને ભિતરમાથી પારખી કાહાડવામા તે એકકો હતો. મનુષ્ય જાતના ખવાસનો તેને પાકકો અનુભવ હતો, અને મડળોમા અને કલબોમાં જે જે નાલેશીઓ થતી હતી તેમાની ઘણી ખરી તે માની દેતો ન હતો. કદાચ કોઇ કેહેશે કે એમ તો ઘણા જણ માનતા નથી, તેથી મી૦ રૂસ્તમ બેરિસ્તરને અદભુત શક્તિનો માણસ ગણવો એ ભુલ ભરેલુ છે. ટુકમા, મી૦ રૂસ્તીમ બેરિસ્તર

માણસાઇ ખાસીયતનો અનુપમ અભ્યાસી હતો, કે જેથી સાધારણ માણસ બેનસીબ હોય છે. કેટલાક ભણેલા પુરૂષો પણ એવા હોય છે કે કાંઇ ગામગપાટા સાંભળે તો તે તુરત ઝટ ને પટ માની લે છે એટલુજ નહી પણ લોકોને પણ જોર જબરીથી મનાવાની કોશેશ કરે છે. ઘણા જણ એમ કહેવા નિકળશે કે અમે પણ ગામગપાટા ઉપર ધ્યાન આપતા નથી. પણ દુન્યાના મોટા ભાગે માણસો કાચા કાનના હોય છે, અને કાંઇ બુમાટા અને ખબર વાચ્યા કે સાભળ્યા તો જાણે કેવા લાહેર હોય તેમ ડોકુ ધુણાવી કહેશે કે 'બા, કાંઇબી હોશે ત્યારે વાત બાહાર આવી કેની?' 'બા, આગ વગર કાંઇ ધુમાડો નિકળે?' ખાનસાહેબ દાદાભાઇ', જેને સાધારણ રીતે લોકો 'દાદીબા' ના નામથી ઓળખતા હતા, તેને તેની બાયડી સાથે બનતું ન હોવાથી, તેઓ બન્ને રાજી ખુશીથી જુદા રહ્યા, એવી વાત તેણે કલબમાં એક વાર સાંભળી હતી, પણ તે વાતની બાતમી શી હશે, અને તે વાતનો પાયો શુ હશે, તે જાણ્યા વગર, અને તેની સઘળી તેહકીક કર્યા વિના કઇ બાજુએ મત બાધવુ તે મુશકેલ સમજીને તેણે એ વાત પોતાના ધ્યાન-માથી કહાડી નાખી હતી, અને આજે પણ તેણે તેમજ કીધુ.

બીજા હાથ ઉપર ખાનબાહાદુર નરીમાન વિષે રૂસ્તીમને માન હતુ. જો કે નરીમાન ઘણો મોટો વિદ્વાન ન હતો, તે છતા પાકો ગ્રહસ્થ આદમી હતો, અને રૂસ્તીમને જુઠું સમજાવે એમ માનવુ તો તદનજ ભુલ ભરેલું હતું. એક જવાન છોકરી જેણી ગમે એવી ઉછાછલી હોય અને પોતાના ધણી સાથે બનતુ ન હોવાથી છુટી પડી, તેણી ગમે એવી ખુબસુરત પણ હોય, અને ગમે એવા છુટા વિચાર ધરાવતી હોય, તેથી તેણીની ઉપર શક લઇ જવો, એ રૂસ્તીમના મનથી ઉતાવળુ પગલુ ભરવા જેવું હતુ. આથી તેહમી વિષે નરીમાનનુ બોલવુ તેના ધ્યાનમાં ઉતર્યુ નહી. તેહમીની જગા પર કોઇ બીજી છોકરીની વાત નરીમાને કીધી હોત તોપણ રૂસ્તમ તેવાજ છેવટ ઉપર આવત. તોપણ તે તેહમી તરફથી બચાવ કરવા નિકળ્યો નહી, તેમજ તેહમીની તરફેણમાં મત ઉચારવાથી પહરેજ રહયો, કારણકે તે ઘણો ડાહ્યો અને અનુંભવી માણસ હતો. સર્વથી સરસ માર્ગ એ હતો કે નરીમાન જે કહે

તે સાંભળી લેવુ, તેમજ નરીમાનને એક ગ્રહસ્થ તરીકે માનીને તેને જુઠો પાડવાની કોશેશ કરવી નહી.

ખાનબાહાદૂર નરીમાન જાણે પોતે રૂસ્તીમના ઉપકારનો કેવો એક બદલો વાળતો હોય, આ વાત કરીને રૂસ્તીમને કેવા એક ખાડામાં પડતો અટકાવતો હોય, તેમ મનમાં સંતોષ માની લઇને આગલ બોલ્યો, "એ તેહમી ડાકટર પેશતનજીની એકપૂરી દીકરી હતી, અને ઘણી લાડકી હતી. એની મા એને છ વરસની નાની મુકીને મરી ગઈ. નાનપણથીજ એ છોકરી પોતાની મરજી મુજબ ચાલતી હતી. ડાકટર પેશતનજી પણ પોતાની દીકરીની મરજી વિરૂધ કશું કરતા હતા નહી, જે માગે તે આપે ને જ્યા જાય ત્યાં જવા દે ઘરમા દરેક નોકર ચાકર પણ તેહમીનાના કહેવ મુજબ ચાલતાં, ને નહી ચાલ્યાં તો કમબખ્તી, તેમને તુરત પેડો મળતો હતો. અરે ચૌદ વરસની હતી ત્યારે મનમા આવ્યું ત્યારે એકલી નવસારી ગઈ, અને જમશેદ બાગમા ઉતરી. બસ પોતાના બાપને જરા પણ મચક આપતી હતી નહી, પણ ડાકટરે તેણીને એકલી નવસારી જવા માટે ઘણી ધમકાવી હતી."

"જેની મા મરી ગઈ અને ઘરની કેળવણી આપનાર જતી રહી તે સેહજ 'વાઇલ્ડ' નિકળેછ ખરી, પણ દાહડેવારેની થતા પોતાની મેળે ધ્રકેલા ખાઇને સુધરેછ," રૂસ્તીમે વચમાં ટાઉકો પુર્યો.

"અરે જરા 'વાઇલ્ડ'જ હોતે તો સમજ્યા. પછી તો તેણી જવાન છોકરાઓ સાથે ફરવા હરવા લાગી, અને દરેક સાથે લાડ ને નખરાં કરવા લાગી. અરે મી૦ રૂસ્તીમ, હજી તો એ છોકરીએ સદરો પેહર્યો નહી અને હજી તો ફ્રૉક પેહરીને ફરતી હતી, તેટલામાં કેટલાક દુકતાઓ સાથે દોસ્તી માડી! ખુબસુરતી! એણીની ખુબસુરતી જોઇ દરેક એની સાથે વાત કરવા ઉભુ રહે, ને દરેક જણાને એ છોકરી ગમવા લાગી. જેમ જેમ મોટી થઈ તેમ એનામાં જવાન છોકરાઓનો ડોળો ખોવાયો, અને બધા એની સોડમાં ભરાવા લાગ્યા."

"તે બધા એની ઉપર પ્યારમા પડયા હશે પણ એ કાંઈ બધા ઉપર પ્યારમાં પડી નહી હોય," રૂસ્તીમે તેહમીનાના બચાવમાં થોડા શબ્દ મોંમાંથી કાહડયા.

"અરે શેઠ, જવાન ખુબસુરત છોકરીને પેહલાં તો છોકરાઓ સાથે ફરવુંજ શા માટે જોઇએ? શેઠ માનજો, એ છોકરી સોળ વરસની થઇ ત્યારે કાંઈ નહી તો ચાર દજન જવાન છોકરાઓ સાથે એને ઓળખ પડી હશે. મને લાગેછ કે જે દાહાડે તેઓએ તેહમીનાં દાદીબા સાથે અદરાવાની વાત સાંભળી હશે, ત્યારે એકાદ બે જણે 'પૃશીક આસીડ' પીધી હશે, અને કેટલાક જણ એક બે દિવસ ભુખ્યા પડી રહીને રડયા હશે!"

"દાદીબા સાથે એ તેહમીને કયાંથી ઓળખ પડી," બેરિસ્ટરે પુછ્યું.

"એના બાપનો દાદીબા ગ્રાહક થતો હતો. દાદીબાને ત્યાં પેશતનજી ડાકટર વર્ષાણુ ખાતા હતા. એ દાદીબા ઉપર તેહમી પેહલાં તો જાનકુરબાન કરતી હતી"

"ત્યારે એ 'લવ મેરેજ' હતાં?" રૂસ્તીમ અરધા અફસોસ સાદે બોલ્યો.

"ખુદા જાણે! એ દુકતી તો પહેલે એમજ કહેતી હતી, અને લોકને એમજ સમજાવતી હતી કે દાદીબા ઉપર મારો સાચો પ્યાર છે. પણ અફસોસ! મારો મિત્ર દાદીબા તદન ફસ્યો! બિચારાની જીંદગી ધુળમાં મળી!"

"પણ પરણ્યાં પછી સાથે રહયાં હતાં કેની?" બૅરિસ્ટરે સવાલ કીધો.

"હા, પેહલાં એક બે વર્ષ ધરાંપરાં થયાં. ઓ મારા વાહલા, ઓ ડીઅર, અને એવા એવા શબ્દો બોલીને એકાદ બે વર્ષ સાથે રહયાં. પેહલાં તેઓ માહીમમાં એકાદ બંગલો લઇને રહયાં હતાં, અને એકમેક સાથે એવાં હળીમળી ગયાં હતાં કે એક બીજાથી એક ઘડી પણ જુદાં પડતાં હતાં

નહી. ડાકટર પેશતનજી તે વખતે જીવતા હતા અને કોઈ કોઈ વાર તેવણ પણ દીકરીને ત્યાં માહીમ જઈ રહેતા હતા તેહમીને ત્યાં દીકરો આવ્યો, ત્યારે તેને બચ્ચાંની ગાડીમા બેસાડીને ડાકટર પોતે પોતાના કંપાઉન્ડમા ગાડી ચલાવતા હતા અને પોતે તે છોકરાને સીસીમાંથી દુધ પાતા હતા એટલો તે છોકરા ઉપર બુઢો મમાવો ફીદા થયો હતો એ લોકને પરણવાને ત્રણ વર્ષ થયા પછી ડાકટર પેશતનજી ગુજર્યા હુ તે વખતે ઉટાકામદ હતો મારી તબીઅત ઘણી લથડી ગઈ હતી અને મને ખાધેલુ કાંઇ જરતું હતુ નહી. ડાકટર સુરતવાલાએ મને હવા ખાવાની ભલામણ કીધી અને તેથી હુ ત્યા ગયો હતો ડાકટર પેશતનજી ગુજર્યા ત્યારે હુ તો મુબઈમાં હતો નહી મે જામેમા વાચ્યુ કે ડાકટર પેશતનજી બાપતીસ્ટા ગુજર્યા. મારા ફ્રેન્ડ દાદીબાને તડાકો પડશે એમ ન્યુસ વાચતાજ મને લાગ્યુ. ડાકટરે દીકરીને પરણાવતી વખતે મોટી રકમ દાદીબાને આપી હતી, અને તેહમી એકપૂરી એટલે બાકીનુ જે હતુ, અને ડાકટરની આવક મોટી હતી, તેની બધી દોલત તેહમીને મળી. દાદીબા પોતે પણ તવગર હતો, એટલે કહેવત છે તેમ ભરતીમા ભરાયુ."

"ત્યારે તમારા ફ્રેન્ડ દાદીબાને આ લગનથી કાંઈ નુકસાન તો નઈ થયુ," રૂસ્તીમ વચમા બોલ્યો.

"અરે શેઠ, એ કયા નાગોભુખો હતો એના બાપની દોલત કયા કમી છે ? એ તો ખરેખર ખાનદાની છોકરો છે એ તો અસલના ખરશેદજી ઘોધાનો નજદીકનો સગો થાય. એના બાપની મીલો, ને જીનીગ ફેકટરીની સખ્યા ગણાય નહી એટલી છે. એ જો ચાહતે તો કોઈ ઘણા મોટા ખાનદાનની છોકરી પરણી શકતે." નરીમાન પોતાના જાની મિત્ર દાદીબાની સીફારસમા એકદમ આગલ વધ્યો, જે રૂસ્તીમને ગમયુ નહી, તેથી તેણે વચમા ટાહુકો પૂર્યો. "આવી અતી અસાધારણ ખુબસુરત, આવા એક જાણીતા ડાકટરની છોકરી, વળી એકપૂરી છોકરી અને મોટી રીત મળી, એથી વધારે કયા ખાનદાનની છોકરી મળતે ? એવો કોણ સસરો

મળતે જે પોતાની દીકરીને બધું કાહડી આપતે? અને એથી વધુ ખુબ-સુરત છોકરીની આશા રાખવી, ને આકાશમાની પરી સાથે પરણવાનો સ્વપ્નો જોવો બરાબર છે"

રૂસ્તીમના ટાહુકાનો ચટકો નરીમાનને લાગ્યો ખરો, પણ તેણે પોતાની લાગણી પ્રગટ કીધી નહી, અને જેમ બને તેમ પોતાની વાત ટૂંકી કરવા લાગ્યો.

"મી. રૂસ્તીમ, તમને લાંબી વાત કરી કંટાળો આપવાને બદલે હું મળ મુદ્દા ઉપર આવીશ. પેશતનજી ડાકટર ગુજર્યા પછી એ લોક માહીમથી ઘર ખાલી કરીને મુંબઇમાં ગ્રાંટરોડ આવીને રહયાં. માહિમ રહેતાં હતા ત્યારે બે ત્રણ વર્ષ સુધી જાણે એકાંત જીંદગી ગુજારતા હોય તેમ રહયાં હતા, પણ ગ્રાંટરોડ આવી રહયાં પછી દરરોજ દરિયે કિનારે અને બેંડ સ્ટાંડ, અને એપોલો ઉપર ગાડી હંકારવા લાગ્યા. ત્યાં તેહમીના અસલના ઓળખીતાઓ એક પછી એક પાછા મળવા લાગ્યા, અને તેઓની સાથે ખીખી ખાખા અને હસ્વા બોલવાનું તેણીએ પાછુ શરૂ કીધુ. કેટલાક જવાન્યાઓ તો બસ એની ઉપર દીવાના બની ગયા હતા અને જેમ બતીની આગલ પતંગીઉં ફર્યા કરે તેમ જ્યાં તેણી જાય ત્યાં જયા વગર રહેતા હતા નહી."

"ત્યારે તમે એમ કહેવા માગોછ કે દાદીબા તરફ તેહમીનો પ્યાર સાચો અને સાબેત નહી હતો?"

"નહી! સાચો અને સાબુત પ્યાર હોય તો બીજાઓ સાથે નખરાં નહી કરે. એક પરણેલી ઓરતે પોતાના ધણીની લાગણીનો વિચાર રાખવો જોઇએ," ખાનબાહાદુર નરીમાન એ બાબદ ઉપર ઉશ્કેરાઇને બોલ્યા.

"અને દાદીબા તે વારે ક્યાં હતો?" રૂસ્તીમે પુછ્યું.

"દાદીબા સાથેજ હતો પણ મૂર્ખાની માફક બાયલો બનીને સાથે ફરતો હતો, દાદીબા અને તેહમી બન્ને બચ્ચાં હતાં એમ કહીએ તો

ચાલે. તેઓ હસ્તાં બોલતા અને મરાંતાં હતાં અને પાછા કીસ-કોટી કરીને સલ્લાહ કરતાં હતાં. દાદીબા સેહેજ પણ અદેખો હતો નહી."

"ઘણો ડાહયો! પણ ત્યારે બિગાડ કેમ થયો?" રૂસ્તીમે પુછ્યું.

"હું બરાબર કહી નહી શકતો. મને શક છે કે દાદીબાની બુઢી ફુઇ અત્રરનવાર તેહમી વીષે વાત કરીને દાદીબાના કાન ભરતી હતી તેથી એ ઉશ્કેરાયો હોય એમ હું માનું છું. વખતે તેને પોતાને તેહમીની ચાલચલણ ગમી નહી હોય. એક દિવસે રાત્રે નાટકમાથી આવીને દાદીબા ખુબ છેડાયો ને ત્યાં જોવા જેવો દેખાવ થઇ રહયો. મેં કહયુ તેમ તેહમી પોતાની મરજી પ્રમાણે ચાલનારી હતી અને જો કોઇએ તેણીની સામે થઇને તેણીને ઉશ્કેરી તો વાઘણ માફક છેડાઇ પડતી હતી આ મારામારીમા દાદીબાને બકરૂ કાહડતા ઉટ પેઠું. આ મારામારીની વખતે માલુમ પડયુ કે તેહમી પોતે ઘણી અદેખી હતી અને એક બાયડી સાથની દાદીબાની હીલચાલ બારીકઇથી તપાસતી હતી. તે છોકરીનુ નામ મરવા દો— તે બૈરી દાદીબા કરતા ઉમરે મોટી લાગતી હતી, અને તેહમી છેડાઇને મરાવા લાગી કે દાદીબા તે બૈરી સાથે જોઇએ તે કરતા વધારે ફરતો હતો અને હસ્તો બોલતો હતો."

"ખુદરતી છે. બૈરાઓ હમેશ અદેખાં હોયછે, તેમાં તેહમીનો એકલીનો કસુર નથી," બેરિસ્ટર બોલ્યો.

"રૂસ્તીમ શેઠ, દાદીબા તો માટીડો હતો. માટીડો ગમે તે કરે તે ચાલી જાય, પણ તેથી દાદીબા તેહમીને બીજાઓ સાથે નાચવા કેમ દએ?"

"અંહ! હું તમારૂં બોલવું બરાબર સમજ્યુંછ. તમો બરાબર સમજાવી શકતા નથી, પણ હું તમારી બધી મતલબ સમજી શકુંછુ," રૂસ્તીમ બેરિસ્ટરે જવાબ દીધો.

"તમે મારી મતલબ બરાબર સમજતા હશો! એક બારગી કબુલ કરો કે દાદીબા મર્યાદાની હદ કુદાવી બીજી બાયડી સાથે ગેરકાયદાસર વર્તતો

હતો, પણ તેથી એમ નહી થયું કે તેહમીએ પણ દાદીબાની નકલ કરવી જોઇએ. તેહમી બધા સાથે હસ્તી બોલતી હતી તેની દાદીબાને પરવા નહી હતી, પણ એક ચોક્કસ અદી દારુવાલા નામનો જવાન તેના ઘેરમા આવતો હતો, તેને માટે દાદીબાને વાંધો હતો. તેની સાથે કશા પ્રકારનો વેહવાર રાખવો નહી એવો દાદીબાએ તેહમીને હુકમ કીધો અતરે મારે જણાવવુ જોઇએ કે તેહમીએ પોતાના વરને ચીડવવા બીજે દિનેજ તેને પોતાને ત્યા જમવા તેડયો. આથી વધુ પંચાતી થઇ સગાવાહલાંઓ અને દોસ્તો વચ્ચે પડયાં, અને જો કે તેઓ સમજુતી કરાવવા ઘણા ઇનેજાર હતાં, પણ તેહમી બજીદ થઇ અને જીદ લઈ બેઠી કે મારે દાદીબા સાથે રહેવુ નથી, અને આખરે તેણી પોતાના નાના દીકરાને લઇને દાદીબાથી જુદી રહી. તેણીના બધા પૈસા ટકા પણ દાદીબા પાસેજ રહયા અને તેણીએ પૈસાની લેશભાર પણ દરકાર કીધી નહી."

"તેણીએ પોતાની હુજત પૂરી પાડી અને આખરે છુટી રહી, પણ દાદીબાએ તેણીને છૂટી રહેવા કેમ દીધી," રૂસ્તીમે પુછયુ

"તેહમીએ બધાંને કહયું કે હુ રાજી ખુશીથી જુદી રહુ છુ, અને તેમ કરતા તમે મને અટકાવશો તો હું કોર્ટનો આસરો લઇશ, અને દાદીબાની નાલેશી ભર કોર્ટમા ઉઘાડી પાડીશ. દાદીબા આબરૂદાર ખાનદાનનો હોવાથી તેણે જોયું કે તેહમી કોર્ટમા જશે તો ખાનદાનને ખરાબ લાગશે તેથી તેહમી જેમ કરે તેમ તેણીને કરવા દીધુ"

"હવે હું સમજયો. દાદીબાનું પોતાનું પાછલું બાર ધબકયું. એમ કહોની કે દાદીબાના ટાટીઆ ઢીલા એટલે પછી કરે શુ ?" રૂસ્તીમ બોલ્યો.

"ટુંકમાં, કેટલાક સગાંવાહલાંની હજુરમાં તેઓએ એક બીજાને લખી આપ્યું અને પોતાની રાજીખુશીથી જુદાં પડયાં. બીચારો દાદીબા ! છતી બૈરીએ બૈરી વગરનો ! નાના છોકરા જાલ ઉપર બાપનો એટલો બધો ચાહ હતો, પણ તેહમી તેને પણ પોતાની સાથે લઇ ગઇ !"

"દાદીમા છતી બૈરીએ બૈરી વગરનો છે એમ તમે દયા ખાવો છો, પણ તમે બીજી બાજુ ભુલી જાઓ છો, કે તેહમીના છતા વરે વર વગરની છે," રૂ તીમે દીનસાફને ખાતર વચમા ટાહુકો પર્યો.

'મારા સમ! તેણી વર વગર પુરતી મજાહ મારે છે, તેણીની જીંદગીનુ સાર્થક માટીડાઓ સાથે હસ્વા બોલવામા અને તેમને પોતાની તરફ લોભાવવામા સમાયલુ છે. બીચારો કોઇ મર્ખો તેણીના હસ્વા બોલાવાથી લોભાઇ જઇને તેગાની તરફ ખેચાઇ જાય છે, તો પોતે જાણે કેની એક નિરદોષ હોય તેમ કઇ જાણુતી નથી એમ ડોલ ઘાલે છે, અને તે બિચારો બાપડો નાસીપાસીમા ગર્ક થઇ રખડી જાય છે. લોકો કહે છે કે અદી દીસ્કી સાથે એણીને નામનો નહી પણ ઘાડો સબધ છે, પણ હુ પોતે એ વિષે કશું ખાતરી પૂર્વક જાણુતો નથી. હું ધારૂછુ કે તેહમી એક એવી ઓરત છે કે જેણીને કોઇ માટીડાની પરવા નથી જેઓ પોતે તેહમી સાથે ફરયા હર્યા છે અને મજાહ કીધી છે તેઓમાનો મોટો ભાગ તેહમી વિષે ખરાબ મત બાધતા નથી, તે છતા હુ જેટલું જાણુતો હતો તેટલુ મે તમને કહયું છે અને તેમ કહીને મે મારી ફરજ બજાવી છે. એક નાગણથી બીહો તેમ એનાથી બીહને સભાળીને વર્તજો એટલુ તો ખરૂ ક હવે એણીએ પોતાની આબરૂની ધુળધાણી કીધી છે! તેમજ સાથે લાગ્યું એ છોકરીએ કેટલાક જવાનીઆઓની જીદગી રદ કીધી છે! તમે માનશો? અર્ધા કલાક ઉપર મે એ છોકરીને પોતાના વર દાદીમા સાથેજ ગાડીમા ફરતી જોઇ!"

"કોણુની સાથે?" નરીમાનની જીભ કાંઇ ભુલમાં લપસી પડી હશે એમ ધારીને રૂસ્તીમે સવાલ પૂછ્યો.

"ખુદ એના પોતાના વર સાથે, ખુદ દાદીમા સાથે, એ બી એક જાતની કેવી બેહયાઇ! મને તો લાગેછ કે એ લોક પાછાં સેહલાઇથી સમજુતી ઉપર આવશે!"

રૂસ્તીમ નરીમાનથી છૂટો પડીને એકલો ચાલતાં ચાલતાં મનમાં બોલે છે "નરીમાન બધું બોલ્યો તેનો સાર શો?" આ પળે તેણીનું

દિલ કોની ઉપર ચોટેલું છે તે તો એ કોઇ ખાતરીથી કહી શકતો નથી. વળી તેહમીના દિલની લાગણીની તપાસ લેવાને નરીમાન જેવો ઓલ્યો તદન અશકત છે, પણ એ બધા સાથે મને શું કામ છે! મેં મારી બાજી અજમાવી જોઇ અને હું તો બાજીમા હાર્યોછુ ! એટલે મારે હવે અતરે રહેવામાં શોભા નથી, નહી તો મારૂ મગજ જતું રહેશે. હુ ધારૂંછુ કે દાદીમા હજી એ છોકરીને બરાબર ઓળખી શકયો નથી. તેહમી જેવી છોકરીનું અંતકરણ તપાસવાને ઘણા બાહોશ ભેજાંની જરૂર છે. એ છોકરીમાં ખૂબી શી છે તે જાણવાની દાદીબાએ કશી દરકાર કીધી હોય એમ લાગતું નથી. મને લાગેછે કે દાદીબા પોતે આપમતલબી રીતે વર્તયો છે. ગમે તે હોય તોપણ તે પોતાની કેળવણી અને ઉમર પ્રમાણે તેહમીને ઓળખવાને નિષ્ફળ નિવડેલો જણાય છે ”

રૂસ્તીમ પોતાના ઓરડામા ગયો, અને પોતાની ત્રંક ઘસડી કાહાડી તેણે હોટેલમાંથી કોઇ બી રીતે નિકળી જવું જોઇએ, એવા અનુમાન ઉપર તે આવ્યો હતો. વાત કરીને ઢીલ કરવામાં કશો સાર નહી હતો. ત્રંકમાં કપડાં મેળતા તે પોતાની આખ્યો ઉપર હાથ મુકીને માથું દાબી બોલ્યો “અહીયી મને જવા ગમતુ નથી! આહ! મારી તેહમી! આહ! મારી કલેજી હુ તારો ગુલામ છુ!” પણ બીજીજ પળે પોતાની નબળાઇ માટે પસ્તાવો કરીને ઉઠયો, તેવામાં દાદર ઉપર એક નાના બુચાના પગલાં ટપ–ટપ–ટપ ચહડતાં સંભળાયા, અને પછી તે દોડનો દોડનો ઓરડામાં આવ્યો, અને તોતડું બોલ્યો “લુટમજી, લુટમજી તમે થેઓ તે ”

રૂસ્તીમે બારણું ઉઘાડયુ ત્યારે તેની છાતી ધપધપ થવા લાગી. વખતે તેહમીએ પોતાના બુચા જાલ પાસે કાંઈ કેહવડાવ્યું હોય તો?

“કેમ જાલ, શું કહેછ?” એમ બોલીને જાલના શોનેરી બાલના સુંદર ગુચડા અને તેનો ખુબસુરત નીરદોષ ચેહેરો જોતો તે ઉભો.

જાલની નજર પેલી ત્રંક ઉપર પડી તેથી તે પુછવા લાગ્યો, “લુટમજી, તમે ધાઓછ શું?”

"હા, મારા બેટા, હું અહીથી જાઉછ."

"તાલે તમાલો માનેક બી તમાલી સાથે આવેત કે ?"

"નહી, માણેક તો પુનામાંજ રહેશે"

"નહી લુટમજી, તને ના ધાઓ" પેલો જાલ બોલવા લાગ્યો.

"નહી, મને ગમે તે બીજુ કેહ. પણ મારાથી અહીં થોભાય એમ નથી" રૂસ્તમે તે બચ્ચાને પાસાંમા દાબીને કહ્યું.

"તાલે તમે અમાલી થાતે તાય નહી આવતા ?"

"તમારી સાથે આવુ ? કયા" રૂસ્તીમે જાલને પુછયુ.

"માલી થાતે ને માયજી થાતે. માયજી તેહતાંતા કે બીજી મધાની જગ્યામાં ધઇશુ તા તમે ને માણેક આવો તો તેવી મધાહ પડથે, વાહ !

રૂસ્તીમને લાગ્યુ કે આ છોકરાની હાજરીથી તેનું મન ડામાડોળ બની જશે માટે હવે એની સાથે વધુ વાત કરવી નહી, તેથી એ છોકરાને કોટી ફીસી કરીને રમાડીને તેને દાદર આગલ મુકી દીધો, ને બારણુ બધ કરી દીધુ.

જાલ દાદર ઉપરથી નિચે ઉતરતો ઉતરતો જોય છે તો તેના ગાલ પાણીથી બીંજાયલા હતા. રૂસ્તીમની આંખોમાથી પાણી પડયું હતું અને તેથી જાલના ગાલ બીજાયા હતા.



## પ્રકરણ ૪.

### એક આશક—તેની બે માશુક.



હોટેલની ગાડીના કૉચ બાકસ ઉપર તેહમી સાથે થોડી મિનીટની અચબુચ મુલાકાત થઈ તેથી તેહમી તરફનો દાદીબાનો સુતેલો પ્યાર પાછો ઉભરી આવ્યો. તેની મગજની નબલાઇને લીધે તેમજ તેના ભોલા સ્વભાવને લીધે તે સેહેલાઇથી દરેક ચીજ ભૂલી જતો હતો. પોતાની બાયડીથી છૂટા પડવા પછી થોડાંક અઠવાડીઆ તેને જુદાઇનો વિચાર આવ્યા કીધો હતો, પણ પછી પાછુ કલબમા ને હોટેલમાં ધખ બરાયું કે પોતાની ઉપર પડેલુ દુખ તે ભૂલી ગયો હતો. અદી ઇસ્કી સાથે તેહમીની વર્તણુક વખોડવાજોગ તો હતી તે વિષે તેના મનમાં કશો શક નહી હતો. વળી તેણીએ ખુલ્લે ખુલ્લું જણાવ્યું હતું કે હા, હા, હા, હુ એ અદી ઇસ્કી સાથે "તમારી બોહોંસ પર ફ્રીશ." સંસારનું દુ:ખ ખમવુ ભારે છે, પણ જ્યારે તે સંસારના દુખની વાત કલબે કલબ અને ચાર દોસ્તો મળે ત્યાં થવા માંડે ત્યારે તે દુખ ખમવુ વધારે બારી છે. બિચારા દાદીબાના નસિબમાં એમજ હતું જ્યારે દોસ્તો તેને જોના, ત્યારે માંહોમાંહે એની બૈરીની વાત ચાલતી હતી, અને તેથી તેણે કઠણ દિલ રાખી તેહમીથી છૂટું રહેવાનું પસંદ કર્યું હતું.

પણ જેમ દરેક જખમ રૂઝાય છે તેમ આ ઝખમ ઉપર પણ ચામડી ફરી વળી હતી. જ્યારે તેને પોતાની બૈરી સાથે હોટેલની ગાડીના કૉચ બૉકસ ઉપર અચાનક મુલાકાત થઇ ગઇ, ત્યારે તેણીના મનહર ચેહરાની અસર પાછી દાદીબા ઉપર ઝટ થઇ, અને તેનો આગલો પ્યાર, આગલો સાચો પ્યાર, જે પ્યાર તેણે અદરાવા અગાઉ તેહમી ઉપર હતો, તેવોજ

પ્યાર પાછો ઉભરી નિકળ્યો, પણ દાદીબાના મનથી અફસોસની વાત તો એ હતી કે તેણીએ આ વખતે કશી પ્યારની લાગણી દેખાડી હતી નહી. જો તેણીએ તેની સાથે વાત કરવા ના પાડી હોત, જો તેણીએ તેને જોઇને મોઢું મરડયું હોત, જો તેણીએ આ અચાનક મુલાકાત વેળા દાદીબા ઉપર પોતાના દિલના બલતરાંનો ઉભરો કાહડયો હોત, તો દાદીબા તેની દરકાર કરત નહી, કારણ કે દરેક માણસ ઉશ્કેરાઇને થોડી મિનિટમાં શાંત થાય છે. તેમ જો તેહમીએ કર્યું હોત તો દાદીબાને તેહમીને પટાવી લેવાનો વખત મળત. પરંતું આ ન ધારેલી મુલાકાતની વેળા જાણે દાદીબા તેણીનો ધણી નહી હોય, જાણે દાદીબા એક તેણીનો સાધારણ ઓળખીતો હોય, તેમ તેની સાથે વર્તી, તેમ તેની સાથે, જાણે આગલ કાંઇજ બન્યું ન હોય તેમ, તેની સાથે વાત કીધી, અને જાણે તેમની વચ્ચે કશી આગલી તવારિખ બનેલી હોયજ નહી, તેમ તેણી તેની સાથે વર્તી, ને બોલીચાલી, ત્યારે દાદીબાને ઘણો ખીજવાટ થયો. દાદીબાએ આ મુલાકાત વેળા પોતાની આગલી જીદગી, પોતાની પરણેલી જીદગી વિષે, તેમજ તેમના વચ્ચે થયલા કજીઆ વિષે ઇસારો કરવાની તક ઘણીવાર હાથ ધરી હતી, પણ તેણીએ ઘણી બાહોશીથી તેવી વાત તુરત ઉડાવી દીધી હતી, અથવા તો દાદીબાના સવાલના જવાબ આપવાને બદલે ચુપકીદી અખત્યાર કરી હતી. આથી જો દાદીબાએ તેણીને પોતાનાં દિલમા માફી બક્ષી હોય તો પણ તેહમીએ દાદીબાને પોતાના અંતકરણમાંથી માફી બક્ષી હોય એમ લાગતુ હતું નહી.

આટલું ધ્યાનમાં રાખવાજોગ છે કે દાદીબા પોતે પોતાના મનમાં બરાબર સમજતો હતો કે તેહમીને માફીની ઘણી જરૂર હતી. દાદીબા જાણતો હતો કે જેમ તેહમીનું નામ અદી ઇસ્કી સાથે વગોવાતું હતું, તેમ પોતાનું નામ મેરી મડમ સાથે લોકો છૂટથી વાપરતાં હતાં. તેહમીનો અદી ઇસ્કી સાથનો સબંધ ટપકાને પાત્ર છે એમ દાદીબા ખાતરીપૂર્વક કહી શકતો નહી હતો, યાને તેહમી ગુનેહગાર થઇ ચુકી છે, એમ તેની ખાતરી

નહી હતી, પણ તે પોતાના ગુનાહથી તો અચ્છી રીતે વાકેફ હતો. તેહમીના છૂટા પડવાથી તે પોતાના દોસ્તોમાં વગોવાયો હતો એ ખરી વાત છે, પણ ત્યારે છૂટાં પડવાથી શું તેહમીનું નામ તેટલુંજ ખરાબ નહી થયું હતું? દાદીબાને બરાબર યાદ હતી, અને તે બિલકુલ ભૂલી ગયો ન હતો, કે દિવસો સુધી, સહવારે કે સાંજે, પોતાની બૈરીને તજીને તે પેલી અતી દિલખેંચનારી મેરી મડમની સોડમાં ભરાતો હતો, ત્યારે તેહમી કેવી એકલી ઝુરીને બેસતી હતી, તેનો ચિતાર તેની આંખ સામેથી કદી ખસ્યો નહી હતો. તેહમી પેહલે ઘણી સબુરી રાખતી હતી, સબુરીમાંથી તેણી અજાયબી પામી, અને અજાયબીમાથી તેણીને ગુસ્સો ચઢયો, અને ગુસ્સામાંથી તેણીએ વેર લેવાનો ઠરાવ કર્યો, અને તે વેર લેવાની નેમથીજ તેણીએ અદી ઇસ્કી સાથે દોસ્તી વધારી. આટલુ જાણ્યા પછી કહો કે દાદીબા તેહમીનો વાંક કેમ કાહાડી શકે? વાકની શરૂઆત કરનાર દાદીબા પોતે હતો, અને એ વાત ઉપર નાખની કરવા પણ દાદીબા પેહલો તૈયાર થયો, પણ જેમ દાદીબાની નકલ કરવા તેણીએ બીજા સાથે દોસ્તી પાડી હતી, તેમ દાદીબાની નકલ કરીને તેણી પણ દાદીબાને માફી બક્ષવા તૈયાર નહી થાય?

અફસોસ! તેહમી જલદી માફ કરે તેવી ન હતી. તેમના વચ્ચે અંતર મોટો પડયો હતો અને તે અંતરને સાંધવાનુ સાધણ કાંઇ હતું નહી. તેઓ ગાડીમાં સાથે મળ્યાં ત્યારે તેણીની બેદરકારભરેલી વાતથી તેને બહુ બળતરાં થયાં અને તે માહેથી બહુ મુઝાયો પણ તેમાં શો ફાયદો? તેણે એક એવો ગુનાહ કર્યો હતો કે તે માફ કરી શકાય તેવો ન હતો. જ્યારે ગાડી પાછી હોટેલ આગળ આવી ઉભી, ને તેમાંથી તેઓ ઉતર્યાં ત્યારે છુટાં પડતી વેળા દાદીબાએ તેણીનો હાથ ઘણા હેતથી દાબ્યો હતો, પણ તેણીએ તેની કશી 'નોટીસ' લીધી નહી. શેકહેન્ડ કરતી વેળા કે છુટાં પડતી વેળા તેહમી તરફથી કશી તરાંહનુ ઉત્તેજન મળ્યું નહી, ઉલટું તેણીએ તેને એક સાધારણ ઓળખીતાની પંકતી ઉપર ઉતારી મેલ્યો હતો

એમ જોઇને તેને પુષ્કળ ચચરાત થવા લાગ્યો. તે મનમાં પસ્તાતો હોટેલના બાગમાં નિચી મુડીએ એકલો ફરવા લાગ્યો.

જો તેની આંખ્યો જમીન તરફ ટાંકેલી ન હોત, તો તેને માલુમ પડત કે બાગમાં તે એકલો ન હતો, કારણકે એક નાજનીન તેની તરફ ધસારો કરી આવતી હતી. તેણીના દેખાવ ઉપરથી ખુલ્લું જણાતું હતું કે તેણીએ તેજ દિવસે આ હોટેલમાં પગ મુકયો હતો, કારણકે આણી ગમ પેલીગમ નજર કરીને તે બાગની તપાસ લેતી હતી. તેણીની ગુલાબી સાડી, તેણીનો નવી ફેશનનો પોલકો, સીલોનનો ભરેલો સદરો, અને હાથમાંની ફાંકડી છતરી સાથ તેણીનો દેખાવ એક આરસીમાની ખુબસુરત મડમ જેવો લાગતો હતો. બેશક, આ ઓરત એક ઉડતી પરીની ખુબસુરતો ધરાવતી હતી ખરેખર આ નવી આવનાર ઓરત અસાધારણ ખુબસુરતીનો દાવો કરતી હતી. જોકે તેણીનો પેહલો બહાર ખલાસ થયલો લાગતો હતો, તે છતા એક ચિતારો જે સપૂર્ણતાથી એક પિકચર દોરે, તેવી પૃરી સપૃર્ણતાની લીટીઓ તેણીના મોંહ ઉપરથી હજી ભુસાઇ હતી નહી. તેણીનો ઘાટઘટમ, તેણીના આંખના ભવાની કમાણ, અને ચમકતી આંખ્યો, દાઢી અને હોઠોની વળાણ એ સઘળુ સાથે મળીને એક એવું મોહુ બન્યુ હતું કે તેણીને જોનાર કોઇપણ સાવધ માણસ કદી પણ તેણીની ખુબસુરતી વિષે પસદગીના શબ્દો ઓચર્યા વિના રહે નહી. ફકત કોઇ દુખમા ડુબેલો કે કોઇ મગજનો ધસેલો દીવાનોજ તેણીને જોઇને તેણીની ખુબસુરતીને વખાણે નહી.

તેણી એક છેડેથી આવતી હતી, જ્યારે દાદીબા બીજે છેડેથી આવતો હતો. તેઓ બન્ને સાથે મળ્યાં, અને જ્યારે દાદીબાની આંખ્યો તેણીની આંખ્યો સાથે મળી, ત્યારે દાદીબાને જાણે વિજળીનો ઝટકો લાગ્યો હોય તેમ તે કુદયો. દાદીબા તેણીને જોઇને અતી અજાયબીમાં ગર્ક થયો. વળી અજાયબી સાથે તેને અતિ ખેદ ઉપજ્યો અને તેણી તેને જોતી કેટલીક પળ મુગી ઉભી. આખરે દાદીબાજ બોલ્યો "કેમ મેરી! મેં કદી આશા નહી રાખી હતી કે તું મને પુનામાં મળશે."

"પણ મે તે તને પુનામાં મળવાની આશા રાખી હતી. હું જાણતી હતી કે તું પુને ગયો છે, અને તેથી હું ખાસ તને મળવા આવી." મેરી મડમે દાદીબાને જવાબ દીધો. જો કોઇ સાભળનાર આગલ હોત તો તુરત તેણીના બોલ ઉપરથી તેણી અસલ ભરૂચની વતની હતી તે પારખી કાહાડત, પણ આપણે તેણીના બોલોમાં ભરૂચી ઉચ્ચાર દાખલ કરીશું નહીં.

"પણ એમ મારી પુઠેપુઠે આવવામાં તને શો ફાયદો ? એમાંથી કાંઇ સારૂં પરિણામ નહી નિપજે ! " દાદીબા બોલ્યો.

"સારૂં પરિણામ ? ફાયદો ? વળી હું તને ચાહુ છ ને તારી ઉપર મારો પ્યાર છે તેમાં મને ગેરફાયદો શુ થનાર છે ? દાદીબા, તારી સાથની દોસ્તીમાં મને તારી ઉપર પ્યાર લાગ્યો, તે મને પ્યારના સબકો શિખવ્યા, તેં મને પ્યારથી વાકેફ કીધી, અને હવે તે હું બધું ભુલી કેમ જઇ શકું ? તને જોવાથી અને તને મળવાથી, અને તારી સાથે હમેશ રહેવાથી મને મોટું સુખ થાય છે."

"પણ તારી સાથની દોસ્તીમાં મારા સસારનું નખોદ વળ્યું તે તો તું જો ! મેરી, જો તું મને ખરેખર ચાહતી હોય, ને તારો મારી ઉપર સાચો પ્યાર હોય, તો મને મારી જીદગી સુધારવા દે, મને મારો બગડેલો સંસાર સુધારવા દે, અને હવે અમારી વચ્ચે ના આવ."

મેરીની કાળી કાળી આંખ્યોનો ચમકાત વધ્યો અને જાણે તેણી સમજી ગઇ હોય તેમ પૂછવા લાગી, "કેમ, તારી બૈરી સાથે પાછી મુલાકાત થઇ શું ?"

"હા, મને આજે મળી'તી"

"અચાણુચી મળી ગઇ ?"

"હા, અચાણુચી."

"અને તમને પાછી સમજુતી થઇ ?"

"નહી, હજી કાંઇ તદન સમાધાની નથી થઇ."

"અંહ! ત્યારે તારૂં મન સમાધાની કરવા ઘણું રાજી હશે, પણ મને લાગેછ કે તેણીએજ તને ગણકાવ્યો નહિ હશે. તારા મોંહ ઉપરથીજ હું પારખુછ. ઓ દાદીબા, જે ઓરત તને ધિક્કારે તેને તું શું કામ વટાળવા જાયછ? તું તેણીને ભેટવા માગે ને તેણી તને તરછોડી કહાડે તેમાં તારી શી શોભા? કેતુ નિચું લાગે! હું હમેશ તને કહેતી આવીછ કે તારા જેવા એક ઉમદા વરની ધણીઆણી થવા તેણી તદન નાલાયક છે"

આ સાભળીને દાદીબાને ઘણું નામોશી ભરેલું લાગ્યું. તેની ધણી-આણીમા ગમે તે ખોડ હોય, તે તે જાણતો હોય તે એક વાત, અને તે ખોડ વિષે બીજાંઓ વાત કરે તે તેના મનથી જુદીજ વાત હતી, અને તેથી મેરી તેહમી વિષે કશું પણ ખરાબ બોલે તે તેને હવે ગમ્યુ નહી, અને તેથી તેણે જવાબ દીધો, "એ બધી જુની વાત છે, માંડી વાળ! અમે હવે બધી પાછલી વાત ભૂલી જઇશું"

"પાછલી વાત! અરે પાછલી વાત શાની, લે તને નવી વાત કહુ. ગયે અઠવાડિયેજ મે તેહમીને મુંબઇમા અદી ઇસ્કી સાથે ફરતાં જોઇતી."

"અદી ઇસ્કી સાથે તેહમીને?"

"હા, હા, તેહમીને, એક વિકટોરિયામા સાથે મેં મારી પોતાની આખે જોઇ. તુ કહે તેવા સમ ખાઉ."

દાદીબાને કોઇ સાંપે ડખ્યો હોત તો જેટલો ચોંકયો હોત, તેના કરતાં તે વધારે ચોંકયો. તેના પગ ઠર ઠર ધ્રુજવા લાગ્યા અને તેથી તે વધારે વાર ઉભો રહી શકયો નહી આથી તેણે મેરી મડમને કહયું, "પેલા બાંક ઉપર આવ, ત્યાં બેસીને વાત કરીએ." એમ કહી તેઓ બાગમાં એક ખણામા બાક હતો ત્યા જઇને બેઠાં. ત્યાં બેસીને દાદીબાએ ફરીથી પુછયુ:—

"મેરી, મને સાચું કહેજે, આ તું મને જે કહેછ તે સાચું છે કે જુઠું ?"

"દાદી, હું તને કહુંછ કે મેં મારી આ બે આંખ્યોએ તેને વિકટોરિયામાં દરીઆ કિનારેના રસ્તેથી જતાં જોયાં. હું જુઠું બોલું તો મારી બેઉ આંખ્યો ફુટે. તેં કોઇ દાહાડે મને ખોટું બોલતાં જોઇછ ?"

"તેઓ સાથે એક વિકટોરિયામાં !"

"હા,"

"અને ઘણા રંગમાં હતા કે ગંભીર બેઠેલાં હતાં."

"અરે તેહમી તો હસ્તી રમતી પુતલાં જેવી હતી."

"હું ખુદાના કસમ લઇને કહું છું કે હવે હું એ બદી ઇશ્કીને જીવતો નહી રહેવા દું ! આપણા પારસીઓમાં "ચેલજ" જેવું કાંઈ નથી. પણ ઠીક છે, બચ્ચા બદી, તું મારા હાથમાં હવે આવ્યો તો તારો જાન ગયો એમજ સમજ ! અંહ ! મેરી, તેં કયાં જોયાં ? દરિયે કિનારે, નહી વારૂ ?"

"અરે, હારે, મારાં કલેજાં, મેં મુઇને એક સાંજે દરિયે કિનારા-વાળા રસ્તે જોઇ."

"સાજે ! જ્યારે તે રસ્તે બધી ગાડીઓ જાય, ને બધાં લોક ફરવા નિકળે તે વખતે ! જબરી બેહયાઇ !" એમ કહી દાદીબા પોતાનું માથું હાથમાં દાબીને હાય મારતો બેઠો.

"વાહલા ! એમ તું અફસોસ કાંય કરેછ ! મરવા દે તે લોકને ! હવે તે લોક સાથે તને શું લાગે વળગે ! તે તારે લાયકની નથી, બસ તે તેને ઘરે, ને તું તારે ઘરે. બસ ખલાસ થઇ ગયું ! તું બી તારે ગમે તેમ કર. તે તેનું સુઝયું કરેછ તો તુબી તારૂં સુઝયું કર," એમ કહી મેરી પોતાના હાથે તેને પસવારવા લાગી. તેણીના મખમલ જેવા નરમ હાથથી

દાદીબાના મગજ ઉપર લોહી ધસી આવ્યું. તેણીના જાદુઇ હાથની અસર તેના દિલમાં પસરી. તેણીની ખુબસુરતી તેની નજરે પડતાંને વાર અને તેણીના અચ્છા સંગારથી તે તેની તેહમીને અરધો વીસરી ગયો. અતરે એક નાજનીન તેને ખરેખર ચાહતી હતી અને તેણી તેની આગલ હાજર હતી, ત્યારે જે ઓરતને તે ચાહતો હતો પણ જેણી તેને ધિક્કારતી હતી તેણીનો તેણે શા માટે અફસોસ કરવો જોઇએ ?

"તું આ હોટેલમાં ઉતરેલો છે કે, દાદી ?"

"હુંબી અહીંજ ઉતરી છું. હું જાણતી હતી કે તું અહી મને મળશે. મને તારી જુદાઇથી કેટલું દુઃખ થયું!" મેરી એમ બોલી તેના દિલ ઉપર અઢેલીને બેઠી.

તેઓ બન્ને જણ બેઠેલાં હતા ત્યા તેમની પછવાડેથી એક કોમળ ચિચિયારીનો અવાજ આવ્યો, અને એક ઓરત તેમની સામે આવી ઉભી! દાદીબા તેણીને જોઇને ચોંકયો ને ઉઠી ઉભો થયો! તેહમી ગુસ્સાથી લાલચોલ થયલી આંખ્યો સાથે તેની સામે હાથો પોહલા કરીને બખાડવા લાગી.

"ઓ બેવફા! ઓ બેશરમ!" તેણી એટલુંજ બોલી શકી. બાકીના શબ્દો તેણીના ગળાંમાં ખુટયા. દાદીબા નિચેથી ઉચુ જોઇ નહી શકયો. મેરી મડમ આગલજ ઉભી રહી. તેણીને તહમીની કશી દરકાર હતી નહી.

તેહમીએ જેમ તેમ આગલ બોલવાની કોશેશ કીધી, "હુ તને શોધતી આવી કે જઇને કહુ કે જે થયું તે હવે હું ભુલી જવા રાજી છું. સાંભળેછ કે દાદીબા? અને આએ મારી સામે હુ શું જોઉછ! આહ! હવે હું તને કદી-કદી-કદી માફ કરૂ નહી! આજે સહવારે તું મારી સાથે કેવો નિરદોષ રીતે વર્તયો, પણ હું શું જાણું કે તે તારા ફેલ હજી છોડયાં નથી!"

દાદીબાએ તેહમીને પાછી જતી અટકાવીને પૂછ્યુ, "તેહમી ફક્ત એક જવાબ આપ, મને ફક્ત એકજ જવાબ જોઇએછ, ને જો મારાથી તારૂં દિલ દુખાયું હોય તો હું ગુંટણુ મડીએ પડીને તારી માફી ચાહીશ. મને સાચું કહે, ખુદાને હાજર નાઝર જાણીને સાચું બોલજે, હું તને પુછુંછ કે તું અદી ઇસ્કી સાથે ગયા અઠવાડિયે ગાડીમાં સાથે ફરવા ગઇ'તી કે નહી?"

"ને હું ફરવા ગઇ હોવું તો તું શુ કેહવા માગેછ?"

"હું ફક્ત પુછુ છ કે તુ ગઇ હતી કે નહી?"

"હા, હું ગઇ હતી"

"તું વિકટોરિયામાં સાથે ગઇ હતી?"

"હા, હા, ગઇ હતી."

"બસ, એટલુંજ બસ છે. મને વધારે કાંઇ કેહવું નથી. ચાલ મેરી, મારો હાથ પકડ ને સાથે આવ," એમ કહીને તે મેરી સાથે ચાલતો થયો. તેહમી આ ખુબસુરત નાગણને ટીકતી અને હજારો સેસ ભરતી દંગ થઇ ઉભી. જતાં જતાં મેરી મડમ ખુબ ખુશમીજાજમા હસ્તી હસ્તી ચાલી, કારણકે તેણીની આજે ફત્તેહ થઇ હતી.

કોઇ પુછશે કે આ બે હરિફ બાનુંઓ ત્યાં ગાળાગાળી ઉપર કેમ નહી આવી? તો તેનો જવાબ આપી શકાશે. આ એક હોટેલ હતું. ત્યાં પુષ્કળ માણસો ઉતરેલાં હતાં. જો ગાળાગાળી જેવું વધી પડે તો ત્યાં જોવા જેવો દેખાવ થાય ને તેથી તેઓ સઘળાંઓની આબરૂના દાણેદાણા વેરાય. વળી આ વીસમી સદી હતી, અને તેથી સતરમી અઢારમી સદીમાં જેમ બૈરાંઓ ચોટલા પકડીને મરાતાં હતાં, તેમ મરાવાનું કેળવણીના પ્રતાપથી ભુલાઇ ગયું હતું. ટુંકમાં તેઓ સઘળાંઓની શોભા પોતાની આબરૂ ઢાંકવામાં હતી.

દાદીબા અને મેરી ચાલીને હોટેલમાં ભરાયાં. તેહમી ગુસ્સા અને કીનાથી ભરેલી તેમની પછવાડે તેમને જોતી ઉભી હતી, તેવામાં એક નાપાક વિચાર, એક કિનાનો વિચાર તેણીના મનમાંથી ઝટ પસાર થઇ ગયો. આવી ઉશ્કેરાયલી પળમાં તેણીએ તે વિચાર તુરત આવકારદાયક ગણ્યો. લાગલી તેણી પુનાના સ્ટેશન ઉપર ચાલતી થઇ. સ્ટેશન કાંઇ ઘણું દુર નહી હતું. રૂસ્તીમ બૅરિસ્ટર હજી ઉપડી ગયો હતો નહી. ટ્રેનને હજી થોડી મિનિટની વાર હતી. સ્ટેશન ઉપર બૅરીસ્ટરને એમ તેમ લટાર મારતો તેણીએ દીઠો. તે તદન નાસીપાસ, તદન ઉદાસ, તદન વિચારમાં ગુમ થયલો એમથી તેમ ફરતો હતો. પાછલથી જઇને તેહમીએ તેનો હાથ પકડયો.

"તેહમીના!" બૅરિસ્ટર તેણીને જોઇને બોલી ઉઠયો.

"હા, તેહમીના! તમે ના જાવો!"

"નહી જાઉ?"

"નહી, હોટેલમાં પાછા આવો!"

"તમે મને પાછો ફરવા હૂકમ કરોછ?"

"હા, હું તમને પાછા ફરવા કહુંછ!"

"પણ હુ તમારે લીધેજ અતરેથી ઉપડી જાઉછ!"

"તે બધુ ભૂલી જાઓ! સહવાર પછી ઘણો ફેરફાર થઇ ગયોછ. બોલો તમે આવોછ કે?"

"તને રાજી રાખવા હુ શું નહી કરૂ?"

"ચાલો, ત્યારે મને તમારો હાથ બગલમા લેવા દો."

દાદીબા અને મેરી મડમ હોટેલમાં એક બાજુએ ઉભાં રહીને વાત કરતાં હતાં, તેવામાં તેઓ રૂસ્તીમ અને તેહમીને બગલમાં હાથ લઇને આવતાં જોઇને ડગ થઇ ગયાં. આ રૂસ્તીમ બૅરિસ્ટરને તેઓ બન્નેએ આગલ કદી દીઠો ન હતો. તેહમી ખાસ જાણી જોઇને રૂસ્તીમ સાથે હસી હસીને વાત કરતી હતી, કે જેથી દાદીબાનું કોહી જાય.



## પ્રકરણ ૫.

### ગુંચવાડાપર ગુંચવાડા.



"મ તેને તાર કરીને બોલાવ્યોછ!" તેહમી બીજી સહવારે રૂસ્તીમ બૅરિસ્ટરના ઓરડામાં જઇને તેને પોતાનો અતી વિશ્વાસુ મિત્ર સમજીને કહેવા લાગી, "સહવારના ચાર વાગે ઉઠીને જાલને લઇને ફરતી ફરતી સ્ટેશન પર જઇને તેને તાર કીધો કે તાર મળતાંને વાર પુને ઉપડી આવ."

"ઓ બાપરે! તું બી જબરી! પણ હવેજ ખરો ગુંચવાડો ઉભો થશે!"

તેહમી રૂસ્તીમના ખભાં ઉપર હાથ મેલીને જાણે કાલાવાલા કરતી હોય તેમ કહેવા લાગી, "રૂસ્તીમ! તું મારી તરફ કરડો ના થા, અને તેં મને વચન આપ્યોછ કે દરેક બાબદમાં મારી બાજુ ખડો રહીને એક સાચા મિત્ર તરીકે તું મને હમેશ મદદ કરતો રહેશે, તે તારો વચન પાળવાનો હવે વખત આવ્યોછ. આએ દુન્યામાં મારો ખરો મિત્ર તારા સિવાય બીજો કોઇ નથી."

"હા, મેં તને વચન આપ્યોછ કે હું તને હમેશાં મિત્ર તરીકે મદદ કરીશ, પણ આએ બાબદમાં એક મિત્ર તરીકે મારી સલ્લાહ લઇને તારે આગલ ચાલવું હતું. જો તેં મારી સલ્લાહ લીધી હોત તો આવું ઉછાછલું, આવું ઘેલું—"

"પણ મેં મારી આખી જીંદગીમાં કોઇ દાહાડે કાંઇબી બાબદમાં કોઇનીબી સલ્લાહ લીધી નથી. હું બસ મને ગમે તે કરૂં છું. એ પુને સુધી ચાલી ચલાવીને છેક મારા ડોળા સામે પોતાની સહીને લાવીને ઉભો, અને તેણી મારી સામે જોઇને ખીખી કરવા લાગી, એથી મારૂં તો તદન

પાક્કીને પલેથર થઇ ગયુ, વાસ્તે મે બી પક્કો ઠરાવ કીધો કે જે ધણીને લીધે એ મારાથી છુટો થયો, તેનેજ અહીં બોલાવું, ને એના દેખતાં તેની સાથે હસુ બોલુ, ને વેર લઉ તોજ હું બી ખરી. એણે બેહયાઇ કરવામાં બાકી શુ રાખ્યુ કે હું એની હવે દરકાર કરૂ ?"

"હા, પણ તેં જે કીધું તેમાંથી કામ સુધરવાને બદલે બગડશે," રૂસ્તીમ બોલ્યો.

"રૂસ્તીમ! વખત જતા તારી તેમજ બધાંની ખાતરી થશે કે મારો તો ફક્ત માટીડાઓ સાથે હસવા બોલવાનો ને ફરવાનો જીવ છે, પણ કોઇ દાહાડે મે પાપી પગલું ભર્યું નથી. અને ધણી તરફ બેવફાઇ કરીને અધર્મી બની નથી, પણ એ મારો ધણી થતો તો પાપની પાળ ઓળગી ગયોછ. ગઇ રાત્રે હું જરા પણ ઉંઘી નથી, આખી રાત ઢોળ્યા ઉપર પડીને વિચાર અને વિચાર કર્યા કીધો, કે એ મને જાણી જોઇને એમ સતાવેછ શા માટે?"

"ત્યારે શુ હજી તને દાદીબા ઉપર હેત છે કે?"

"નહી નહી! હવે તો હું એને ધિક્કારૂં છ! મારાં ખરાં જીગરથી ધિક્કારૂં છ! હુ હવે છુટા છેડાની ફરિયાદી નોધાવીને તદન છુટી થઇશ! આહ! મને કાંઇ એવું થાયછ કે પેલી સફેદ ઠગારીને જાણે કાપીને કાચી ખાઇ જાઉ!"

"ચાલ, જરા ઠંડી પડ! છુટા છેડા કાંઇ એકદમ મળતા નથી! ચાલ, એકદમ ઉસ્કેરાઇ ના જા!" એમ કહી રૂસ્તીમે તેણીનો બરડો પસવારીને શાંત પાડી. રૂસ્તીમ બરિસ્ટર જાણતો હતો કે તેહમીને છુટા છેડા કાંઇ એકદમ મળે તેમ નહી હતું. પારસીની મૅત્રીમોન્યલ કૉર્ટમાં સધર પુરાવા વગર છુટાછેડાનું હુકમનામું થતું નથી તે રૂસ્તીમ જેવા બરિસ્ટરને સારી રવેશે જાણીતું હતુ, પણ જો તેહમીને છુટા છેડા મળે તો? આહ! એ વિચારથી તેનું દિલ માંહેથી ધબકારા કરી શોર મચાવી રહ્યું હતું.

આહ ! તેહમી છુટી થાય તો પછી ? તો પછી રૂસ્તીમને તેહમીને પોતાની કરી ગણતાં વાર ન લાગે !

"બોલ રૂસ્તીમ ! જો હું કાંઇ પીડામાં આવી પડી, જો આ મારાં પગલાંથી કાંઈ ગડબડ થઇ પડે તો બોલ મારી પડખે મિત્ર તરીકે ઉભો રહેશે કે ? હુ કાંઇ દાદીબા જેવા ઘણીથી હારી ખાઉ તેવી નથી તે છતાં હું ઓરત જાત છુ એટલે મને કોઇ મરદ મિત્રની ઘણી જરૂર છે," તેણી કેટલીક વાર ચુપ બેઠી હતી, પણ પછી તેણીને હવે નવા ગુચવાડા ઉભા થશે તેનુ ભાન આવતુ ગયું, ત્યારે તેણી રૂસ્તીમની મદદની ઘણી જરૂર જોવા લાગી, અને તેથીજ તેણીએ પાછું રૂસ્તીમને ઉપર પ્રમાણે પુછયુ હતું.

રૂસ્તીમ હજી જવાબ આપે તેટલામા તેહમી બોલી ઉઠી, "અરે અરે, રૂસ્તીમ રૂસ્તીમ, જો જો પેલો, ઓ કોઇ આવોરે !"

જે બાજુ તેહમીની નજર હતી ત્યા જોતા રૂસ્તીમે તુરત જોઇ લીધું કે જાલ થોડેક છેટેના ઝાડ ઉપર ચઢયો હતો અને પાછો ઉતરતાં તેનો પગ સડી પડયો હતો અને સારાં નસીબે તેના કપડાં ડાંખળીમાં ભેરવાઈ જવાથી તે જમીન ઉપર નિચે પડતા અટકી રહયો હતો.

રૂસ્તીમ તુરત તેની મદદે દોડયો અને જેવો તે ઝાડ આગલ જઇ પુગ્યો કે ડાંખલી જાલના ભારથી ભાગી ગઇ, અને જાલ નિચે પડયો, પણ રૂસ્તીમે તેને પોતાના બન્ને હાથોમાં ઝીલી લીધો.

તેહમી તો એક પથ્થરના પુતલાંની માફક જ્યાં ઉભી હતી ત્યાંજ સ્તંબ્ધ ઉભી રહી હતી. તેણીને આગલ ચાલવાની પણ સુધ્ધી રહી હતી નહી. ડોળા ફાડીને તેણી જાલ તરફ ટીકતી હતી, પણ જ્યારે રૂસ્તીમે તેને ઝીલી લીધો, ત્યારેજ તેણીએ છુટકારાનો દમ ખેંચ્યો હતો. આ વખતે તેહમી હોટેલમાં રૂસ્તીમના ઓરડામાં હતી, પણ જ્યારે તેણીએ જોયું કે જાલ સલામત છે, ત્યારે તેણી પોતે નિચે ઉતરીને બાગમાં આવી.

તેહમી નિચે ઉતરે તેટલાં એક જણુ રૂસ્તીમ આગલ આવીને બોલવા લાગ્યો, "શેઠ, આ છોકરાને તમે ઝીલ્યો નહી હોતે તો આજે એ છોકરો જીવતો રહેતે નહી, વાસ્તે હું તમારો મોટો ઉપકાર માનુંછ, હું——"

"નહી બા, ઉપકારની કશી જરૂર નથી. મારો ભાણેજ ક્યાં ગયો? એ નાપાક દુકતો, તેણે આ નાના છોકરાને ઝાડ ઉપર ચઢવા દીધો કેમ?" એમ બોલીને રૂસ્તીમ પોતાનો ભાણેજ માણેક કયાં છે તે જોવા એમ તેમ ફરતો હતો, તેટલામાં પેલા શખ્સ આગલ એક ઓરત આવીને તેને કેહવા લાગી, "એને તો હાથમાંથી લોહી નિકળેછ! અરે અરે!" એમ કહી તેણીએ જાલની હથેલીમાંથી લોહી નિકળતું હતું તે પોતાના રૂમાલ વતી નુંછી નાખ્યુ, અને જાલને પોતાના પાંસામા દાબીને ઉભી.

તેટલામા તો તેહમી ઉપરથી દોડતી આવી, ને આવતાને વાર જાલને પેલી ઓરતના પાસામાથી ઝુટવી લીધો, અને રૂસ્તીમને ધમકાવીને કેહવા લાગી, "જાલને છુટો મુકીને ક્યાં ફરોછ!"

પેલો શખ્સ બીજો કોઇ નહી, પણ તેહમીનો દાદીબા હતો, અને પેલી ઓરત બીજી કોઇ નહી, પણ દાદીબાની સહી મેરી હતી. મેરીના પાસામા જાલ ઉભો રહે, ને મેરી જાલના હાથમાથી નિકળતુ લોહી નુછે, એ તેહમીને કેમ ગમે!"

તેહમીની વર્તણુક મેરી તરફ ઘણીજ અસભ્ય ભરેલી હતી તેમાં કશો શક ન હતો, પણ તે સઘળુ ખુદરતી હતું. તેણી ડોળા કકડાવતી પોતાની મુદઇ શોખ તરફ જોવા લાગી, ત્યારે મેરીને પણ ફફડાત થવા લાગ્યો, અને બધા સાભળે તેમ દાદીબાને કહેવા લાગી, "બચ્ચાના હાથમાંથી લોહી નિકળતાં જોઇને મને દયા લાગી, પણ મને નહી ખબર કે એ એનો છોકરો છે." એમ કહી તેણી કાંઇ થોડી ગાળ બબડી. દાદીબાએ જોયું કે અહીં કાંઇ નવું જુનું થઇ જશે, અને તેમાંથી ફજેતી વધી જશે, માટે મેરીને લઇને ત્યાંથી ચાલી ગયો.

હોપ હોટેલની બપોરની જેનરલ ટેબલ ઉપર આફતનું વાદલ ફરી વળેલું હતું, અને તે વાદળામાં વીજળીનો મોટો જથ્થો ભરેલો હતો.

ખાનબાહાદુર નરીમાન જે હોટેલના બધા વીઝીટરોમાં નામાંકીત હતો, તે ટેબલના મુખડા ઉપર બેઠો હતો. માનને ખાતર તેને પ્રમુખની ખુરસી મળી હતી. તેની નજદીકમા તેનો દોસ્ત દાદીબા, અને દાદીબાની પાસેજ પેલી મેરી મડમ બેઠી હતી. થોડેક છેટે રૂસ્તીમ બેરિસ્ટર અને તેહમીનાએ બેઠક લીધી હતી. બીજાં વીઝીટરો પણ હતાં પણ તેમને આપણી વારતા સાથે કશું કામ નથી. ખાનબાહાદુર નરીમાન બેઠો કે આ ચાર શખ્સો સામે જોઇને મનમાં વિચાર કરતો હતો કે એક ટેબલ ઉપર આવી રીતે માટી બૈયર પોતાનાં માનીતાંઓ સાથે બેસે તે ખચ્ચીતજ અસાધારણ અને નવાઇ જેવુ હતું! તે મનમાં બડબડયો, "એ લોક ટેબલ ઉપર સળગી નહી ઉઠે તો સારૂ! પણ તેહમીની પાસે એક ખુરસી ખાલી છે ત્યાં કોણ આવેછ?" તે હજી એવો વિચાર મનમાં કરેછ તેટલામાં એક જવાન્યો, માર ફક્કડ પોશાકમાં, મૂછોના તાવ પોમેટમ લગાડીને અણીઆળા બનાવેલા, માર સેંટો પાડેલો, ઇંગ્રેજી પોશાકમાં ઉઘાડે માથે આવીને તેહમીને શેકહેન્ડ કરીને તેણીની પાસેની ખુરસી ઉપર બેઠો, ને બોલવા લાગ્યો, "તેહમી, તારો તાર મળ્યો કે હું તુરત ઉપડયો. મારો બૅગ હમેશાં તૈયાર રાખુંછ. વિકટોરીઆવાળાને ચાર આના વધારે આપીને ઘોડો દપટાવ્યો, ને જો તેમ નહીં કીધું હોતે તો સહવારની છ વાગેની ટ્રેન મળતે નહી. ગયે અઠવાડીએ મેં પુછાવ્યું ત્યારે તેં લખ્યું કે ના આવતો, અને આજે અચમુચો તાર આવ્યો કે વગર ઢીલે ઉપડી આવ."

"હા, પણ હોટેલમાં નવાં માણસો આવેલાં છે, ને તેથી તારા આવવાથી કાંઇક ગમત મળશે," તેહમીએ ભરમમાંજ દાદીબા સાંભળે તેમ જવાબ દીધો, અને પછી રૂસ્તીમ સાથે આ નવા આવનારને ઓળખ કરાવી, ને કહયું, તમે મારા બે મિત્રો છેઓ, માટે તમારે એક બીજાને ઓળખવું જોઇએ. આ નવો આવનાર કોણ હતો? જે ધણીને જોઇને

દાદીબાના દિલમાં અદેખાઇનો આતશ ઉશ્કેરાતો હતો, જે ધણીને લીધે તેણે તેહમી સાથે પંચાતી શોધી હતી, તેજ ધણી, તેહમીનો મિત્ર અદી ઇસ્કી હતો. જેને સહવારના પોહોરમાં સકાળે ઉઠીને તેહમીએ સ્ટેશનપરથી તાર કરીને બોલાવ્યો હતો તે આ ધણી હતો.

દાદીબાની અને અદી ઇસ્કીની નજર એક થઈ પેહલાં તો અદી ઇસ્કી દાદીબાને જોઇને ચોકયો. પછી બન્ને જણ એક એકને ઘણા ધિક્કારથી જોવા લાગ્યા. અદી ઇસ્કી તો મનમાં બડબડયો, "બચ્ચા આવી જા, મેદાન પડ, કોણ સરસ છે, તું કે હું?"

દાદીબા ખાનદાની પુરૂષ નહી હોત તો જમવાની ટેબલ ઉપર ગડબડ મચાવી દેત, પણ તેણે જોયું કે ગડબડ મચાવામાં બીજાંની સાથે પોતાની પણ ફજેતી થાય. ફ્કત મુગે મોઢે તેહમી અને અદી ઇસ્કી સામે તેણે ડોળા કકડાવીને જોયા કીધુ. આ ટેબલ ઉપર સર્વેથી વધારે ધ્યાન રાખીને મનમાં ને મનમાં ગમત જો કોઇએ મેળવી હોય તો તે ખાનબાહાદુર નરીમાન હતો.

અતરે જણાવવું જોઇએ કે પેહલાં તો અદી ઇસ્કી એમ સમજ્યો કે તેને માટે છટકુ મડાયું છે, પણ તેહમી સાથે થોડી વાત થયા પછી તે પોતાની હાલતથી વાકેફ થયો. ખાનબાહદુર નરીમાને ડબલ-અર્થ થાય તેમ બટલરને પૂછ્યુ, "આજે કયી જાતની માછલી હાથ લાગી?"

"બૉટ અચ્છી બોઇ મીલા હએ," બીચારા બટલરે ભોલાપણામાં જવાબ દીધો.

ખાનબાહદુર નરીમાન જે રૂસ્તીમ બૅરિસ્ટરની ઘણો નજદીક હતો તેણે રૂસ્તીમને પૂછ્યું, "આએ તેહમીનાનો ફ્રૅન્ડ અદી ઇસ્કી કોઇ અથંગ ઉઠાઉગીર અને બડો જોરાવર દીસેછ, નહી વારૂં?"

"જોરાવર! અંહહહ! મને તો કોઇ તાવદાન બાયલા બુબખ જેવો લાગેછ! બાટીડાઓમાં તો એની હસી થાય, ફક્ત બૈરાઓજ એની ઇસ્કઇ

જોઇને લોભાય," રૂસ્તીમે ફક્ત ખાનબાહાદુર સાંભળે તેમ આસ્તેથી જવાબ દીધો.

"એ ગાયણુમાં બહુ હુસ્યાર છે, ને એમેચ્યુર નાટકોમાં ઓરતનો પાર્ટ ઘણો બાહોશીથી બજાવેછ. બૈરાંઓ એનાં નખરાં જોઇને એની ઉપર બહુ મોહ પામે છે." નરીમાન રૂસ્તીમ સાંભળે તેમ બોલ્યો.

"હશે, હું નાટકોમાં જતો નથી. નાટકનો મને શોખ નથી," રૂસ્તીમે જવાબ દીધો.

તેહમી મુગી મુગી નિચી મુડીએ જમ્યા કીધી. ગમે તેવી હતી, તે છતાં તેણી આ હાલતમાં પોતાના વરની સામે જોવાની હિમત કરી શકી નહી, જ્યારે દાદીબા એટલો ખિજવાયલો હતો કે તેણે તેહમી અને અદી ઇશ્કી સામે ડોળા કકડાવીને જોયાજ કીધું. અલબતા તેહમી સમજતી હતી કે આ પગલાંથી દાદીબા જે તેણીનો ખુદ ધણી હતો તેને ઘણો ખિજવાટ થશે, અને તેને કારી ચટકો લાગશે, પણ તે છતાં બીજા હાથ ઉપર તેણી મનમાં ઘણી મગન થતી હતી કે જેમ તેણે તેણીને મેરીની હાજરીથી જખ્મી કીધી હતી, તેમ તેણીએ પોતાનો બરાબર કીનો લેવા અદી ઇશ્કીને બોલાવીને દાદીબાની લાગણી દુખવી હતી. અદલાનો બદલો તેણીએ બરાબર વાળી આપ્યો હતો એમ સમજીને તેણી પોતાના દિલમાં ઘણો સતોષ માનતી હતી, અને જોકે તેણી દાદીબા સામે કદી સામી નજર કરતી હતી નહી, તે છતાં દાદીબાને ખાસ સતાવવા નિચી મુડીએ અદી ઇશ્કી સાથે જાણે કેવીએક ખાનગી વાતો હોય તેમ ધુસ ધુસ કર્યા કરતી હતી. આ સઘળાંની મતલબ ફક્ત દાદીબાને પજવવા અને ખાસ કરીને તેનુ કોહવાડવા માટે હતી.

ખાનબાહાદુર નરીમાન અવારનવાર મોટેથી વાત કરતો હતો. બીજાં બધાંઓ પોતાની પડોસમાં બેઠેલાં સાથે હરૂસે વાતો કરતાં હતાં. ખાનબાહાદુરની અજાયબી વચ્ચે આ ટેબલ ઉપર કોઇનો મિજાજ સળગી ઉઠયો

નહી, જોકે દર પળે બડકું ઉઠશે એમ નરીમાન દાદીબાના ગુસ્સાભર ચેહરા ઉપરથી ગભરાતો હતો.

ખાણું પુરૂં થવા આવ્યું, ત્યારે જાલ પોતાના ગજવામાંથી લખોટા કાહડીને ટેબલ ઉપર રમવા લાગ્યો. ભોગજોગે એક લખોટો સામેની બાજુએ ગબડી પડીને મેરી મડમના ખોળા ઉપર પડયો, જે તેણીએ જાણી જોઇને ત્યાંજ રહેવા દીધો, એવું સમજીને કે જાલ તેણીની પાસે માગશે. પણ જાલ તુરત નિરદોષપણે બોલી ઉઠયો, "લાવો મારો લખોટો. રાખશો તો ચોરી કેહવાશે, અને ચોરી કરે તેને કેદખાનાંમાં જવું પડેછ તે તમે જાણોછ કે?"

જાલ એક બચ્ચાના નિરદોષપણાથી આ બોલો બોલ્યો, અને પોતાના પેહલા સવાલના જવાબની વાર જોવાને બદલે તુરત બીજો સવાલ મેરી મડમને પુછવા લાગ્યો, "તમે કેદખાનાંમાં જઈ આવેલાં કે?"

મેરી મડમ જે તે પળે લેમનનું ગલાસ પીતી હતી, તેણી જાલના આ બીજા સવાલથી ચોંકી હતી, અને તેણીના ગલાસમાંથી કેટલોક લેમન તેણીની સાડી ઉપર ઢોળાયો હતો. જાલના આ નિરદોષ સવાલો અને તેથી મેરી મડમના અજાયબ રીતે ચોકવા તરફ રૂસ્તીમ બૅરિસ્ટર તેમજ ખાનબાહદુર નરીમાનનુ બરાબર ધ્યાન ખેંચાયું હતુ, અને આવી રીતે મેરી મડમ ચોંકી તેથી તેઓ બન્ને જણુ અજાયબ થયા હતા. આવી રીતે અજાયબ થવાનુ કારણ વાચનારને આગળ ચાલતાં જણાશે.

ખાણું લગભગ પુરૂં થવા આવ્યું હતુ, અને થોડી વારમાં બધાં ઉઠવાની અણી ઉપર હતાં તેટલાંમાં તેહમીની આખ ચોરાવીને વળી જાલે લખોટા ગબડાવ્યો જે આ વેળા દાદીબાના પગ ઉપર પડયો. દાદીબાએ તે લખોટા લઇને પોતાના હાથમાં પકડી રાખ્યો. આથી જાલ તેહમીની આગલથી ઉઠીને લાગલો દાદીબા આગલ ગયો ને બોલ્યો, "લાવો મારો લખોટો, એ મારો છે, મને આપી દો."

આ તકનો લાભ લઇને દાદીબાએ પોતાના દીકરા જાલને પાંસામાં દાબીને એક કીસ લઇ લીધી, અને બોલ્યો, "લે બેટા, લે તારો લખોટો, હવે તું સ્કુલે જાય તો સારૂં!" એમ બોલીને તેણે વળી તેહમી સામે એવા ડોળા કકડાવ્યા કે તેહમીની આંખો દાદીબાની આખ્યો સાથે મળતાં તેહમી ખુદરતી રીતે મનમાં ગભરાઇ, પણ તેણી પોચી મટોડીની બનેલી નહી હતી. તુરત પોતાનો ગભરાટ દાબી દઇને જાલને પોતાની પાસે બોલાવી લીધો, અને કહયું, "જાલ, મારી પાસે બેસ, તારે એમ ઉઠીને કોઇની આગલ જવું નહી." એમ બોલીને તેણી ટેબલ ઉપરથી પોતાના હમેશના તોરથી ઉઠી, અને તેણીની સાથે તેણીના બે રક્ષણ કર્તાઓ રૂસ્તીમ અને અદી ઇસ્કી પણ ઉઠયા. હવે ખાનબહાદુર નરીમાન પણ ઉઠયા, અને બીચારા દાદીબાનું મોં જોઇને ઘણા દિલગીર થયા, કારણકે નરીમાન સમજી ગયા હતા કે તેહમીએ બરાબર દાદીબાનું ગેરવ્યુ હતુ. દાદીબાનુ ખરેખર પાણી ઉતરી ગયું હતું, પણ તે કરે શું? જવાબમાં એટલુંજ કેહવું બસ છે કે જયા પોતાનાં પાણી મુવેલાં એટલે બીજાને ઠપકો કેમ આપી શકાય.

સૌ પોતાના ઓરડામાં પાછા ફર્યા, અને જ્યારે અદી ઇસ્કી તેહમી સાથે એકલો પડયો અને તેને શા માટે બોલાવવામા આવ્યો હતો તે જ્યારે તેણે બરાબર જાણ્યું ત્યારે બોલ્યો, "તેહમી, બોલ તું કહે તો હું તારા એ દાદીબા અને એ મેરી મડમને બરાબર પોંક ઝીલાવું"

"નહી, એમ કરવાનું કશુ કામ નથી. ખબરદાર, દાદીને આંગલી બી લગાડીછ તો? આ પ્રમાણે હુ એનું મુગે મોંઢે પાકવુંછું તેટલુંજ બસ છે. હવે બીજું શું કરવું તે હું મારા મિત્ર રૂસ્તીમ બૅરિસ્ટરને પુછીશ, પછી વાત."

થોડી વાર પછી જ્યારે રૂસ્તીમ અને તેહમી સાથે મળ્યાં ત્યારે તેહમીએ રૂસ્તીમની સલ્લાહ લીધી અને પુછ્યું, "મને લાગે છે કે

દાદીબા અને અદી સાથે અથડી પડશે, વાસ્તે હવે શું કરૂં ? એ લોક મરાય એવી મારી મરજી નથી."

"મારૂં જો માને તો એ અદી કોણ છે તેને કહે કે તું અહીંથી પાછો ચાલી જા. મને લાગે છે કે અદી પેહલી છેડતી શોધે એવો છે."

"તેને તાર કરીને અહીં મુંબઇ વેરથી બોલાવ્યો અને હવે હું એને કેમ કહું કે તું એકદમ પાછો જા," તેહમી જે હવે તેને બોલાવવા માટે અરધી પસ્તાતી હતી, તે માથું નિચું નાખીને રૂસ્તીમની સલ્લાહ પુછવા લાગી.

"કોઇ બી રીતે, તેણે, નહી તો તારે અહીંથી ચાલી જવું જોઇએ. અદી અને તું આ હોટેલમાં સાથે રહે તે હું નાપસંદ કરૂં છું"

"હું અહીંથી ચાલી જાઉં તો હું હારેલી કહેવાઉં," એમ કહીને તેહમી વળી પાછી હસ્વા લાગી.

"જો તું અહીંજ રહેવા માગતી હોય, તો પછી મારી બેહન સાથે તને ઓળખ કરાવુ, ને તું તેણીની સાથે રહે. હોટેલમાં તું એકલી રહે, ને અદી બી એજ હોટેલમાં રહે તે વાધો લેવા જોગ છે. આજે રાતેજ તું મારી બેહન સાથે જઇને રહે તો સારૂં, એવી મારી સલ્લાહ છે."

"હું તારી સલ્લાહ માનું છું. કોણ જાણે હાલ અદી મનમાં શું પ્રપંચ રચતો હશે. વારૂ, મારો જાલ ક્યાં છે ? "



## પ્રકરણ ૬.

### આ બાબદ વિષે ઓરત જાતનું મત.



સ્તીમ બૅરિસ્ટર તેજ સાંજે પોતાની બેહન, જેણી પુનામાંજ રહેતી હતી, તેણીને મળવા ગયો. તેની મુલાકાતનું ખાસ કારણુ એ હતું કે પોતાની બેહન શીરીનને સમજાવીને તેહમીનાને તેણીના ઘરમાં ઉતારો આપવો. રૂસ્તીમે શીરીન વિષે તેહમીને બહુ સારો મત દર્શાવ્યો હતો. તેણી ઘણી સુધરેલી ઓરત છે, અને ઘણી બેસરાઉ અને ઘણી પરોણાગતવાલી ઓરત છે, એવું એવું પોતાની બેહનની તારિફમાં તેણે તેહમીને એટલું બધું કહયું હતું, પણ જ્યારે શીરીને પોતાના ભાઇની વાત સાંભળી લઇને તેહમીને વિષે મત બાંધ્યો ત્યારે તે ઘણો વિસ્મય પામ્યો.

"એ તેહમીને હું ઓળખુંછ, એ પોતાના વરથી જુદી રેહેછ કે નહી ?" શીરીને પૂછ્યું

"હા, પણ તેમાં એ છોકરીનો વાક નથી. એનો વર દાદીઆ બીજી સાથે વેહવાર રાખે તે એ છોકરીથી કેમ દેખી શકાય ?"

"ભાઈ રૂસ્તીમ, તું એ છોકરીનો વાંક ઢાંક ના, હશે એનો વર બીજી સાથે ફરતો હશે, પણ એ છોકરી વળી કયાં પાધરી છે. એ વળી કોઇ બીજો શોધી બેઠીછ"

"હા, પણ એ બધી વાતમાં સચ્ચાઇ કેટલી છે તેની તપાસ લેવી ઘટે છે. તેહમીનો ચાલચલણ તદન નિરદોષ છે," રૂસ્તીમે ઘણી ગરમાંગરમીમાં જવાબ દીધો.

"હશે, હું કાંઇ કહેતી નથી. આપણને શું લાગે વળગે કે કોઇની ગીબત કરયે, પણ વર અને બૈરીની પંચાતીમાં કોઇ બીજાએ પડવું સારૂં નથી."

"બેહન, હું કાંઇ તને વચમાં પડવા કેહતો નથી. હું તો ફકત તમને કહૂંછ કે એ છોકરીને તમારે ત્યાં ઉતારો આપો, ને થોડા દાહડા રહેવા દો. તમે એની સાથે સારૂં રાખો એમ હુ તો કહુ છુ."

"રૂસ્તીમ, તને એ છોકરી સાથે શુ લાગે વળગેછ ? તુ એટલો બધો એની તારીફ કરેછ તેમાં કાંઇ તારી મતલબ છે શું ?"

"કારણ એટલુજ છે કે એ પુનામાં એકલી આવી છે તેમાં એ છોકરીએ હુલડાઇ કીધી છે. વળી હોટેલ જેવી જગામાં જવાન ઓરતે એકલું ઉતરવુ તે પણ સલ્લાહકારક નથી. તમારા જેવાં અનુભવી બાનુની સગતમા એ અહી છે એમ જાણવાથી કોઇ બિચારીની ગીબત કરતું અટકશે એજ મારી મતલબ છે."

"ભાઇ, મને એવી હુલડાઇ ભરેલી છોકરીને મારે ઘેર રાખવી નથી એવી છોકરી સાથે ઓળખ બી કરવા હું રાજી નથી."

"બેહન, હુ ધારતો હતો કે તમે તમારી હમેશની રીતે ભલાઇ કરશો. પણ તમે તો પેહેલેથીજ એ છોકરીની વિરૂધ વળાણુ બતાવોછ, તે માટે હુ દિલગીર છું એ બિચારી છોકરીને કાઇ નહીં તો એક રાત તમારે ત્યા રહેવા દો તો સારૂ. કાલે કાઇ બીજે બંદોબસ્ત કરાવી લઇશ. હાલ તુરત તો એ તેહમી ઘણી કઢંગી હાલતમાં આવી પડી છે."

"કઢંગી હાલતમાં, એટલે શું ?"

"એમ છે કે એનો વર પણ પાછલથી અચમ્બુચ એજ હોટેલમાં આવી ઉતર્યો છે, અને તેની પાછલ તેની સહી કોઈ મેરી મેડમ આવીને એજ હોટેલમા ઉતરી છે. તેહમી એ બન્નેને સાથે જોઇને ઉસ્કેરાઇ ગઇ, અને તેથી વગર વિચારે એકદમ તેણીએ પોતાના એક મિત્રને તાર કરીને

તેડાવ્યો, અને તે તુરત મુંબઇથી ઉપડીને અહીં આવ્યો છે. હવે જો એ મિત્ર સાથે હોટેલમાં રહે તો લોકોની જીભલી જેમ ગમે તેમ હાલવા લાગે, અને જાણ્યા જોયા વગર લોકો તેહમીને કાલી ચિતારવામાં કશી બાકાત નહી રાખે. આથી તેણીએ મારી સલ્લાહ માગી, અને મદદ કરવા જેવો તેણીનો કેસ હોવાથી હું ધારૂં છું કે તમે જો એની મદદે આવો તો એ છોકરીને વગોવવાનું કશું બોટું કોઇને મળશે નહી. એ છોકરીએ પેલા છોકરાને બોલાવવામાં ઘણીજ બેવકુફઇ કીધી છે."

"બેવકુફઇ તે કાંઇ જેવી તેવી કે? નહી ભાઇ, તારી વાત સાંભળ્યા પછી તો હું એ છોકરીને કદી મારા ઘેરમાં નહી ઘાલું."

"પણ એક હુલ્લડ છોકરી તમારા જેવાં એક અનુભવી સંસારી માણસની સોડમાં રહે તો ઘણી સુધરે"

"તુ ક્યાં ઓછો અનુભવી છે. તું બૅરિસ્ટર છે. તેણીને સલ્લાહ આપ્યા કર. તે તારી સલ્લાહ લેવા આવેછ ત્યારે પોતાના રાખેલાને તાર કરતી વખતે તારી સલ્લાહ નહી લીધી શું?"

"નહી તે છોકરા સાથે એ છોકરીને કશો આડો વહેવાર નથી. ફક્ત એ નાદાન છે." રુસ્તીમે તેહમીનો મજબુત હાથે બચાવ કર્યો કીધો.

"નાદાન શાની! પાંચ વરસનો છોકરો છે તો કાંઇ નહી તો ૨૦–૨૫ વરસ તો હશે શું કાંઇ રોટલીને પાપા કરીને તો નથી કેહતી કે નાદાન છે. હજી નહી સુધરી તો પછી ક્યારે સુધરશે?"

"બેહેન શીરીનબાઇ, તમે એ છોકરી તરફ એટલી હદ સુધી કરડાં કેમ થાઓછો"

"નહી ભાઇ, હું કાંઇ કરડી થતી નથી, પણ બા, એવી ઉછાછલી હુલ્લડ છોકરીને મારાથી મારા ઘેરમાં નહી રખાય. પોતાના વરને નિભાવી નહી શકે તેવી છોકરીઓ બહુજ ઉછાછલી કહેવાય. હોય, માટીડો છે, તે જો કાંઇ બોટે રસ્તે જતો હોય, તો તેને સમજાવી પતાવીને સુધારવો.

માટીડાએ કીધું તેમ બૈરી કરવા જાય તો તે બૈરી ઘણી બેશરમ હોવી જોઇએ. માટીડા લાજ નહી રાખે તો મરજી, પણ બૈરાંને લાજ રાખવી ઘટે છે."

"જો બેહન, તમે એને આજે રાતે તમારે ત્યાં રાખો, ને એને તમે સમજાવશો તો પેલા આવનાર છોકરાને તેણી પાછો મોકલશે. મને લાગેછ કે તે જો અહી રહેશે તો ટપાટપી થયા વગર રહેશે નહી."

"અને એવી ટપાટપી છેક મારા ઘર સુધી આવે તો ? નહી બા, એવી વાતમાં હું ખરડાવા માગતી નથી. જવા દેની એક રાત બી નહી ને એક કલાક બી નહી હું ઉભી રાખું."

"ઠીક ત્યારે, હું ધારૂંછ કે તેહમી બહુ કમનસીબ છે" રૂસ્તીમ હાય અફસોસના સાદે બોલ્યો.

"કેમ ભાઇ રૂસ્તીમ, તને એ છોકરી ઉપર પ્યાર બ્યાર છે શું ? મને લાગેછ કે તારી સુધ્ધી ઠેકાણે રાખીને તુ વાત કરતો નથી. મને લાગેછ કે તારી આંખે જાળાં ફરી વળ્યાંછ. એ છોકરીને પેલા મુંબઇથી આવેલા દુકતા સાથે સારૂં છે, ને તારી સાથે બી સારૂં છે, ત્યારે કોણ જાણે કેટલાકની સાથે સારૂ હશે. મને લાગેછ કે એ બાઇ કાંઇ સારૂં માણસ નથી, નહીં તો આવી રીતે આટલા બધા માટીડા મનીખમાં એકલી આવીને રહે નહી, વાસ્તે જેમ જેમ હું વિચાર કરૂંછ તેમ તેમ એ છોકરી તરફ મને ધિક્કાર છુટેછ."

"એનો વર એની તરફ ઘણો ઘાતકી રીતે વર્તયો છે," રૂસ્તીમ બોલ્યો.

"પારસીઓમાં એવાં તો ઘણાં બૈરાંઓ હશે જેઓની તરફ તેઓના ધણીઓ ઘાતકી રીતે વર્તતા હશે, અને તે લોકની હાથ ધરતીઓ તેમના આડા વેહવારથી વાકેફ હશે. તેઓ બધી શું એકદમ છુટી રહેછ કે ? નહી ભાઇ, જો એ તેહમી સારૂં માણસ હોય તો પોતાના વરની એબ ઢાંકે, તોજ તેમાં તેની તેમજ પોતાની શોભા છે, અને વળી તેમાં સંસાર નિભે છે."

"બેહન, હું તેણીને કહીને આવ્યો કે જઇને હું મારી બેહન સાથે બંદોબસ્ત કરૂં છું, અને હવે હું પાછો જઇને તેણીને શું કેહું ?"

"ભાઇ, તારે ગમે તેમ જઇને કહે. મને તો એવી છોકરીઓનું મોહડું પણ જોવા નહી ગમે, પણ જઇને પેલા દુકતાને પાછો મુંબઇ મોકલવા કહે કે જેથી કરીને કજીઓ કંકાસ ત્યાંજ દપટ પડે, નહી તો ચુલ્યા છરી સાથે વાત થશે, ને તેમાં કોઇનો જાન જશે."

"બેહેન, એ તેહમી ઘણી નિરદોષ છે. એ છોકરીને માટે હું ખાતરી આપુંછ કે પાકદામન છે, પણ સંજોગો સઘળા એની વિરૂધ છે. કોઇ આ મારૂં કહેવું એકદમ કબુલ કરે નહી તે હું પોતે સારી રવેસે સમજુંછ."

"મારા ભાઇ, તું બૅરિસ્ટર થયો ને ભણ્યો પણ ગણ્યો નથી. સંસારમાં પડીને પછી હુલડાઇ ભરેલી છૂટ લેવી, ને મરદોની માફક નકલ કરવી, એ હું આજકાલની છોકરીમાં પસંદ કરતી નથી. એવી છૂટા વિચારની છોકરી સાથે મારા જેવી આબરૂવાલી બૈરીઓ ભેલાવા રાજી થાયજ નહી."

"બેહેન, હવે હું વધારે કાંઇ બોલતો નથી. હુ પોતે ઘણો કઢંગી હાલતમાં આવી પડયો છું, અને કયો રસ્તો લેવો તેનો હવે મને વિચાર કરવો પડશે."

"સૌથી સરસ રસ્તો તારે માટે પણ એ છે કે એવી છોકરીથી દૂર રહેવું. તું તારો વખત પુનામાં રહીને ગુમાવેછ. હું તો ધારૂંછ કે હાલના સંજોગમાં કામ છે એવાં બાહાને તું અહીંથી જેમ બને તેમ જલદી ઉપડી જા."

રૂસ્તીમ બૅરિસ્ટર હવે ઘણો ગુચવાડામાં પડયો. તેની બેહેન શીરીનબાઇના કરડા ઠરાવમાં કેટલીક હદ સુધી સચ્ચાઇ હતી એ સઘલું રૂસ્તીમ સારી રવેસે સમજતા હતો. તેહમીની ચાલચલણ કેટલેક દરજજે વખોડવાજોગ હતી એ તેનાથી ના પડાય એમ હતું નહી. તે છતાં તેહમી પાકદામન

છે, અને અદી ઇસ્કી સાથે તેણીને કશો આડો વેહવાર નથી એ વાત તે ખાતરીથી માનતો હતો, પણ તેની આ માન્યતામાં કોઇ બીજો સામેલ થાય એ અસંભવીત હતું. સઘળુ ડહાપણ બાજુ મેળી, સઘળી રૂડી રીતભાત પડતી મેળીને તેણીએ પોતાના દોસ્ત અદીને મુંબઇ વેરથી પોતાની આગલ બોલાવ્યો, ત્યારે આજુબાજુના લોકો શું માને? શીરીન-બાઇના બોલો સખ્ત હતા, પણ તેણીનો મક્કમ ઠરાવ કોઇ બી રવેસે ખોટો છે એમ રૂસ્તીમ કહી શકયો નહી.

રૂસ્તીમ કાંઇ પણ વખત ખોહવા વગર પાછો હોટેલમાં ગયો. બાગમાંજ તેહમી મલી, અને પૂછવા લાગી, "આટલો બધો વખત કેમ લાગ્યો? કેમ, તમારા બેહન શુ કહેછ?"

"મે બધી વાત માંડીને સમજાવી," રૂસ્તીમ બોલ્યો.

"તમારાથી બધી વાત સમજાવી નહી શકાય. મારી ઉપર પડેલી વાત તમે બરાબર સમજાવી શકોજ નહી. હુંજ તમારી બેહનને બધું કહીશ."

"હા, પણ તેણી તદન જુદાજ વિચારની છે," રૂસ્તીમ બોલ્યો.

"તેથી શુ થઇ ગયુ. હું બધું કહીશ ત્યારે તમારા બેહન બધું ખરૂ જ માનશે."

"હા, પણ—"

"પણ શું?"

"હા, જોની, અંહ—છે તે કેની—તે કહેછ કે મારે ત્યાં હાલ સગવડ નથી, ને વળી મારાં બેહન પુનામાં ઝાઝો વખત રહેવાના નથી."

"પણ હું કયા ઝાઝો વખત રહેવાની છું?" તેહમી બોલી, "મને એક બે રાત રહેવા દએ તો પછી હુ અહીંથી બંદોબસ્ત કરીને ચાલતી પકડું. ખરેખર, તારી સલ્લાહ પછી હુ સારી પેઠે સમજવા

લાગી છું કે મારે અદી ઇસ્કી સાથે હોટેલમાં સાથે રહેવું નહીં જોઇએ. તેથી નિંદાખોરી લોકોની લુલી જીભલીમાં ઘણું જોર આવશે "

"હા, પણ મારી બેહનને મેં ઘણાં સમજાવ્યાં પણ એકના બે નથી થતાં. તારી ઓળખ કરવાજ તેવણ રાજી નથી."

"બસ બસ રૂસ્તીમ, હું સમજી ગઇ! કેટલેક દરજ્જે તેવણ ખરાં છે! આહ! પારકાં લોક શું જાણે! રૂસ્તીમ, તેં આટલી બધી મેહેનત મારે માટે લીધી તેને માટે હું તારો ઉપકાર માનુંછું, અને મારી ઉપર જે વીટશે તે ખરૂં, પણ એટલું યાદ રાખજે કે હું તારી મહેરબાની કદી ભૂલીશ નહી "

એમ કહીને તેહમી ત્યાં વધુ વાર ઉભી રહી નહી, પણ લાગલી ચાલીને હોટેલમાં દાખલ થઇ પોતાના ઓરડામાં ઘુસી.



# પ્રકરણ ૭.

## નજરથી દુર—દિલથી દુર નહી.



કા ળી રાત્રીની ચુપકીદી સર્વે જગે પથરાઇ રહી હતી, તેમજ હોટેલનાં સઘળા રૂમોમાં પણ તેવીજ રીતની ચુપકીદીથી સઘળુ શાંત લાગતુ હતું. સર્વ પરોણાઓ પોત પોતાના ઓરડામાં સુઇ ગયાં હતાં. હોટેલની ચાલ તેમજ અગાસીઓ તદન ખાલી હતી. તે છતાં પરોણાઓમાં એક બે જણ જેઓ અજબ સજોગે હોટેલમાં સાથે થયાં હતાં, તેઓનો જીવ હોટેલના એક ચોક્કસ ઓરડામા શું થાય છે તે જોવાને તલપાપડ થતો હતો તે ઓરડામાં એક ઓરત એકલી બેઠેલી હતી. તેણીના મોં ઉપરનો રતાસ ઉડી ગયલો હતો. તેણીની જાતી મસ્તી અને હસ્મુખો સ્વભાવ તેણીને હાલ તુરત સદંતર છોડી ગયાં હતાં. તેણીનાં મોં ઉપર દુઃખ અને પશ્ચાતાપનો છાંયો ફરી વળેલો હતો ખુલ્લું જણાતું હતુ કે તેણીની દુઃખી આખોમાં પાછલી વાતની ગમગીની ભરેલી યાદદાસ્તે વાસો કીધો હતો.

આ બાઈ આપણી વારતાની તેહમી હતી મરદો સાથ હસી બોલીને તેમના દિલમા પ્યારનો ઉભરો ઉત્તપન્ન કરનારી તેહમી અને હાલ એકાંત ઓરડામાં એકલી બેઠેલી તેહમીમાં આસ્માન જમીનનો ફરક હતો. હાલની તેહમી લોકોના વિરૂધ મતનો વિચાર કરતી અને તેથી હવે પાછલનો પશ્ચાતાપ કરતી તેહમી હતી હાલની તેહમી ફક્ત એકજ માણસનો વિચાર કરતી હતી, જેની સાથે તેણીએ ખરેખરી સુખી જીદગી ગુજારી હતી. તે એકજ માણસ હતો જેને તેણીએ પોતાનું ખરૂં દિલ આપ્યુ હતું. દુન્યામાં તે એકજ મરદ હતો જેને તે ખરાં દિલથી ચાહતી હતી અને

તે મરદને બીજી ઓરતની સાથે જોઇને તેણીના દિલમાં અદેખાઇનો જુસ્સો ઉભરી આવ્યો હતો. જ્યારે આગલી સહવારે તેણીને તેની સાથે અચાનક મેલાપ થયો હતો ત્યારે તેણીના દિલમાં સઘળી પાછલી સુખી જીંદગીની યાદદાસ્ત પાછી ફરી હતી, અને જો તે જરા વધારે દબાણથી તેણીને પાછી મેળવી લેવાની કોશેશ કરતે, તો આ તેહમી તેની આગલ જરૂર પીગલી જતે, પણ આવા અચાનક મેલાપ પછી થોડી વારમાં જ્યારે તેણીએ બીજી ઓરતને તેની સાથે જોઇ, ત્યારે અદેખાઇ, જે અદેખાઇ આવા સંજોગમાં ઓરતોમાં પહેલાં નંબરની હોય છે, તે અદેખાઇનો જુસ્સો અને તે જુસ્સા સાથે તે બીજી ઓરત તરફનો ધિક્કાર એ સઘળાં તેણીના ચેહરા ઉપર પ્રગટી નિકળ્યાં હતાં.

હાલ તેણીએ સાડી કહાડી નાખેલી હતી. તેણીનાં બદન ઉપર ફકત સદરો અને પેટી હતી. તેણીના માથાના બાલ ખોરવાયલા હતા. માથુબાનું છેક પછવાડે સરી પડેલું હતું. આવા રાત્રીની વેળાના પોશાકમાં તેણી વળી જુદીજ રીતનું ખેચાણ કરી બેઠી હતી. તેણીની સામે એક આરસીનો તખ્તો હતો તેમા તેણી પોતાની તરફ ટીકતી બેઠેલી હતી. પોતાનો હસ્તો અને રંગીલો ચેહેરો આરસીમાં તેણી વારંવાર જોતી હતી તેથી હાલનો ગમગીન અને ઉદાસ ચેહરો જોઇને તેણી પોતે પોતાના ચેહરાનો ખ્યાલ કરતી બેઠેલી હતી. પોતાનો ઉદાસ ચેહરો તેણીને ગમ્યો નહી, માટે તેણી મનમાં બોલી, "મને એટલુ બધું ઉદાસ થવાનું શું કારણ!" પણ પછી બીજીજ પળે તેણીએ ઉંડાણથી દમ ખેંચીને હાય મારી, અને વળી બબડી, "પણ મરે, દેખતી આખે હું કેમ જોઈ શકુ! આહ દાદી દાદી, મેં તને એક વાર કેવો ખરો પ્યાર આપ્યો! અને તું મને કેવો ખરા પ્યારથી ચાહતો હતો! હજી પણ મારો પ્યાર વીસરાયજ ક્યાં!"

આમ બોલતાં ટેબલ ઉપર પોતાનો 'રાઇટીંગ પૅડ' પડેલો હતો તેની ઉપર તેણીની નજર પડી. આ રાઇટીંગ પૅડ ઉઘાડીને તે પૅડના કવરમાં ખોસેલી સબી કાહડી, અને તે સબી ટીકી ટીકીને જોવા લાગી, અને આખરે ડોકું ધૂણાવીને બબડી, "એ પોતે પણ દિલમાં દુઃખી હોય તેમ સબીમાં પણ લાગે છે!"

તુરત પૅડ પાછો બંધ કીધો, અને ખુરસી ઉપરથી ઉઠીને ઓરડામાં એમથી તેમ 'વૉક' લેવા લાગી. તેણીની આંખો ભીંજાયલી હતી, પણ આ બંધ ઓરડામાં પણ તેણીએ હિમ્મત પકડીને પોતાનો જુસ્સો દમાવી રાખ્યો હતો, કારણકે આંસુ બહાર પાડવા તેણી રાજી ન હતી તેણી ઓરડામા ચાલતી ચાલતી બબડવા લાગી, "પણ મારો બી સેહજ વાંક છે! અરે, મારી ટેવને લીધે હું આ દુઃખ ખમુછ! હુ બધા માટીડાઓ સાથે હસી બોલીને નાટક કરીને જોતી હતી કે કોણ કોણ મારી તરફ ખેંચાય છે, પણ એ મારી ટેવ દાદીને નહી ગમી એના મત પ્રમાણે મને બીજાઓ સાથે એટલી હદ સુધી હસ્વા બોલવાનો હક નથી, પણ ખુદા શાહેદ છે કે જોકે એ મારી ટેવ ઠપકાને પાત્ર છે, તે છતાં બધાઓને હું બાળતી હતી, અને હુ કદી મારા ભરથાર તરફ બેવફા નથી થઇ. જો મારા દાદીએ ફક્ત મારી ઉપર વિશ્વાસ મેળ્યો હતે તો હું એ ટેવ થોડા વખતમાં છોડી દેતે, પણ જેમ જેમ તેણે મને વારી, તેમ તેમ મેં વધારે હઠીલાઇ પકડીને મારૂ સ્વતંત્રપણુ દેખાડયું. તેવામાં મુઇ પેલી ડાકણ, સફેદ ઠગણી, પેલી મુઇ મેરી વચમાં નડી નહી હોતે તો અમે કદી છુટાં નહી પડતે. ઓહ! મને એ બૈરી ઉપર કેવુ જનુન છુટેછ! જો દાદીને એ બૈરીને એક ચુમી બી લેતાં જોઉં તો જરૂર એ બૈરીનું ખુન કરૂ!"

જો કોઇ આ વેળા તેહમીને જોતે, તો જરૂર કહેતે કે તેહમી દીવાની બની ગઇ છે. તેણી એમ બોલી ઢોલીઆ ઉપર તકીઓ હતો તેની ઉપર માથું દાબીને ઉભી, અને આ ઉભેલી હાલતમા બબડી, "મને નહી લાગતું કે મારો દાદી મને બેવફા થયો હોય, હુ નહી માનની કે મારો દાદી આગલો પ્યાર ભૂલી ગયો હોય! પણ–પણ–પણ પછી કોણ જાણે! મે તો કદી કોઇ બીજા મરદને ચુમી વટીક આપી નથી. હું તો સેહજ પણ મારા પરણેતર ભરથાર તરફ કદી બેવફા થઇ નથી! હા, હું બેવકુફ થઇ, હા હું ઉછાછલી બની, હા, મેં મારા મનનાં તુરંગ ઉપર સ્વારી કીધી; પણ હુ કોઇ બી પળે ભૂલી ગઇ નથી કે હું દાદીની

પરણેલી બૈરી છું; પણ અફ્સોસ! એ હવે મારી દરકાર કરતો નથી! હવે એ મારી દરકાર શા માટે કરે! આહ! જો આજે મને ફ્કત જરા બોહોસ કીધો હોતે તો હુ જરૂર એની સાથે પાછી મળી જતે. આહ! દાદી, દાદી, તું મારી આગલ કાંય નથી આવતો! કાય નહી બોલતો કે મારી સાથે પાછી ચાલ! કાય નહી કહેતો કે તારો પ્યાર મારી તરફ અખંડ છે!"

તેણીએ તકીઆ ઉપરથી માથુ ઉચકયુ, પણ એક હાથની કોણી તકીઆ ઉપર ટેકવીને તેણીએ પોતાની નજર પાછી પેલા પૅડ ઉપર ટાંકી. તેણીનું મોં તદન ફીકકું પડી ગયલુ હતું. તેણીની આંખ્યોમાં એવું એક જાતનું ઝનુન ઉભરી આવેલુ હતુ કે તે ઉપરથી સાબેત થતું હતું કે તેણી આ સઘળા વિચારો ખરા દિલથી, ખરાં અંતઃકરણથી કરતી હતી તેણી પાછી મનમાં બબડી, "પણ વાક મારો છે. મે મારો વાંક કોઇ કાળે કબુલ્યો નથી મે જો ફ્કત સેહજ બી દલગીરી બતાવી હોતે, તો મારો દાદી મારી તરફ ખચ્ચીત, ખચ્ચીત નમી જતે. ત્યારે શું હુ તેની આગલ જાઉ? આહ! દાદી દાદી, જો તું સોગદ લઇને કહે કે તે મારા સિવાય કોઇબી બીજી ઓરતને તારૂ દિલ આપ્યુ નથી, તો હું પણ સોગંદ લઇને જણાવું કે મે પણ તારા સિવાય કોઇ બી મરદને સેહજબી દિલ આપ્યુ નથી. ખુદા મને એવાં પાપથી બચાવે! પણ સબર—પેલી ડાકણ મેરી અહીંજ ઉતરેલી છે. વખતે દાદીના ઓરડામાં તો હમણા નહી હોય?"

આ છેલ્લા વિચારથી તેહમી તદન ઘેલી બની. તેણીનુ માથાબાકું તદન છુટી ગયલું હતુ. તેણીનાં લાંબા બાલનો ઝુમખો છૂટો લટકતો હતો. છૂટા બાલ સાથે તેણીએ ટેબલ ઉપરથી એક ચાલતી નાની છરી ઉંચકી અને બાલનો અંબોડો વાળીને તેણીએ છરી અંબોડામાં સંતાડી, અને બારણાં તરફ ધસી.

* * *

બીજા હાથ ઉપર, એક બીજા ઓરડામાં દાદીબા પોતાનો લખેલો કાગળ હાથમાં પકડીને મનમાં બડબડતો સબળાયો કે "આ કાગળ એના વાંચવામાં આવશે કે? આહ! મારૂ લખેલુ એના ધ્યાનમાં ઉતરે તો કેવુ સારૂ! એના દિલમા શુ છે તે જો બસ મને જણાવે! આહ! આવી હાલતમા મારૂ મગજ દિવાનુ બન્યુ છે! આહ! એ પોતાની આબરૂની દરકાર કરતી નથી, ને લોક શુ બોલશે તેની પરવા કરતી નથી, તેમા એ કેવી ભૂલ કરેછ! હુ ધણો જેવો ધણી, તેને એક ચુમી લેવાનો હક નથી! મને બરાબર શેકહેન્ડ પણ નહી કીધી! એકજ હોટેલમાં ઉતરીને, એકજ માળ ઉપર રહીને, ફકત પાચ છ ઓરડાના છેટે રહીને વર પોતાની બૈરીને મળી ન શકે, અફસોસ!"

આમ બોલતાં બોલતાં તે ઉસ્કેરાતો ગયો, તેનો જુસ્સો વધતો ગયો, તેનું ઝનુન ઉશ્કેરાતુ ગયુ. પાછલી વાતોનુ સ્મરણ થતાં તેનું હૈયુ વધારે ધપકવા લાગયું, અને તેની નસોમાં લોહી ધસારા સાથે વેહવા લાગયું. તેનો આગલો પ્યાર પાછો ફર્યો અને પોતાની પ્યારીના ખેચાણકારક આત્રભાવ અને હસ્તા ચેહરાની મુલાકાત લેવાની તલબ તેના દિલમાં પાછી સજીવન થઇ.

તે પોતાનાં મનમા વિચારવા લાગ્યો, "શું આવી બેવકુફઇ ભરેલી વર્તણુકથી અમારા સસારના સુખને ખડક સાથે અથડાવીને સદતર ભાગી નાખીએ? ઓ તેહમી, તું જાણેછ, તું સારી રવેસે જાણે છે, અને તારી ખાતરી થયલી છે કે હું તને ચાહું છું, અને તારી આગલ બીજી બૈરી-ઓને ફકત તારા ઓળા સમાન ગણુ છુ એમ તું ખાતરીથી માને છે તે છતાં તું મને કાંય બાળે છે! ઓહ! મારૂ દિલ તને મળવા કેવું તળપે છે! ખચ્ચિત! હુ ખચ્ચિત માનુંછ કે તારો મારી તરફનો પ્યાર સદંતર મરી ગયો હોય એ બનવાજોગ નથી!

એમ પોતાના મન સાથે બોલતાં તેણે પોતાનાં હાથમાંનું કાગળ એક પરબીડાંમાં મેલ્યું અને બધ કીધુ, અને પછી બડબડયો, "હું

એનો ઓરડો જાણુ છ. ઓરડો બધ હોય તો જઇને બસ બારણાની ફાટમાથી એ કાગળ નાખીને ચાલી આવુ."

એમ બોલતાં બોલતાં તેણે પોતાનુ બારણુ ઉઘાડયું અને પોતાના પગો ઓરડામાજ રાખીને વાકો વળીને અગાસી ઉપર નજર કીધી. અગાસી ઉપર સઘળુ શાત હતુ. ફકત તે વેળા એક ઘડિયાળ વાગવાનો અવાજ સભળાયો, તે ઉપરથી વખત બે વાગાનો હતો એમ સાબેત થતું હતુ ઉબર ઉપર ઉભો રહીને તે મનમાં વિચાર કરે છે કે કોઇ જોશે તો, કોઇ શુ સમજશે? વળી તે મનમાં વિચાર કરવા લાગ્યો કે આ પગલુ ભરવાથી કાઇ ફાયદો ચોકક્સ થશે કે? જે સાદુ પગલુ ભરવા તે જતો હતો, તેમાં ખરી રીતે જોતાં કશું વાધા ભરેલુ ન હતું, તે છતાં તેના દિલમાં ચોકસ દગદગો લાગ્વા માડયો અને તેથી પોતાના દિલને શાત પાડવા તે ઉંબર ઉપર કેટલીક પળ થોભ્યો અને મનમા વિચાર કરે છે કે "જો કોઇ મને કાગળ નાખતા જોશે તો તે શુ સમજશે? તેને શી ખબર કે એ મારી બૈરી થાય છે?"

આખરે તે બારણામાથી અગાસી ઉપર નિકળ્યો અને પોતાનુ બારણુ બધ કીધુ, પણ થોડાક પગલા આગલ ચાલે તેટલા એક ઓરતને પોતાના ઓરડામાંથી અગાસી ઉપર નિકળતાં જોઇ. તે ઓરતે દાદીબાના રૂમ તરફનો રસ્તો લીધો, પણ બીજીજ પળે બીજુ એક બારણુ ઉઘડયું ને તેમાંથી એક મરદ બાહેર નિકળીને તે ઓરતની સામે થયો ને ધિમે સાદે તેણીને કાંઇ કહયું." તે ઓરત તુરત પોતાના ઓરડામાં જતી રહી. પેલો મરદ તેણીની પછવાડે તેણીના ઓરડામાં દાખલ થયો અને અગાસી ઉપર સઘળે પાછી આગલની માફક શાંતી પથરાઇ.

દાદીબા પોતાની જગે સ્તબ્ધ થઇ ઉભો રહયો હતો ત્યાંથી તે પોતાના ઓરડામાં પાછો ફર્યો અને જે ટેબલ ઉપર બેસીને તેણે તેહમી ઉપર કાગળ લખ્યો હતો તે ટેબલ ઉપર માથું મુકીને બેઠો. આહ! તે

જાણુતો હતો કે જે ઓરડામાથી એક ઓરત નિકળી હતી તે ઓરડો તેહમીનો હતો. તેણે તેહમીને બરાબર ઓળખી હતી જે મરદ તેણીની પછવાડે ઘુસ્યો હતો તે તેહમીનો દોસ્ત અદી હતો. આ તેણે નજરે નજર દીઠુ હતુ. આથી તે પોતાનો વિચાર ફેરવીને પોતાના ઓરડામાં પાછો ફર્યો હતો. તે મનસે બડબડયો, "મોડુ થયુ! હવે બને એમ નથી! ઓ ખુદા! મારી ઉઘાડી આખ્યોએ હુ જોઉછું કે મારા નામને ખરાબ લાગે છે! ઓહ! મારી છતી આખ્યોએ હુ આ શરમ ભરેલી વર્તણુક કેવી રીતે જોઈ શકુ!"

અત્યાર સુધી તે ફક્ત માની લેતો હતો કે પોતાની બૈરીને અદી સાથે આડો વેહવાર છે આજે અદી તેણીના ઓરડામા આવી મોડી રાત્રે ઘુસ્યો તે તેણે નજરે નજર દીઠુ આવા દેખાવથી, આવા બનાવથી તે ઘણોજ ગમગીન, ઘણોજ ઉદાસ, તેમજ ઘણોજ ક્રોધમાન થઇને ટેબલ ઉપર માથુ નાખીને વિચારમાં પડયો દાદીબા ટેબલ ઉપર માથુ નાખીને પડેલો હતો, તેને બસ ફક્ત પોતાના નામને ખરાબ લાગુ તેનોજ ખ્યાલ હતો, તે ખ્યાલ સિવાય તેને બીજો કશો વિચાર હતોજ નહી તે ટેબલ ઉપર પોતાની નામોશીનો વિચાર કરતો પડયો હતો અને તેને આજુબાજુનુ કશુ બીજુ ભાન હતુ નહી આખરે દાદીબા ચોકીને ઉઠયો, ને પોતાનુ મગજ દાબીને પોતાના મનમા બડબડયો, "એ શુ થયુ? આહ! મને યાદ આવેછ! પણ બચ્ચા દાદી તે એ લુચ્ચાનો જાન કેમ નહી લીધો? હા, તે લુચ્ચો તેણીની સાથે ગેલ કરતો હોય, તે વખ્તેજ તે જઇને તેને બેજાન કાય નહી કીધો? તેને અને તેણીને બન્નેને તે બેજાન કેમ નહી કીધાં? તુ શુ હિચકારો છે કે એકજ છાપરા હેથલ રહીને આ નામોશી નજરે નજર જોવા છતા ગુપચુપ બેસી રહયો છે? ખરૂં પુછે તો તને આ હોટેલમાં રહેવું લાજમ નથી"

એમ કહી તે પોતાના ઓરડામા એમ તેમ ફરીને પોતાનાં કપડાં એકઠાં કરવા લાગ્યો, ને પેટીમાં મુકવા લાગ્યો બસ ફકત એકજ

ખ્યાલમા તે હતો અને તે એ કે બસ હવે અહીં રહેવુ ઠીક નથી. અહીં વધારે વાર રહેવામા બસ હવે શોભા નથી. આ બૈરીએ પોતાના આશકને પાછલી રાત્રે પોતાના ઓરડામા લીધો એ શું કોઇને જણાયા વગર રહેશે ? અને જણાશે તો લોકોને હુ કેવી રીતે મોઢુ દેખાડીશ એવા ખ્યાલમાં તેણે પોતાની ત્રક ભરી તૈયાર કીધી.

દાદીબાને હવે તેહમી તરફ ધિક્કાર પાછો શરૂ થયો, અને તે ધિક્કાર મિનિટ પછી મિનિટ એકદમ વધી ગયો.

તેણે ત્રક તૈયાર કરીને પછી હોટેલના મેનેજર ઉપર એક કાગળ લખીને પરબીડાંમા પોતાની ફીના રૂપીઆ માટે એક નોટ બીડી, અને તેમાં લખ્યુ કે મારો કોથલો તથા ત્રક હુ મગાવુ ત્યારે મોકલી આપજો. એટલુ કરીને તે પોતાના ઓરડામાંથી તુરત બાહેર નિકળી ચાલતો થયો. જો તેણે સેહજ પોતાના ઓરડામા નજર કીધી હોત તો જે કાગળ તેણે પોતાની બૈરી ઉપર લખ્યો હતો અને જે તે તેણીના ઓરડામાં નાખવાનો ઇરાદો રાખતો હતો, તે કાગળ ટેબલ ઉપર રહી ગયુ હતું એમ તેણે જોયું હોત. તે કાગળ પણ ટેબલ ઉપર રહેવા દઇને તે હોટેલ છોડી ચાલતો થયો.

તે હોટેલમાથી બાહેર નિકળ્યો ત્યારે સહવારના ચાર વાગી ગયા હતા, અને પોહોર ફાટયો હતો, અને થોડીક મિનિટ પછી મુબઇની ત્રેન તેને મળે એવી વકી હતી. તે ત્રેનમા બેસીને તે મુબઇ તરફ ચાલતો થયો. તે દિવસ કેવી રીતે પસાર થયો તે દાદીબાએ જાણ્યું નહી. ગાડીમા તે પોતાના વિચારમા બેસી રહયો હતો, અને આજુબાજુ શું થતું હતુ અને દબ્બામા કોણ હતુ તેની તેને કશી ખબર ન હતી. જ્યારે તે મુંબઇ આવીને વિકટોરીઆ સ્ટેશન ઉપર ઉતર્યો ત્યારે પોતાની બૈરીની માઠી ચાલચલણ તેણે નજરે નજર જોઇ હતી તેને કેટલા દિવસ પસાર થઇ ગયા હોય એમ તેનાં મનસે લાગ્યુ. એટલુ ખરૂં

કે તેની ચાલચલણુમાં સઘળું વિચિત્રપણું લાગતું હતું. તે ચાલતો ત્યારે માઇલના માઇલ ચાલ્યા કરતો હતો. તે એક જગે બેસતો ત્યારે બેસી રહીને કાંઇ વિચારજ કરતો હતો.

મુબઇ જઇને તે સીધો પોતાના રહેવાના મકાનમાં ગયો. ત્યાં તેનો નોકર તેને પાછો જોઇને અજાયબ થયો. તેણે પોતાના બટલરને કહયું હતુ કે હું ઘણા દિવસો રહીને આવીશ, વાસ્તે તને વીસ પચીસ દાહડા ગામ જઇ આવવું હોય તો ભલે જજે, અને જ્યારે તેને પાછો ફરેલો જોઇને તેના બટલરે તેને સવાલ કીધો ત્યારેજ તેને ભાન આવ્યુ કે શું બન્યુ અને હું મુબઇ શા માટે પાછો ફર્યો. તે દિવસે સાંજે "સાંજ વર્તમાન" માં છપાયુ કે પુનાના "હોપ હોટેલમા" એક પારસી પરોણાનું ભેદ ભરેલું ખુન થયુ. આથી મુબઇમાં ચકચાર ચાલી રહી, પણ દાદીબા ન્યુસપેપર વાચી શકે તેવા ધ્યાનમા હતો નહી. તેણે મુબઇ આવ્યા પછી દિવસો સુધી ન્યુસ પેપરને હાથ લગાડયો હતો નહી, અને આથી આ ખબરથી તે તદન અજાણ્યોજ રહયો હતો.

તે સાંજે તે પોતાની ગાડીમાં ફરવા નિકળ્યો હતો, અને ન્યુસપેપર વેચતા ઘાતીના છોકરાઓની "પુનામા એક પારસીનુ ખુન" એવી બાંગ તેણે અછડતી સાભળી હતી, પણ તેની તરફ તેનુ ધ્યાન ખેચાયુ હતું નહી. પુનામાં એક પારસીનુ ખુન થયુ તેની સાથે દાદીબાને શુ લાગે વળગે ? તે તો પોતાના ધ્યાનમા અને પોતાના વિચારમા ફરતો હતો.



## પ્રકરણ ૮.

### ખુન.


સહવાર પડતા હોટેલમાં ખુમાખુમ પડી રહી કે એક પારસીનું ખુન થયુ છે તે પારસી આપણી વારતાનો અદી ઇસ્કી હતો. તેનુ ખુન કોઈ જનુની ખુનીએ કર્યું હતું, અને તેણે અદીને આ જેહાનથી એકદમ કુચ કરાવી દીધી હતી, પણ તે છતાં, વાંચનાર ખુબ ધ્યાન રાખજે, ખુન કરનાર ખુનીને પોતાને વટીક ખુન કીધુ એવી ખબર હતી નહીં.

માણુસ ઉંઘે છે ત્યારે ફક્ત શ્વાશના ચાલવા સિવાય તેનું મન અને તેનુ તન બન્ને કામ કરતાં અટકે છે. દાદીબાના સબધમાં કહેવું જોઇએ કે તે એક ઉંઘમાં ચાલનાર હતો દાદીબાનુ મન અને તન બન્ને ઉંઘમાં જાગૃત હતાં. તેને ઉંઘમા કામ કરવાની ટેવ હતી, યાને બીજા બોલોમાં કહીએ તો તે જ્યારે ઘણા ઉંડા વિચારમા અને અદેસામાં પડતો ત્યારે તેનું મગજ એકદમ ચકભમ થઇ જતુ હતુ, અને તે પોતાના મન ઉપરનો કાબુ ખોહી દેનો હતો, અને એક ઉંઘસીની હાલતમાં પોતાના ધખારામાં જે કામ કરતો તે કામ તેણે શું કાધુ એમ જો તેની સાવધ હાલતમા પાછળથી પુછવામાં આવે તો તે વિષે તે તદન અણુજાણ્યો હોવાનો દાવો કરતો હતો. ટુંકમાં મેસમેરીઝમથી ઉંઘમા પડેલા શખ્સ પાસે તમે જે કરાવા માગતા હોવો તે સઘળુ તે કરશે, પણ જ્યારે તે સાવધ થશે ત્યારે તેણે શુ શુ કીધુ તે તેને પુછવામા આવે તો તે કાંઇ કહી શકશે નહી. આ-વીજ હાલતમાં દાદીબાએ શુ કીધું તેની તેને ખબર હતી નહી. અદી ઇસ્કીનું ખુન દાદીબાએ કીધુ હતું. આ કેવું કરપીણુ કામ કીધું હતુ, અને તે છતાં દાદીબા પોતાના કામથી કેટલો અજાણ હતો, અને કેવી બહાદુરીથી અને કેવી હિમતથી તેહમી એ કામની કર્ત્તા તરીકે પોતે બાહેર પડી હતી.

પાછલી રાત્રે હોટેલની અગાસી ઉપર જે મરદને દાદીબાએ જોયો હતો તે અદી ઈસ્કી હતો. એમ દાદીબાએ માની લીધું હતું અને તેમાં તે ખરો હતો, પણ તેહમી અદી ઇસ્કીને પોતાનો દાદીબા સમજી હતી. વાંચનારના ગળામા એ વાત ઉતરશે નહી. અદી ઇસ્કીને દાદીબા ધારી લીધો ત્યારે શું તેહમીની આંખો બધ હતી? નહી, તેહમીની આંખો ઉઘાડી હતી, પણ તેણીનુ ધખ દાદીબામાં ભરાયલુ હતું એમ આપણે આગલાં પ્રકરણમા વાચી ગયા છીએ. તેહમીની આંખો ઉઘાડી છતાં તે કામ કરતી હતી નહી. તેણી પોતાના દાદીબાના વિચારમાં હતી અને પોતાના ઓરડામાથી પોતાના વરના ઓરડામાં જવા નિકળી હતી. તેણી પોતાના આગલા પ્યારના જુસ્સામાં દાદીબાને ભેટવાને તત્પર થયલી હતી. જેવી તેણી ઓરડામાથી નિકળી અને જ્યારે અદી ઇસ્કી તેણીની સામે થયો ને કાંઇક પ્યારના શબ્દો બબડયો ત્યારે તેણીએ તેને દાદીબા માની લીધો હતો. એમ કહીએ કે તેણી પોતાના ધણીને મળવાની હોશ અને ઉલટમા આધળી બની હતી તો ચાલશે. જો અગાસી ઉપર તેણીએ પોતાનુ ધખ ઠેકાણે રાખ્યુ હોત અને અદી ઇસ્કીની વર્તણુક તરફ પોતાનો અણગમો બતાવ્યો હોત, તો તેહમી વિષે દાદીબાની ખાતરી થાત, અને બધુ સમાધાન ઉતરત. પરતુ જ્યારે અદી ઇસ્કી ઓરડામા ધુસ્યો અને બીજીજ પળે તેણીનુ ધ્યાન ખેચાયુ કે એ તો અદી છે, અને નહી કે દાદીબા, ત્યારે તેણીએ તેને પુર જનુનમા આવીને તેની આવી ચાલ માટે ઠપકો આપ્યો જેમ જેમ તેણીએ બખાડવા માંડયુ તેમ તેમ અદી પોતાના ગુટણમડીએ પડીને તેહમીની દયા ચાહવા લાગ્યો. આ સઘળુ જો અગાસી ઉપર થાત તો આપણી વાર્તા અતરેજ સમાપ્ત થાત.

અદી ઇસ્કીના મરણ માટે ઘણો અફસોસ કરવો ઘટારત નથી. તે આવી ફેજે પોહચ્યો તે માટે આપણે દીલગીર છીએ, પરંતુ કહીશું કે તેને વાજબી શિક્ષા થઇ હતી. તહરેવાર જૂઠા જોડી કહાડીને તેણે તેહમી સાથે દોસ્તી પાડી હતી તે પોતાના મિત્રમડળમાં પણ અનેક સહરાગાત

ભરેલી વાતો માટે જાણીતો થયો હતો. વળી પોતે ઘણો પૈસાવાળો હોવાનો દાવો કરતો હતો, અને તેનું કારણ કે તેણે એક વેળા તક મળવાથી જબરો હાથ માર્યો હતો અને તે ચોરીના પૈસાથી મોજમજાહ મારતો હતો. જુગારનો તે બહુ શોખીન હતો અને ખોટા પાસા ફેંકવામાં અને રમવામા ચીલઝડપ દેખાડવામાં ખાં હતો ટુંકમાં તે ઘોત્તાં કપડાંવાળો પોશાગીર હતો. બીજા બોલોમાં, તે બાહેરથી આબરૂદાર અને બાતેનમાં એક ઉઠાઉ-ગીર હતો. આટલુ છતાં તેની એશ્કાઇથી ઘણી ઓરતો અંજાઇ જતી હતી, અને સખ્યાબંધ ઓરતો તેની ઉપર મરી પીટતી હતી, તે માટે તે ઘણો મગરૂબ હતો. આ સબઓને ખાતર તેના મરણથી આ દુન્યામાંથી એક પાપી ઓછો થયો હતો લુચ્ચાઇ લફંગાઇ થોડીવાર નીભે છે પણ જ્યારે તેનો અંજામ આવે છે ત્યારે તે ઘણો બુરો આવે છે તેજ પ્રમાણે અદી ઇશ્કી જે પળે ગુટણુમડીએ પડીને તેહમીને ફુસલાવવાના ઢોંગ કરતો હતો, અને તે એવા ઢોંગથી જેમ ઘણી ઓરતો ઉપર ફાવી ગયો હતો તેમ અતરે ફાવવાની આશા રાખતો હતો, તેજ પળે તેની આશા ભંગ થઈ ગઇ હતી, અને તે તેહમીના ઓરડામા બેજાન થઇ પડયો હતો.

અદી ઇશ્કીના ખુનથી અને તે તેહમીના ઓરડામા થયુ તેથી તેહમીની આબરૂ વિષે કદાચ કોઇને કાંઈ શક ઉત્તપન્ન થાય, પણ તેજ વખતે તેના ખુનથી તેહમીનુ પતિવ્રતપણુ પણ સાબેત થાય છે પોતાનું પતિવ્રત સાચવવા તેણીએ પોતાના બચાવમા જો ખુન કીધુ હોય તો તેણી ખુની સ્ત્રી નહી પણ બાહદુર અને પતિવ્રત પુરવાર થાય છે.

વાંચનારે આગલાં પ્રકરણ ઉપરથી જોયુ હશે કે તેહમીએ ખાસ પોતાના વરને બાળવાને, પોતાનો વર બીજી સ્ત્રી સાથે સબધ રાખતો હતો એમ જાણીને, અદી ઇશ્કીને વચમાં ઠુંઠા તરીકે શોધી કાહડયો હતો, અને તેની સાથે હસી બોલીને તેને રાજી રાખીને અને તેને આશામાં ને આશામાં રાખીને પોતાની મતલબ કાહડતી હતી તે છતાં તેણીનું

દિલ પોતાના ભરથાર તરફ અખંડ હતું એમ આપણે તેણીને આગલાં પ્રકરણમાં બળાપો કરતી જોઇ હતી.

પોલીસ આવી પુગી. તેહમીના ઓરડામાં ભોંય ઉપર અદી ઇરાકી ચતોપાત પડેલો હતો. પોલીસે તેણીની જુબાની માગી. તેહમીએ છાતી કાહડીને પોલીસ આગળ જુબાની આપી, અને એક ચાલતી છરી અદી ઇરાની કાદલ ઉપર ફેંકીને કોનસ્ટેબલને ટુંકમાં કહયું, "આ શખ્સે રાત્રે આવીને મારી ઉપર જબરી કરવા માંડી ને મે મારા બચાવમાં એને આ છરી ભોકી દીધી."

"તેહમીએ જરા પણ ડરયા વિના, જરા પણ હિંમત હાર્યા વિના, જરા પણ ગભરાયા વિના, પોલીસ સામે જોયા કીધું. આ પાતલી ગોરી નાજુક ઓરતનો હિમત ભર્યો, બલકે મરદાનગી ભર્યો દેખાવ ખરેખર તારિફ લાયક હતો, પણ તે આ કમતાકત કલમ પુરતી રીતે ચિતારી શકતી નથી ટુંકમાજ કહીશુ કે આ પતિવ્રત નારે પોતાના ભરથારને બચાવી લેવા, જેવી રીતે પોતાના માથે ખુનનો ટોપલો હોરી લીધો હતો અને જેવી રીતે પોલીસ આગલ દગમગ્યા વિના પોતાને ખુની તરીકે જાહેર કીધી હતી, તે વેળાનો તેણીનો દેખાવ ખરેખર અભ્યાસ કરવાજોગ, ખરેખર મન આકર્ષિત અને ખરેખર વખાણવાજોગ હતો. દાદીબા હોટેલમાથી ચાલી ગયો ત્યારે તેને જરા પણ ખ્યાલ ન હતો કે હોટેલમા શો બનાવ બન્યો છે. તેને જરા પણ ભાન નહી હતુ કે તેણે આ કામ કીધું હતું, અને તે છતાં તેની ધણીઆણી, તેની ધણીઆણી જે પોતાના ધણીથી જુદી રહેતી હતી, તે ધણીના બચાવ ખાતર, તે ધણીને ફાસીએ જતો બચાવવા ખાતર, તે ધણીના ખાનદાનની આબરૂ સાચવવા ખાતર, પોતાને દોષિત ઠેરવીને પોતે વાક કીધો છે એમ કહેવા હિમતથી બાહેર પડી હતી તેણી પોતે જાણતી હતી કે દાદીબાએ ખુન કીધુ છે અને તેણે અદીનુ ખુન કીધુ ને તેહમીએ પોતાની ઉઘાડી ચશ્મોથી જોયુ હતુ, કારણ કે ખુન ખુદ તેણીની હાજરીમાં થયું હતું.

ઉંઘમાં કેટલાક જણે કાંઇ કાંઇક શોધો કીધી છે. ઉંઘમાં કેટલાક જનોએ લાંબી લાંબી મુસાફરી કીધી છે પણ તેઓ જાગૃત હાલતમાં તે મુસાફરીથી તદ્દન અંજાણ હોય છે. કેટલાક જને ઉંઘમાં જે જોય છે અને અનુભવે છે તેથી જાગૃત હાલતમાં નવું જ્ઞાન અને નવી શક્તિ હાંસલ કરે છે. એક વારતા લખનાર* પોતાને વાસ્તે કહી ગયો છે કે તે પેહલાં પોતાની વારતાનું વણુ ઉંઘમાં તૈયાર કરે છે અને જાગૃત હાલતમાં તે યાદ રાખીને લખી કાહડે છે. કેટલાકો ઉંઘમાં બાગમાં ફરે છે, કેટલાકો ઉંઘમાં કામ કરે છે, અને ઉંઘમાં ચાલનારા આ દુન્યામાં અનેક હસ્તી ભોગવે છે એ વાત સિધ્ધ થયલી છે એક બીજો વારતા લખનાર પોતાને માટે કબુલ કરે છે કે તે એવાજ એક ઉંઘના દાખલામાં એક વાર પીસ્ટોલ અને છરી લઇને અઘોર પાપ કરવા જતો હતો, પણ આગલ ઉભેલા એક મિત્રે તેનો હાથ પકડી પાડવાથી તે આ અજીબ ગુનાહ કરતા બચી ગયો હતો. આવીજ એક ઉંઘમા દાદીબાએ આ ખુન કીધુ હતુ.

વાંચનારને યાદ હશે કે આગલા પ્રકરણમા દાદીબા "મોડુ થયું મારી ઉઘાડી આંખ્યોએ હુ જોઉં છુ કે મારા નામને ખરાબ લાગે છે!" વગેરે બોલો બોલ્યો હતો, તે વારે અદી ઇસ્કીની અજલનો ફરેસ્તો અદીને પોતાની ચુંગાલમા પકડવાની તૈયારી કરતો હતો દાદીબા જ્યારે પોતાના ઓરડામા પાછો ફર્યો હતો અને પોતાનું માથુ ટેબલ ઉપર નાખીને પડયો હતો, ત્યારે તેના દિલમાં કાંઇક નવીજ શક્તિ પેદા થઇ હતી. તે થોડીક વાર એક જાતની બેભાનીમાં પડયો હતો પણ માંહેથી તે પોતાને થયલા ગેરઇનસાફ, પોતાને થયલા નુકસાન, પોતાને થયલાં અપમાનનોજ વિચાર કરતો હતો પરતુ તેને બેભાની કહો, અથવા તેને ઉંઘ કહો, ગમે તે કહો, પણ તે આ નવી હાલતમાં ઉડીને આગલ ચાલ્યો હતો.

---

* Louis Stevenson.

હજી તો તેહમી અદીને જોઇને ચોંકી તેને થોડી મિનિટ થઇ ન હતી, તે વખતે દાદીઆ ઉઠીને પોતાની બાયડીના ઓરડા તરફ પાછો ચાલ્યો હતો. તે પોતે શુ કરતો હતો અને ક્યાં જતો હતો તેનું તેને ભાન ન હતું. ફક્ત ખુદ્દગત તેને પોતાની બાયડીના ઓરડામાં લઈ ગઇ હતી.

જ્યારે તે ઓરડામા દાખલ થયો ત્યારે જો પુર સુધ્ધિમાં અને હુસ્યારીમાં હોત તો તેહમીના નિચલા બોલો તેણે સાંભળીયા હોત.

"ચાલ પાછો જા, આ વખતે તને કોણે બોલાવ્યો'તો? આ વખતે આવવાની તે હિમ્મત કેમ કીધી?" એમ તેહમી અદીને ધમકાવીને પાછો જવા કેહતી હતી

અદી ઇસ્કી જે પેહલાં ગુટણમડીએ પડેલો હતો તે હવે ઉઠીને ઉભો થયલો હતો. તેહમીએ પોતાના બાલમાં સતાડેલી ચાલતી છરી એક હાથમા ધરી હતી.

"પણ મારી વાહલી તેહમી, તુ એમ શુ કરેછ? જરા મારી ઉપર દયા કર?" અદી બોલ્યો હતો.

"તુ તારા ઓરડામા અતરઘડી ચાલી જા. જો મારા દિલને હાથ લગાડયોછ તો જાણ કે તને આ ભોકી દઇશ!" તેહમી બોલી હતી.

"બસ કર! તેહમી! હવે ઘણી સતી ના થા!" અદીએ હસ્તાં હસ્તાં આમ કહી તે તેગીને જેમ તેમ પતાવી લેવાની કોશેશ કરતો હતો.

"જો અદી, તુ સીધો સીધો ચાલી નહી જશે, તો હું બુમ પાડીને હોટેલના લોકને જગાડીશ," તેહમી બોલી હતી.

"એમ કરશે તો તેમા તારી ફજેતી થશે, ને તારી આબરૂ જશે," અદીએ જવાબ આપ્યો હતો.

"એમ તો મારી આબરૂ ક્યાં છે? જે દાહડેથી તારી સાથે ઓળખ પડી ત્યારથી મારી આબરૂની ધુળધાણી થઇછ!" તેહમીએ પસ્તાવા રૂપી જવાબ દીધો હતો.

"ત્યારે હવે એટલી બધી મારી સાથે સખ્ત થવામા તને શો ફાયદો થશે? તુ જાણેછ કે હું તારી ઉપર દિવાનો બન્યોછ! હુ ખરેખર તારો સાચો આશક છું!" આ પ્રમાણે અદી બોલતો હતો, તેવારે તેહમીની નજર અદી ઉપર હતી નહી. તેણી સ્તબ્ધ થઈ ઉભી હતી. તેણીની નજર અગાસી તરફ હતી.

"ચુપ! ચુપ! તેણીએ અદીને ઇસારત કરીને મુગો રાખ્યો, પણ તેણીની નજર કોઇ બીજી તરફ ટાકેલી હતી, અને તેણીના આંગમાં ધાસ્તીની કંપારી છુટતી હતી.

તેણીએ પોતાના ધણીને ભુતની માફક ઓરડામા દાખલ થતા દીઠો હતો. જેમ એક વાઘ પોતાના શેકાર તરફ ધસે તેમ તે ઓરડામાં ધસી આવ્યો હતો. પહેલાં તો તેણી સમજી કે આ ફકત તેણીના મનનો ખ્યાલ છે, પણ જ્યારે દાદીબાએ આવીને ધસારો કીધો ત્યારે તેણીએ જોયુ કે આ ખરેખર પોતાનો ધણી છે અને તેને જોઇને તેણી હવે સમજી કે ખચ્ચિત આજે કાઇ નવુ જુનું થશે.

બીજીજ પળે જેમ એક વાઘ કુદીને તડાપ મારે તેમ દાદીબાએ આવીને અદી ઇસ્કાનો ટોટો પીસ્યો. એક બુમ પણ પાડવાની અદીને તક મળી નહી. દાદીબાના જોરાવર કસરતબાજ હાથે તેને ભોંય ઉપર બીછાવી દીધો, અને તેણે તેહમીના હાથમાંથી છરી લઇને અદીને ભોકી દીધી.

અદી પેલી જેહાનમાં પોંહોંચી ગયો. દાદીબા ઉઠીને પોતાની બાયડીની સામે જોવા લાગ્યો. તે એવી રીતે જોતો હતો કે તેહમીને લાગ્યું કે એ દીવાનો થયો છે. તેહમીએ કાંઇ બોલવાની કોશેશ કીધી હતી, પણ દાદીબાએ તેણીના શબ્દો સાંભળ્યા હતા નહીં.

તેહમી બોલી હતી, "દાદી, હું નિરદોષ છુ! તે છતા તું મને પણ મારી નાખ! કારણ કે તું મારૂં નિરદોષપણું માનશે નહીં. હું તારી આગલ આવતી હતી તેવારે મને એ શખ્સે અગાસી ઉપર ઘેરી. હું અરધી રાતે તારી આગલ માફી માગવા આવતી હતી. આહ! પણ હું જાણુ છુ કે તુ એ બધુ માનશે નહીં' વધારે બોલીને શું કરૂ' આહ! હું ધણીઆણી તરીકે તને કદી બેવફા થઇ નથી."

એક બે પળ આ ઉંઘમાં ચાલનાર દાદીએ તેણીની તરફ મોઢું કીધુ પણ ખચ્ચિત કાંઇ બોલ્યો નહીં, તેમજ તેણીનુ બોલવું તેણે કશુએ સાભળ્યુ હતુ નહી

આથી તેહમી બોલી ઉઠી, "એ દાદી દાદી, તારૂ મગજ જતું રહયુ છે. તુ દિવાનો બની ગયલો લાગે છે! એ હુ શુ જોઉં છું! આ બધા ખરા બનાવ છે કે સ્વપ્નો?" આખરે ખાતરી કરીને તેણી બોલી.

"નહી, આ બધુ ખરૂ બન્યું છે' હવે શુ કરૂ! ફિકર નહી દાદી' તુ તારા ઓરડામા જા' હુ તને બચાવી લઇશ'"

આ પછી તેઓ બન્ને જન થોડી પળ એકમેકને જોતા મુગા ઉભાં તેહમીની ઇચ્છા હતી કે દાદી કાંઇ બોલે, પણ તેણે થોડી પળમાં ઓરડામાથી પાછુ ચાલુ મુકયુ, અને જેમ પોતાના ઓરડામાંથી નિકળ્યો હતો તેમ કોઇ નહી જાણે અને જુવે તેમ પોતાના ઓરડામા ચાલી ગયો.

તે ગયો પછી તેહમી પોતાની આંખ્યો ચોળીને જોવા લાગી કે આ બધું ખરૂં છે કે સ્વપ્નો? અદી મરી ગયો છે કે મુગો મુગો પડી રહયો છે? પણ જ્યારે તેણીએ ભોંય ઉપર લોહી જોયું ત્યારે તેણીની ખાતરી થઇ કે અદી પોતાનો પ્રાણ તે કિરતારને સ્વાધીન કરી ચુકયો હતો.

વાંચનારને યાદ હશે કે આગલા પ્રકરણમાં દાદીબા પોતાના મન સાથે બોલ્યો હતો કે દાદી બચ્ચા, તેં અદીને બેજાન કેમ નહી કીધો? આ

શબ્દો તે પોતાના ઓરડામાં બીજી વાર પાછો ફર્યો હતો ત્યારે બોલ્યો હતો, અને આમ બોલવાનું કારણ એ હતું કે તે ખરેખર જાણતો હતો નહીં કે મે ઉંઘમાં જઇને અદીને મારી નાખ્યો છે.

હોટેલમાં ચાર વાગ્યા પછી નોકર ચાકરોની દોડાદોડ થવા લાગી, તેવારે તેહમીએ એક જણાને બોલાવીને આ બનાવથી વાકેફ કીધો. તુરત હોટેલમાં દોડધામ થઇ રહી. હોટેલનો માલેક મેનેજર નોકર ચાકરો ભેગાં થયાં. પોલીસને ખબર કરવામા આવી અને વખત ગયો તેમાં પોલીસ આવી લાગી.

તેહમીએ પોતાની શુધ્ધિ બરાબર ઠેકાણે રાખી હતી. તેણીએ આ બનાવનો સઘળો બોજો અને આ બનાવની સઘળી શિક્ષા પોતાને માથે હોરી લેવાનો મક્કમ ઠરાવ કર્યો હતો

"આ શખ્સે મોડી રાત્રે આવીને મારી ઉપર જબરી કરવા માડી ને તેથી મે મારા બચાવમાં એને આ છુરી ભોકી દીધી"

સઘળા માણસો સમજ્યાં કે આ શખ્સે તેહમીની લાજ લુટવાની કોશેશ કીધી તેથી બેજાન થયો. અલબતા સઘળાઓ તેહમીના આ કામ માટે કશો આડો શબ્દ કાહડી શકયા નહીં. દરેક જન સારી પેઠે સમજે છે કે એક ઓરત જેની લાજ એક વાર લુટાઇ તેનું જીવતર ખોટું છે. વળી બધાં જન જાણતાં હતાં કે આ છોકરી ઘણી ખુબસુરત હતી અને ખુબસુરતીથી અંજાઇ આ મરનાર શખ્સ અંદર ઘુસ્યો હશે એમાં કશો શક લઇ જવા જેવું હતું નહી.

પોલીસનો અમલદાર પોતાની તપાસમાં જોઇ શકયો કે તેહમીના આંગ ઉપર કશી જાસ્તીની નિશાની હતી નહી. તેણીના શરિર ઉપર જપાજપીના કશાં ચિન્હો દિસ્તાં હતાં નહી. એક બી ખુરસી ઓરડામાંથી ખસી હતી નહી. સઘળો સામાન બરાબર ગોઠવેલો હતો. બિછાનું બીલકુલ ખોરવાયલું કે ચોળાયલું હતુ નહી. આ પ્રમાણે તેણે પોતાની

નોટ બુકમાં નોધ લખી લીધી. ત્યાર પછી તેણે મરનારના શરિરની તપાસ લીધી. ત્યાર પછી તે અમલદારે એક કૉનસ્ટેબલને ઓરડામાં તેહમી આગલ બેસાડયો અને બીજાને ડાકટરને તેડવા મોકલ્યો

"બાઇ, તમે પોતે કબુલ કરોછો કે આ ખુન તમે કીધુ છે, માટે એ તમારા શબ્દોને આધારે તમે મારાં કેદી છો. હુ તમને ચેતવણી આપુંછ કે જે તમે બોલશો ને કેહશો તે સઘળુ નોધવામા આવશે ને તમારી તપાસ વેળા તે સઘળુ રજુ કરવામા આવશે"

"હા, એણે મારી ઉપર હુમલો કીધો, ને મે મારા બચાવમા એનુ ખુન કીધુ," તેહમીએ હિમ્મતથી પાછુ કહી સભળાવ્યું.

"બાઇ, જોકે તમે મારા ચાર્જમા છો, તે છતા તમને કોઇને, કોઇ તમારા સગાવાહલાને, અથવા તમારા કોઇ વકીલને બોલાવવો હોય તો તે માટે તમને પુર છૂટ છે. હુ તમને ફરીથી ચેતવણી આપુ છુ કે જે તમે બોલશો ને કેહશો તે સઘળુ તમારી સામે શાક્ષી તરીકે રજુ કરવામા આવશે"

તેજ દિવસે પુનેથી શહેરે શહેર તારો ફરી વળ્યા કે એક પારસીનું ખુન હોપ હેટેલમા થયુ છે. પરતુ પહેલા તો કોઇ એમ સમજ્યુ કે કોઇ ચોરોએ રાત્રે તેનો જાન લીધો હશે, અને કોઇ એમ સમજ્યુ કે કાંઇ કારણસર કદાચ કોઇ દાવા દુશમનોનો તે ભોગ થઇ પડયો હશે, પણ જ્યારે બીજે દિવસે ન્યુસ પેપરમા લાંબો અહેવાલ પ્રગટ થયો ત્યારે પારસી લોકમા મોટી ચકચાર થઇ રહી કારણ કે એક પારસી બાનુ ખુન કરે તે તદન અસંભવીત અને અસાધારણ હતુ, પણ દરેક જનને શક વિષે બોલવાની જગા રહેતી હતી નહી, કારણ કે તે બાઇએ પોતે પોતાને ખુની તરીકે જાહેર કીધી હતી. બીજા હાથ ઉપર પોલીસ આ ખુન તેહમીના હાથે થયુ એમ માનતી હતી નહી. તેમને આ ખુન વિષે મજબુત શક હતો. આ શકનું કારણ એ હતું કે અદી ઇસ્કીનું

ખુન ગુંગળાવાથી થયું હતું એમ ડાક્ટરનો મજબુત અભિપ્રાય હતો. વળી મરનારનાં ગળામાં મજબુત જોરાવર હાથના દબાણનો છાપ પડી રહયો હતો. આથી અનુભવી અવલોકન કરનારાઓ ડોકું હીલવીને ના પાડતા હતા કે આ બનાવમાં ખરો ખુની આ ઓરત નહી હોવી જોઇએ. આ કાંઇ સાધારણ ખુન હતુ નહિ. આ કોઇ અસાધારણ બનાવમાં ખુન થયું છે એમ દરેક ડહાપણ અને દુરઅદેશ શખ્સ માનતો હતો.

જુરીનો અભિપ્રાય પ્રગટ થયો હતો, પણ તે અભિપ્રાય પણ બે બાજુ ઉપર ઢળતો હતો. "ગળું દાબવાથી અથવા જોરમા છરીનો ઘા હૃદય ઉપર લાગ્યો હોય તેથી મરણ નિપજ્યું" આ મતલબનો જુરીનો અભિપ્રાય હતો

મરનારનું ગળુ દબાવાથી તેનાં ગળાની નળી દબાઇ ગઇ હતી, અને મજબુત હાથના દબાણનો છાપ ગળાં ઉપર પડી રહયો હતો. આ ઉપરથી બાહોશ પોલીસ અમલદાર પોતે એવા અનુમાન ઉપર આવ્યો હતો કે આ નાજુક નારના હાથના જોરથી આ શખ્સ ગુંગળાઇ મરે એ બનવાજોગ હતુ નહી. મરનાર કરતાં કોઇ વધારે જોરાવર માણસે તેના ગળા ઉપર હુમલો કીધો હોવો જોઇએ, એમ આ અમલદાર પોતાના મનમાં માનતો હતો, વળી આ અનુભવી પોલીસ અમલદાર મજબુત જખમ ઉપરથી પણ કહી શકતો હતો કે આ નાજુક નારના હાથમાં એટલું જોર હોઇ શકેજ નહી જેથી આવો મજબુત અને ઉંડો જખમ પડી શકે. આ બનાવમાં સાક્ષી તો કોઇ હતાજ નહી, પણ જ્યારે તેહમીએ પોતે ગુનાહ કબુલ કીધો, ત્યારે સાક્ષીની કશી અગત્યતા હતી નહી, અને તેથી જુરીના ગ્રહસ્થો, જેઓ પોતે મનમાં માનતા હતા કે કોઇ બીજો ખુની હોવો જોઇએ, તેઓએ તેહમીના ખુલાસાથી તે પ્રમાણેનો અભિપ્રાય આપ્યો હતો.

વળી આટલી વાત સિધ્ધ થઇ હતી કે અહી ઇસ્ફી જુદા ઓરડામાં ઉતર્યો હતો અને તે મોડી રાત્રે તેહમીના ઓરડામાં ઘુસ્યો હતો. એક [illegible]

તે ઉપરથી સવાલ કીધો હતો કે તે પોતે વગર બોલાવવે ગયો હતો, કે તેહમીના બોલાવવાથી ? આ સવાલ વિષે કોરોનરે પોતે તે જુરરને ઠપકારૂપી જવાબ આપ્યો હતો કે "આપણે આ ખુનની તપાસ કરવા ભેગા મળ્યા છીયે. તેહમીનાની ખાનગી ચાલચલણ વિષે તલાસ કરવા ભેગા મળ્યા નથી"

દેખાતી રીતે કોરોનરે તેહમીની પક્ષ ખેચી હતી આમ આડકતરી રીતે તેહમીને બચાવી લેવા માટે ન્યુસ પેપરોએ ઘણી સખ્ત ટીકા કીધી હતી, કારણ કે ખુન સબધી તપાસ ચલાવવા મળેલી જુરીના દરેક મેમબરને ખુનનો ખરો ખુલાસો મેળવવા માટે દરેક સવાલ પુછવાનો હક છે. કેટલાક ન્યુસપેપરોને આ કોરોનર તદન પોતાના ઓધ્ધાને નાલાયક દીસ્યો. કેટલાંક ન્યુસપેપરોએ સરકારનું ધ્યાન ખેચ્યુ કે આવી જુરીમાં કોરોનરને જુરીના મેમબરોને તોડી પાડવાનો કશો હક નથી

કોરોનરે તેહમીને સવાલ પુછયો હતો, "તમારો વર ક્યા છે ? અને તે અતરે હાજર કેમ નથી ?"

તેહમીના બૅરિસ્ટરે, કે જે તેહમીનો મિત્ર રૂસ્તીમ બૅરિસ્ટર હતો, તેણે જુરીને કહયુ કે વર બાયડી એક બીજાથી જુદા રહે છે.

આટલી વાત જુરીને ખબર પડી કે તેહમીનો વર એજ હોટેલમાં એક ઉતારૂ તરીકે હતો, આથી એક જુરરે સવાલ પૂછયો હતો કે "દાદીબા હોટેલમાંથી સહવારની ગાડીમા ચાલી ગયો તેનુ કારણ શું ?"

"હુ તે કહી શકતો નથી" રૂસ્તીમ બૅરિસ્ટરે જવાબ દીધો હતો.

દાદીબા એકાએક સહવારના પોહોરમાં મુંબઇ ચાલી ગયો આ વાતથી જુરી વાકેફ થઇ હતી. કેટલાક જુરરોના મનમાં આથી ચોકસ પ્રકારના શક ઉત્તપન્ન થયા હતા.

કોરોનરે જુરરોને કહી સંભળાવ્યું હતું કે "આપણને એમ કહેવામાં આવે છે કે વર બૈરીને સારૂં નથી, ને તેઓ છુટાં રહે છે,

દાદીબાની સામે કશો શક લઇ જવાનું આપણને કશું કારણ મળ્યું નથી. જો કાંઇ સેહજપણ કારણ આપણી પાસે હતે તો હું તેને બોલાવી મંગાવવાનો હુકમ કરતે, પણ હાલ હુ તેવી કશી જરૂર જોતો નથી."

તેહમીના પોતાના બૅરિસ્ટર રૂસ્તીમ આગલ એક સાદી સાડી પેહરીને બેઠેલી હતી. તેણી કોઇ પણ પ્રકારે બીધેલી લાગતી હતી નહી. તદન શાંત મને તેણીએ કોરોનરના સવાલોના જવાબ આપ્યા હતા. સઘળાં ન્યુસપેપરોએ તેહમીની તરફેણમા લખાણ કીધાં હતાં. તેણીએ કબુલ કીધુ હતુ કે અદી ઇશ્કી રાત્રીની વેળા તેણીના ઓરડાના બારણાં ખુલ્લાં હતાં તેનો લાભ લઇને અંદર ધુસી આવીને તેણીના શરીરને વળગવા જતો હતો તેટલાંમાં તેણીએ પોતાનુ પતિવ્રતપણું જાળવવા તેને છરી મારી હતી. આથી દરેક જન એમ માનતુ હતુ કે આ ખુન તો થયું, પણ તેવું ખુન કરવાનો તેહમીને હક હતો ઇંગલંડ અને અમેરિકામાં એવી રીતે ખુન કરનાર સ્રીને તુરત જામીન ઉપર છોડવામાં આવે છે, અને દરેક જન એમ ધારતું હતુ અને માનતુ હતુ કે ઇગ્રેજ સરકારની અદાલતમા પણ પોતાનુ પતિવ્રતપણુ જાળવવા જતા ખુન કરનાર સ્રીને આબરૂ સાથે છોડી મેલવામા આવશે.

હાલ તુરત તો તેહમીને પોલીસના ચાર્જમાં રાખવામા આવી હતી, કારણ કે આ ગુનાહવાળાને જામીન ઉપર છોડી શકાતાં નથી. વળી પોલીસે ડિટેક્ટિવ છોડીને દાદીબાની હિલચાલ ઉપર ધ્યાન રાખવાની જરૂર જોઇ હતી, પરંતુ દાદીબા જેનું અંતઃકરણ આ ખુનથી તદન અંજાણ્યું હતું, તેની હીલચાલ પોલીસને તદન શક વિનાની માલમ પડી હતી.



## પ્રકરણ ૯.

### તેહમીનો છુટકારો.



હમીને સરકારે છોડી મેલી જ્યા ગમે ત્યા જવા અને જે ગમે તે કરવા તેણી એક વાર ફરીથી છુટી થઇ. તેણીની તપાસ પૂરી થઇ હતી જુરીએ તેણીને એક મતે નિરદોષ ઠેરવી છોડી મેલી હતી

તેણીનો ખેચાણકારક ચેહરો, તેણીની અનુપમ ખુબસુરતી, તેણીનો મનોહર બાંધો અને તેણીનો હિમત ભરેલો એકરાર એ સઘળાંએ જુરી ઉપર જબરી અસર કીધી હતી. તપાસ લાંબી ચલાવવાની કશી જરૂર ન હતી. તેણી પોતાની આગલી જુબાનીને વળગી રહી હતી, અને કહયુ કે હા, હું કબુલ કરૂં છું કે મે ખુન કીધુ એણે મારી ઉપર હુમલો કીધો અને મે મારા બચાવમા એને મારી નાખ્યો.

"શું મરનારે તમારો જાન લેવાની કોશેશ કીધી હતી"? તેહમીના બૅરિસ્ટરે પોતાના કુળને સવાલ કીધો હતો.

તેના જવાબમા તેહમી બોલી હતી, "જાન કરતાં પણ વધારે જે ઓરત જાતની આબરૂ છે તે લેવાની એણે કોશેશ કીધી હતી" આ શબ્દોથી જુરી ઉપર તેમજ કોર્ટમાં હાજર રહેલાં દરેક આસામી ઉપર ઘણી સારી અસર થઇ હતી.

ટુંકમાં, તેહમીનો છુટકારો તેણીના રૂસ્તમ બૅરિસ્ટરના બે કલાક સુધી છટાદાર ભાષણથી થયો હતો.

રૂસ્તીમ બૅરિસ્ટર કૉર્ટમાં જાણીતો હતો, પણ અદી ઇસ્કીના ખુનના કેસમાં તે વધારે જાણીતો થયો. તે જાણીતો બૅરિસ્ટર હતો અને ઘણું

કેસમાં તેણે સારો દેખાવ કીધો હતો, પણ તેનામાં આટલું બધું મીઠું છે એમ પ્રજાને ખબર ન હતી. તેના જ્ઞાનની, અને તેની બોલવાની છટાની ખરી પરિક્ષા આ કેસમાં થઇ હતી.

રૂસ્તીમ બેરિસ્ટરના ભાષણનો એક ફકરો નીચે આપીશું:—

" હું આ કૉર્ટમાં ભેગા મળેલા હજારો પુરૂષોને જોઉછું જેઓમાંના કોઇની દીકરી, કોઇની ધણીઆણી અને કોઇની બેહન આ પળે ઘરમાં એકલી હશે, અને એવી એકલી હાલતનો લાભ લઇ કોઇ કોરગો શખ્સ તેણીના એકાંત ઓરડામાં દાખલ થઇને તેણીની આબરૂ, ઓરતની આબરૂ જેને દરેક સદગુણી ઓરત પોતાના જાન કરતા વધારે ગણે છે, તે બેમુળી આબરૂ, આબરૂ જેને એક વખત કલંક લાગ્યો તેનો દાઘ ભુસાતો નથી, તે આબરૂ કે જે વગર કોઇ પણ નાર આ દુન્યામાં રદબાતલ ગણાય છે, તે આબરૂ બચાવવા માટે તે ફસી પડેલી સ્ત્રી ગમે તેવો ભોગ લએ તો મને કહો કે તે સ્ત્રી શું ખુની તરીકે ગુનેહગાર ઠરે છે? આજે હિંદુસ્તાનમાં શીખેલો કે અભણ એવો કોણ આસામી કહેશે કે તેની મા, બેહન કે બાયડી પોતાનુ પતિવ્રતપણુ, પોતાની આબરૂ સાચવવા પોતાની આબરૂ લુટવાની કોશેશ કરનારને બેજાન કરે તો તેણીને ખુનીની ઉપમા આપવી? હું કહુંછુ અને તેની સાથે દુન્યાનો દરેકે દરેક સમજદાર માણસ મારા મતને ટેકો આપશે કે એક ઓરતને પોતાનુ પતિવ્રતપણું સાચવવાનો દરેક હક છે અને તે બચાવવા જતાં જો તેણીને સંખ્યાબંધ આદમીઓનો જાન લેવા પડે તો તે માટે આ દુન્યાની કૉર્ટમાં તો શું પણ ખુદ તે પાક પરવરદેગારની ઇનસાફી કૉર્ટમાં પણ તેણીને છોડી મેલવામાં આવે, અને તેથી મને જરાએ શક નથી અને મને પુર ખાતરી છે કે અતરે મળેલી જુરી જેમને પણ ઘરમાં મા, બેહન અને બાયડીને એકલું મુકીને જવાની કોઇ કોઇ વાર ફરજ પડે છે, તે જુરીનો દરેક દરેક શખ્સ મારાં કુલને તદન નિરદોષ ગણીને એકદમ છોડી દેશે."

જડજે જુરી આગલ કેસની વીગત કહી સંભળાવતાં તેહમીની તરફેણ ખેંચી હતી, તેણીનો એકરાર ખરો ગણ્યો હતો, અને પોતાની આબરૂ સાચવતી વેળા ખુદરત ઓરત જાતને ઘણું જોર બક્ષે છે તે ઉપર થોડુંક લંબાણથી વિવેચન કર્યું હતું.

જુરી મસલહત કરવા ઉઠી હતી, પણ દરેક જન જાણતું હતુ કે પોતાની આબરૂ સાચવવાને ખાતર જો એક સદગુણી ઓરત બીજાને મારે, તો તેણીને કોઇ બી જુરી ખુની ઠેરવે એ માનવાજોગ કે બનવા-જોગ હતું નહી. જુરીએ એક મતે તેણીને નિરદોષ ઠેરવી છોડી મુકવાનો અભિપ્રાય આપ્યો હતો, અને તેની સાથે નામદાર જડજ પણ એક મત થયા હતા.

જડજે અને જુરીએ તેહમીને છોડી મેલી, પણ તેણીના નામ સાથે ખુની શબ્દ વપરાતો તેણી કેમ અટકાવી શકશે? તેણીએ ખુન કર્યું હતું તે લોક કેમ ભૂલી જશે? તેણીના હાથ લોહીથી ખરડાયા હતા, તે લોહીના દાઘ કેમ ધોવાઇ જશે? એક ખુની તરીકે તેણીની સોડ હવે કોણ સાધશે?

આવો ખ્યાલ તેહમીને હજી આવ્યો ન હતો. આવો ખ્યાલ તેણીને પાછલથી કેમ આવ્યો તે આપણે હવે જોઇએ. તેણીના છૂટકારા પછી રૂસ્તીમ બૅરિસ્ટર તેણીને તેણીના ઘરમાં મલવા આવ્યો. તેને દરવાજામાં દાખલ થતાં જોઇને તેણી તેને આવકાર આપવા ઉઠીને તેની સામે પોતાનો હાથ 'શેકહેન્ડ' કરવા લાંબો કીધો, અને ખરા અંતઃકરણથી બોલી ઉઠી, "આહ! તમે નહી હોતે તો આજે હુ ક્યાં હોતે? તમારો ઉપકાર હુ કેમ ભૂલીશ, કેમ વાળીશ!"

રૂસ્તીમ બૅરિસ્ટર આ વખતે ઘણો ગંભીર હતો તેના ચેહરા ઉપર ઉદાસી હતી. તે અદમ વાળીને તેહમીને જોતો ઉભો, અને જે હાથ તેહમીએ લાંબો કીધો હતો, તે હાથ પોતાના હાથમા લઇને દાબવાની તેણે દરકાર કીધી નહી.

જ્યારે રૂસ્તીમે તેણીને શૅકહેન્ડ કરવાના અખાડા કીધા, અને જ્યારે તેણીએ રૂસ્તીમનો ચેહરો ઘણો ગભીર અને ઉદાસ જોયો, ત્યારે અને તે પળે તેણીને પોતાના નામ સાથે જોડાયલા કલંકનો ખ્યાલ આવ્યો હતો.

"કેમ, રૂસ્તીમ તમને મે શેકહેન્ડ કરવા હાથ લાંબો કીધો, પણ તમે અખાડા કીધા? તમે મારે જીવ બચાવ્યોછ અને મારી ઉપર ઘણો ઉપકાર કીધોછ!"

"તમારી તરફથી કેસ લડયો ને તમને બચાવ્યા ખરાં, પણ તેમ કરવાની મે મારી ફરજ સમજી હતી, અને તેમ કરવાનુ મૂખ્ય કારણ એ કે હુ—હુ—તમને ચાહુ છુ, ખરાં જીગરથી ચાહું છુ, અને તેહમી, હુ મારી જીદગીના છેલ્લા દિવસ સુધી તને ચાહતો રહીશ, અને તેટલા માટેજ હું તારી સેવામાં હમેશ તૈયાર છુ. હવે પછી પણ મારૂં કાંઇ કામ પડે, મારી કાંઇ મદદ જોઇએ, તો તને ઉપયોગનો થવાની પેહલી ફરજ સમજીશ. જ્યારે જોઇએ ત્યારે તું મને લખીને જણાવશે ત્યારે તારી મદદે હુ સદા તત્પર રહીશ, પણ અફસોસ છે કે હુ તારા હાથને મારા હાથમા લઇ શકતો નથી, કારણ કે એ હાથે તે ખુન કીધું છે! એ તારો લોહીથી ખરડાયલો હાથ હુ મારા હાથમાં દાબતાં અચકાવુ છુ!" એમ બોલીને તેણે પોતાનુ મોં ફેરવ્યુ.

આ ઉપરથી વાંચનાર સમજી શકશે કે રૂસ્તીમે તેહમીને ખરા ખુની તરીકે પોતાના દિલમાં માની લીધી હતી.

રૂસ્તીમ અને તેહમી બન્ને એક મેકને નિહાલતાં ઘણી વાર ચુપ બેઠા. આગલા દિવસોમા જો કોઇએ તેહમીને છેડી હોત તો તેણીએ તેનો ખીલ પોપડો ઉખેડી નાખ્યો હોત, તેણીએ તેને ગાળથી ધોઇ નાખ્યો હોત, તેણીએ તેને હદધુત કરીને અપમાન કરીને તેના બરડે પાણી ઉતાર્યું હોત, પણ આ વેળા તેણી એક બોલ બોલી નહી. તેણી તદન ચુપ બેઠી. તેણીની ઉપર વીતેલા બનાવથી તેણીનો જુવાનીનો જોશ ઝુમી ગયો

હતો, તેણીની હિમ્મત જતી રહી હતી, તેણી ઝુમાઇ અને ઝુરી ગઇ હતી, અને તેણીની જબાં બધ પડી ગઇ હતી.

ગમે તે થાય, પણ રૂસ્તીમને ખરી વાતથી વાકેફ્ કરવા તેણીએ વાજબી ધાર્યું નહી. ખુનનો વાંક પોતાના નામ ઉપર ખેંચી લીધો હતો, અને તેથી છેવટ સુધી દૃઢ રહીને તે વાત પોતાના દિલમાંજ દાટી રાખવાનો તેણીએ મક્કમ નિશ્ચય કીધો હતો, અને તે ઠરાવ તોડવાને બદલે જે આફ્ત પોતાની ઉપર પડે તે મુગે મોંઢે ખમવા સિવાય તેણીને માટે બીજો છૂટકો રહયો હતો નહી.

આખરે તેણીએજ રૂસ્તીમને સવાલ પૂછયો, "કેમ રૂસ્તીમ, અહીં આવવાનું કાંઇ કારણ?"

"તને મલવા, તને સલ્લાહ આપવા. તને મદદની જરૂર હોય તો મદદ કરવા, અને વળી તારા દીકરા જાલની ખબર કેહવા."

"આહ! મારો જાલ! તેને તમે કયા રાખ્યોછ? મારા દીકરાને તમે હવે નહિ સોંપો? આજેજ નહી લાવો? હુ તેને ભેટવા કેવી તલપી રહીછ!"

"જો તેહમી, હુ તને સલ્લાહ આપું તેમ ચાલશે તો તેમાં તને આયંદે ફાયદો થશે હુ ધારૂછુ કે તુ મારી સલ્લાહ પ્રમાણે ચાલશે."

"હુ અત્યાર સુધી તો કોઇની સલ્લાહ પ્રમાણે ચાલી નથી, પણ મારા ધ્યાનમાં આવે, મારા મનમાં આવે, મારા દિલની ખાહેશ થાય, તે પ્રમાણે ચાલીછ, પણ હવે હુ હારીછ! હવે તો તમારા જેવાની સલ્લાહ પ્રમાણે ચાલવાની જરૂર જોઉછ!"

"હાલ તુરત તો જાલને જ્યાં છે ત્યા રહેવા દે–મેં તારા દીકરાને પુનામાં મારી બેહનને ત્યાં રાખેલો છે તે મારા માણેક સાથે આખો દાહડો રમેછ ને ખુશ છે એ બેઉ છોકરા સાથે રમશે ને સાથે શીખશે. મારા ભાણેજને એક માસ્ટર ઘરમાં શીખવવા આવેછ, તેની આગલ જાલને

પણ બેસાડશે. મારી બેહન તારી તરફ મેહરબાનીથી વર્તી હતી નહી, પણ જ્યારે આવો બનાવ બન્યો અને જાલને ક્યાં રાખવો તેનો વિચાર ઉભો થયો ત્યારે મારી બેહને પોતે જાલને ખુશીથી પોતાને ત્યાં રાખ્યો છે"

"પણ મારા દીકરાને મારી આગલજ રાખવો છે! નહીરે બા મારાથી છુટો રખાય નહી! હવે ત્યાં રાખવાની શી જરૂર?"

"તેનાં ભલાં માટે."

"છોકરાનું ભલું તેની મા જ્યાં હોય ત્યાંજ હોય, પારકાને ત્યાં નહી હોય."

રૂસ્તીમે જવાબ આપવા અગાઉ તેહમી તરફ પ્યારથી ટીકીને ગંભીરાઇથી જવાબ દીધો,—

"આવા બનાવ પછી તારા દીકરાને તારી આગલ રાખવામાં વાજબી ધારેછ?"

તેણીને ખુદરતી રીતે હવે પોતાની હાલતનો વિચાર આવ્યો. એક ખુની માતાના હાથમાં પોતાના દીકરાની કેળવણી રહે એ ઇચ્છવાજોગ નથી, એવો ખ્યાલ તેણીને હવે, રૂસ્તીમની વાત પછી, થયો. હવે તેણીને ખ્યાલ થવા લાગ્યો કે એક ખુની તરીકે ભર વસ્તીમાં રહીને પોતાના દીકરાને સાથે રાખવો વાજબી હતું નહી. આવુ સમજીને તેણીએ પોતાનું માથું અફસોસથી પોતાની છાતી ઉપર નાખ્યું.

રૂસ્તીમે તેણીને ધિરજ આપવા કહયું, "જો તેહમી, થયું તે તો થયું, હવે તે ન થયુ એમ બનશે નહી, માટે અફસોસ અંદેસો કરવાને બદલે હિમ્મત પકડીને હવે શો રસ્તો લેવો તેનો વિચાર કરવો ઘટે છે. હવે અહીં રહેવામા તને શોભા નથી. બીજે ઠેકાણે કોઇ એકાંત જગે જઇને રહેવાથી લોક તને વિસરી જશે. નવે ઠેકાણે તને નવી ઓળખાણ થશે, ને તે લોક કોઇ તને ઓળખશે નહી. દુન્યા બોહોલી છે. મુબઇમાંથી

હવે તું ઉપડી જા. જાલને સાથે રાખવાની હું ભલામણ કરતો નથી. તેની સંભાલ હું મારે માથે લઉં છું. તેને વાસ્તે હું બધો બંદોબસ્ત કરી લઇશ. તેને માટે તારે કશી ફિકર કરવી નહી. હું તને જાલ વિષે અવારનવાર કાગળથી ખબર પુગાડીશ. આ નિરદોષ બચ્ચાંની કેળવણીને ખાતર, તેનાં પોતાના ભલાંને ખાતર, હાલ તુરત તારે તારાં બચ્ચાંને સાથે રાખવું નહી.

તેહમીએ રૂસ્તીમને કાંઇ જવાબ દીધો નહી. તેની સલ્લાહ ખરી છે એમ તેણીએ માન્યું. છાતી સાથે દાબેલુ માથુ તેણીએ દાબેલુંજ રાખ્યું. તેણીના ગમની હદ હતી નહી તેણી પોતાના ગમના જોરે કશું બોલી શકી નહી.

એક અઠવાડિયુ પસાર થઇ ગયુ. તે અરસામા રૂસ્તીમ બૅરિસ્ટરની મદદથી તેહમી એકલી મુંબઇ છોડી ગઇ. રૂસ્તીમ બૅરિસ્ટરનુ બાપદાદાનું એક માળનુ બંગલા રોકી ઘર સુરતમા ખાલી પડેલુ હતુ ત્યાં રૂસ્તીમ કોઇ કદાચ તેહવાર ઉપર જતો હતો તે નાનો અને નાના કમપાઉન્ડવાલો બંગલો રૂસ્તીમે તેહમીને વાપરવા આપ્યો, અને તેણીને ત્યા એકલી રાખી. અલબતા તે બંગલાનો એક રખેવાલ જે માળી અને મસાલ બન્નેનું કામ એકલો કરતો હતો તે, અને એક બુઢ્ઢી આયા જેણીને તેહમીની આગલ કામકાજને માટે રાખી હતી, એ ત્રણ સિવાય બીજુ તે બંગલામાં રહેતું હતું નહીં. તેહમીને રાધતા તો આવડતુ હતુ નહી, કારણ કે તેણીએ આજના જમાનાની કેળવણીમાં રાધણકળા તરફ બિલકુલ ધ્યાન આપ્યું હતુ નહી. આથી રૂસ્તીમે એક હોટેલમાંથી તેણીનુ બે વારનું ભોણું પોંહચતું કરવાની ગોઠવણ કરી આપી હતી. આ બંગલો હોપ બ્રીજ તરફ અલાહેદો આવેલો હતો. જો કે થોડેક દૂર વસ્તી હતી તો પણ ત્યાં ઝાઝી કચબાર હતી નહી. રૂસ્તીમ પોતે તેહમીને સુરત લઇ ગયો હતો, અને બંગલાના રખેવાલને બધું સમજાવીને અને તેહમીની સંભાળ રાખવાને ફરમાવીને તે ત્યાંથી પાછો મુબઇ આવ્યો હતો.

અતરે તેહમીએ કોઇની પણ દોસ્તી કે ઓળખાણ કરવાની જરા પણ કોશેશ કીધી હતી નહી. હવે તેણી એકલીજ રહેવાનું પસંદ કરતી હતી. તે છતાં જેમ તેમ તેણીને મુંબઇમાં સહવાર સાંજ ફરવા જવાની ટેવ પડી હતી તેમ સુરતમાં પણ સહવાર સાંજ એકલી નહીં તો પોતાની આયાને લઇને વૉક લેવા જતી હતી મુખ્ય કરીને તેણી હોપ બ્રીજ તરફ લેહરીઉ મારતી હતી, પણ કોઇ કોઇ વાર સ્ટેશન તરફ પણ લટાર મારતી હતી.

એક દાહડો સહવારના પોહોરમા તેણી સ્ટેશન તરફ વૉક લેવા નિકળી હતી, તે વારે રસ્તામા એક પારસીના પોરયાએ તેણીના હાથમાં સિનેમૅટોગ્રાફના હેન્ડબીલનુ કાગળીઉ મુકયુ. તે બોલકણો હતો તેથી બોલ્યો, "બાઇ સાહેબ જરૂર જોવા આવજો? સુરતમા કાંઇ એવી રમુજ ઘડી ઘડી મળતી નથી."

"એ કોઇ યુરોપિયન કંપની છે કે નેટિવ?" તેહમીએ તે છોકરાને કાંઇ પણ મતલબ વગર પછયુ મતલબ તો નહીજ હતી, પણ તેણીને દરેક બાબદમા આ ચોકકસ સવાલ પૂછવાની ટેવ પડેલી હતી. તેણીને એક ખ્યાલી ધખારો હતો કે દરેક યુરોપિયન બનાવત, દરેક યુરોપિયન કંપનીનો માલ, દરેક યુરોપિયન કંપનીનો ખેલ, સઘળું યુરોપીઅન હોય તે પસદ કરવુ, અને દેશી બનાવતનો માલ તે ફકત દેશી હોવાને લીધેજ ના પસંદ કરવો

પરંતુ આ સવાલથી તેણીને એક નવી ખબર મળી તે શું તે આપણે જોઇએ.

પેલો ચબરાક પારસીનો પોરયો આ ખુબસુરત બાઇ આગલ ઉભો રહીને વાતે વળગ્યો. આ તેહમી અને આ તેહમીનો ચેહરો અને તેણીની વાત કરવાની ધબ એ સઘળુ એવું ખેચાણકારક હતુ કે ગોયા આકાશના ફરેસ્તાઓ પણ તેણીની સાથે વાત કરવાને ખુશી થાય.

"બાઇ સાહેબ, એ યુરોપિયન કંપની તો નથી. છે તો દેશી, પણ અમારા સુરતના શેઠ્યા ખાનબાહદુર નરીમાને એ સીનેમેટોગ્રાફ કંપની પછવાડે પૈસો ખરચવાની કશી કચાસ રાખી નથી. એ કંપની આજ કેટલા દાહડા થયા આજુબાજુના શેહરોમાં ફરવા ગઈ હતી, ત્યાં ખેલો કરીને પાછી કાલેજ સુરતમાં આવી છે. ખાનબાહાદુર નરીમાન તો ફક્ત પૈસા આપીને ખીસી ગયા છે, પણ એવણનો એક ફ્રેન્ડ છે તે હાલ સઘળી મેનેજમેન્ટ કરે છે"

"ખાનબાહદુર નરીમાન સુરતમા છે કે ?" તેહમી જે આ નરીમાનને ઓળખતી હતી, તેણીએ અજાયબીના સાદે પૂછયુ.

"તેવણ ગરમીના દાહડામાં ખંડાલા, પુના એ બાજુ ઉપરજ રહે છે પણ આજે અતરે આવનાર છે," તે છોકરાએ કહયુ.

"અને જે મેનેજમેટ કરે છે તે ફ્રેન્ડનું નામ શુ ?" તેહમીએ ઘણી આતુરતાથી પ્રછયુ, પણ પેલો છોકરો જે હૅડબીલ વેહચવા નિકળ્યો હતો તેણે વખ્તે તેહમીનો સવાલ સાભળ્યો નહી હોય, યાતો તેણે પોતાના બીજાં ઓળખીતાંઓને આવતા જોઇ તેમની સાથે વાત કરવાની મકસદથી ચાલતી માપી હોય

આથી તેહમી સ્ટેશન તરફ ચાલી. તેણી અવારનવાર સ્ટેશન ઉપર ફરી હરીને પાછી જતી હતી. અલબતાં આ તેણીની વૉક લેવાની ટેવને આપણે વખોડી કાહડીશુ નહી નાજુક બદનની નારોને સહવાર સાંજ વૉક લેવામાં ઘણો ફાયદો છે

તેણી સ્ટેશન આગલ હજી જાય છે, તેટલાં તેણીએ એક શખ્સને સામેથી આવતા જોયો. તે ઈંગલીશ પોશાકમાં હતો. માથે 'પી કેપ' પેહરેલી હતી, તે છતાં તેણીની નજર તેની ઉપર પડી, અને તે ઘણી ઉપર નજર ચોંટી બેઠી. દુરથી પણ અને આવા જુદા ડ્રેસમાં પણ તેણીએ તેને ચાલ ઉપરથી ઓળખી કાહડયો અને તે આગલ આવીને

નજદીકથી પસાર થવા જતો હતો તેટલાંમાં ખુદરતી રીતે તેહમીના મોંમાંથી એકાએક નામ નિકળી ગયું, "કોણ ? દાદી ?"

તે ધણીના મોંમાંથી પણ અજાયબીના સાદે બોલાઇ ગયું, "કોણ ? તેહમી!"

આટલું બોલીને તે બન્ને નાર અને નર, તે બન્ને ધણી અને ધણીઆણી એકમેકને મૂઢની માફક ટીકતાં ઉભાં રહ્યાં. બન્ને જાણે પથ્થરના કોતરેલાં પુતળાં હોય તેમ ઉભા હતાં. બન્નેના મોં ઉપર ગમ અને ચિંત્તા ઘર ઘાલી બેઠાં હતા એમ પ્રગટ માલુમ પડતુ હતુ. આ બેમાંનું એકે દિલમાં સુખી લાગતુ હતું નહી.



# પ્રકરણ ૧૦.

## ખાનબાહાદુર નરીમાનનો ખુલાસો.



દાદીબા, જે કેટલાકોને ખાનસાહેબ દાદીબાના નામથી જાણીતો હતો, તેણે ઇંગલીશ ઢબે પોતાની ટોપી માથા ઉપરથી ઉતારી હતી. તે લેડીઝ તરફ હમેશા માનથી વર્તતો હતો, પણ તેણે તેહમીને આ શેહરમા મળવાની જરાપણ વકી રાખી હતી નહી આ મેલાપ વળી અચાનક હતો. તે તેહમીની સામે થવા તૈયાર નહીં હતો. તુરત ને તુરત તે તેહમીના બાબમાં બનેલા બનાવ, જેટલો બનાવ તે જાણતો હતો અને જોયો હતો, તેટલો બનાવ પણ તેને યાદ કરતાં કેટલીક પળ નિકળી ગઇ તેટલી પળ તે ચુપ ઉભો હતો. તેની યાદદાસ્ત શક્તિ તેને એટલુજ કહી શકી કે જ્યારે તેણે છેલ્લા મધરાતે તેહમીને જોઈ હતી, ત્યારે તેણી હોપ હોટેલની અગાસી ઉપર હતી અને જ્યારે તેણી પોતાના ઓરડામાં પાછી ગઇ હતી ત્યારે અદી ઇસ્કી તેણીની પછવાડે ગયો હતો. બસ તે આટલુજ જાણતો હતો, બસ તેને એટલીજ યાદ હતી. આજ દિવસો થયા તે પોતાના મનમાં વિચાર કરતો હતો કે તેહમી મળે તો તેણીની સાથે કેમ વાત કરવી, અને તેણીને શા સવાલો પુછવા. પાછલી વાત યાદ આવતાં અને તેહમીની શરમભરેલી વર્તણુંકનું સ્મરણ થતાં, તેનાં દિલમાં દુઃખની લાગણી પાછી તિક્ષણ થઇ, અને તે લાગણી મોઢાં ઉપર પ્રગટ થતાં તેનાં મોઢાંએ ફિક્કાસ પકડયો. તેહમીને એમ લાગ્યું કે દાદીબા ખરેખર જુદાઇના ગમથી દુઃખી છે, અને તેને એટલો ફિક્કો જોઇને બિહવા લાગી કે રખેને તે બેસુદ્ધ થઇને જમીન ઉપર પડે. તેના દુઃખનું કારણ તેણી પોતે છે એમ તેણી હવે સમજવા

શીખી હતી. વળી તેણી એમ પણ જાણતી હતી કે અદી ઇશ્કીનું ખુન થયું તે પણ તેણીના આગલાં નાલાયક પગલાંને લીધેજ થયું હતું, અને તે માટે પણ તેણી ઠપકાને પાત્ર હતી. વળી તેણી એમ પણ જાણતી હતી કે દાદીબાએ આ ખુન ઉંઘમાં કર્યું હતું, અને તેથી ખુન વિષે પોતાની જાગૃત હાલતમાં કશુ જાણતો હતો નહી, તેમજ પોતે ખુની છે એમ પણ તે જાણતો હતો નહી, પણ તેણી એટલું સમજતી હતી કે જે ખુન થયું હતુ તે પણ તેણીને લીધેજ થયું હતું.

ખુનના કેસની તપાસથી, અને તે વખત પછી તેહમીની સઘળી મગરૂરી નાબુદ થઇ હતી, તેણીએ ત્યાર પછી સાદાઇ અને નરમાસપણું અખત્યાર કીધુ હતું. હવે તેણી મોમ જેવી નરમ બની ગઇ હતી. આથી દાદીબાનો દુ:ખી ચેહરો જોઇ તેણીની માયા મોહબત, જે માયા મોહબતને માટે દરેક સાચી સતી સ્ત્રી વખણાયલી છે, તેવી ખરી સાચાં દિલની સાચી મોહબત દાદીબાની મદદે ધસી જવા અંદરથી વલખાં મારી તલપી રહી હતી.

તેઓ બન્ને મુંગાં ઉમા રહયા ને ઘણીવાર નિકળી ગઇ, ત્યારે ઘણા દયાજનક સાદે તેહમી બોલી, “દાદી!”

જવાબમા દાદી પણ દુખી દિલના દલગીરી ભર્યા સાદે બોલ્યો, “કેમ શું કહેછ?”

દાદીનું દિલ તેહમી તરફ મંદ હાલતમાં હતું, તે છતાં તેણીએ હિમ્મત પકડીને કહયું, “દાદી, હું તારી સાથે થોડીક વાત કરવા માગુ છ! ખુલાસો કરવાની મને ઘણી જરૂર છે.” અદી ઇશ્કીના ખુન વિષે તેહમીની તપાસ ચાલી હતી તે વિષે દાદીબા જાણતો હોવોજ જોઇએ એમ માનીને તેણી કાંઇક પોતાની તરફથી ખુલાસો કરવાને ઇતેજાર હતી, પણ વાંચનારને અંતરે જણાવવું જોઇએ કે અદી ઇશ્કીના ખુન વિષે કે તેહમીની તપાસ વિષે દાદીબાને કશી ખબર હતી નહી. તે જે દિવસે મુંબઇ આવ્યો

તેજ રાત્રે સુરત ઉપડી ગયો હતો અને ત્યાંથી ખાનબાહદુર નરીમાનની સીને-મેટોગ્રાફ કંપની સાથે શેહેરે શેહર ફરવા લાગ્યો. તેને મુબઇની કે પુનાની કશી ખબર હતી નહિ. તે દાહડા પછી તે કદી કોઇ સાથે હસ્યો બોલ્યો હતો નહીં કે વાતે બેઠો હતો નહીં. વળી બાહરગામ ફરવાથી તેણે મુબઇના પેપરને ઝાખીને જોયાં હતા નહીં, આથી તેને જે પળે તેહમી સુરતમાં મળી ત્યારે ખુન કે ખુનની તપાસ વિશે તે તદન અજ્ઞાન હતો.

તેહમીના બોલવાના જવાબમાં તેણે પૂછ્યુ, "શું ખુલાસો કરવા માગેછ? છેલ્લાં મલ્યાં તે દાહડાની પાછલી રાતના બનાવ વિષે?"

તેહમી સમજી કે ખુન વિષે દાદીબા પુછે છે, તેથી તેણી બોલી, "હા, હુ તેને માટેજ ખુલાસો કરવા માગુ છ." આનો અર્થ દાદીબા સમજ્યો કે અદી ઇશ્કી તેણીના ઓરડામા ગયો હતો તે વાસ્તે તેણી ખુલાસો કરવા માગતી હશે.

આ પળે દાદીબાની આખમાં જનુન પ્રગટી નિકળ્યું. જેમ આકાશ ઉપર વાદલાં ધાઇ આવે તેમ તેના મોં ઉપર ગુસ્સો ફેલાઇ ગયો, અને તે જોઇને તેહમી બોલી ઉઠી, "દાદીબા, હુ ગુનેહગાર નથી. તુ–તું–તું નહી–નહી."

ન તેણી સાચુ બોલી શકી, ન તેણી ખુલાસો કરી શકી, ફક્ત તેણી રડમસ ચેહરે પોતાના મોંઢા ઉપર હાથ ઢાંકીને ઉભી. દાદીબાને ખરૂં કહીને તેણી ચોંકાવવા માગતી હતી નહી, અને તેથી તેનો ગુસ્સા ભરેલો ચેહરો જોવાના કરતાં આંખે આડા હાથ કરી ઉભી.

"તેહમી, ખુદા શાહેદ છે, કે હું તને ગુનેહગાર સમજુંછ!" એમ કહીને તે ત્યાંથી ચાલી ગયો.

દાદીબાની મતલબ તેહમી સમજી નહી હતી. તેણી તેવારે એમ સમજી હતી કે દાદીબા તેણીને અદી ઇશ્કીના ખુની તરીક માને છે. જ્યારે દાદીબા ચાલી ગયો ત્યારે તેણીને પણ ચાલી જવા વિના બીજો ઘુટક નહી હતો.

દાદીબા થોડે દૂર જઇને પોતાની તેહમી ચાલી જતી હતી તેણીને જોતો કેટલીક મિનિટ ઉભો. ત્યાંથી તે પોસ્ટ ઑફિસ તરફ ચાલ્યો, કારણ કે ત્યાં તે ખાનબાહદુર નરીમાનના કાગળની આશા રાખતો હતો.

કાગળને બદલે ખાનબાહદુર નરીમાનની ગાડી સામેથી આવતાં જોઈ ગાડી ઉભી રહી. દાદીબા તેમાં બેઠો.

"મે તને તાર કીધો કે હું સુરત આવું છ."

"મને તે તાર મળ્યો નથી," દાદીબા બોલ્યો

"પોસ્ટ આફિસની કૅરમા તાર કીધો હતો તે તુ ત્યાં હજી ગયો નહી હોય?" નરીમાને પૂછ્યું, અને પછી બોલ્યો,

"હુ મુબઇ ગયો હતો. તારે ખાતર, તારા પોતાના લાભને ખાતર હુ મુબઇ ગયો હતો. મે પોતે અવ્વલથી આખેર સુધી આખો કેસ સાભળ્યોછ. ન્યુસ પેપરોના રિપૉર્ટમા ઘણી હેરફેર છે."

"ન્યુસપેપર શુ ને કેસ શુ? ને મારા લાભની વાત તે કયી? મને નરીમાન બધુ કહો, હુ કશુ જાણુનો નથી, ને મે આજ કેટલા કેટલા દિવસ થયા ન્યુસપેપર હાથમા પકડયું નથી હુ પુનેથી નિકળ્યો ત્યારથી છ અઠવાડિયા થયાં, પણ મારૂં મગજ કોઇ એક ચીજ ઉપર બરાબર લાગતુ નથી" એમ બોલતા દાદીબાના દિલમાં કાઇ ન સમજાય તેવી ધાસ્તી લાગવા માડી.

"ત્યારે શું તે ખુન અને તેની તપાસ વિષે કશુ સાંભળ્યુ નથી? ઠીક, ચાલ મારે બંગલે હુ બધી તારી આગલ માંડીને વાત કરીશ, પણ તે અગાઉ આ બધાં ન્યુસપેપરો મેં તારે માટે ભેગાં કીધાં છે તે વાંચ," એમ કહીને તેણે દાદીબાના હાથમાં સઘળાં પેપરો મુક્યાં. ખાનબાહદુર નરીમાનનો સુરતમાં "નુરી કોટેજ" નામનો બંગલો હતો. ત્યાં બીજું કોઇ રહેતું હતું નહી. નરીમાન સુરત આવે ત્યારે અહીં ઉતરતો હતો.

દીવાનખાનામાં જઇને આ બન્ને દોસ્તો બેઠા. દાદીબા બધાં પેપરો વાંચવાને અધીરો બન્યો હતો. તેણે એક પછી એક પેપર વાંચવા માંડયું. નરીમાન બીજા કોચ ઉપર બેસીને પોતાના નામના કાગળો આવ્યાં હતાં તે વાંચવામાં ગુંટાયો હતો.

દાદીબાએ સઘળાં પેપરો એક છેડેથી બીજા છેડા સુધી વાંચ્યાં. આ સઘળાનો સાર આપણે જાણયે છિયે તેમ તેહમીએ પોતાની દામન બચાવવાને ખાતર અદી ઇસ્કીનું ખુન કીધુ હતુ.

દાદીબા પેપરો વાંચી રહયા પછી બડબડયો, "ખુદાનો ઉપકાર માનુ છું! એમ કહીને પેપરની ગોળ ઘડી વાળીને પોતાના વિચારમાં કેટલીક વાર બેઠો, અને આવી ઉશ્કેરાયલી હાલતમાં તે જેવી રીતે હોપ હોટેલમાં ઉંઘમાં પડયો હતો તેવીજ ઉંઘમાં પડયો. થોડીક વારમાં તે પોતાની ઉંઘમાને ઉંઘમાં ઉઠયો, અને બડબડવા લાગ્યો, "પણ મે તેને કાંય નહી મારી નાખ્યો?" એમ કહીને જાણે તેના હાથમાંનુ ન્યુસપેપર છરી હોય તેમ ન્યુસપેપરનો ઘડી વાળેલો એક છેડો ખાનબાહદુર નરીમાનને મારવા લાગ્યો ખાનબાહદુર નરીમાન જે પોતાના કામમા ગુટાયલો હતો તે અજાયબ થઇને દાદીબા સામે જોવા લાગ્યો તેણે તુરત જોઇ લીધુ કે દાદીબા જાગૃત હતો નહી, પણ એક જાતની હીપનોટીક ઊંઘમાં હતો. દાદીબા તો ન્યુસપેપર વતી નરીમાનના શરિર ઉપર ઘા કરતો હોય તેમ ન્યુસપેપર મારવાજ લાગ્યો નરીમાનની ખાતરી થઇ કે દાદીબા ઉંઘમાં ખુન કરવાનીજ મતલબથી પોતાના હાથમાંના ન્યુસપેપર વતી મારતો હતો. તે મારતો ગયો તેમ બડબડતો ગયો, "મેં તેને કાંય નહી મારી નાખ્યો?" એમ કહીને થોડી વારમા તે જાણે મારીને ચાલી જતો હોય, અને જાણે પોતાની પછવાડે બારણું બંધ કરતો હોય તેવી એકટીંગ સાથે પોતાની ખુરસી ઉપર પાછો જઇ બેઠો.

ખાનબાહદુર નરીમાન તેની સામે વિચાર કરતો ઉભો. કોઇ મજબુત જોરાવર હાથનાં ગળાં ઉપરના દાબથી અદી ઇસ્કીનું મરણુ નિપજ્યું હતુ

એમ તપાસની વેળા ઘણુ બોલાયુ હતુ તે બાબદ ઉપર નરીમાનનું ધ્યાન ગયું, અને હવે નરીમાનને શક ઉત્તપન્ન થયો કે અદી ઇસ્કીનું ખુન દાદીબાએ બેભાન હાલતમાં કાંય નહી કીધુ હોય અને જો તેમ હોય, અને તેહમીએ દાદીઆને બચાવી લીધો એ વાત ખરી હોય, તો તેહમી એક કેવી ઉમદા ખવાસની છોકરી કહેવાય તેનો ખ્યાલ કરતો નરીમાન પોતાનો મિત્ર દાદીબા, જે હજી પોતાની ખાસ બેભાન હાલતમાં હતો, તેની સામે ટીકતો ઉભો. કેટલીક વાર આ પ્રમાણે વિચાર કરીને આખરે નરીમાને દાદીબાને જગાડયો, " દાદી, દાદી, ઉઠ ! "

દાદીઆ જેમ સાધારણ ઉંઘમાથી કોઇ માણુસ જાગૃત થાય તેમ જાગૃત થઇને હસીને પુછવા લાગ્યો, " કેમ નરીમાન ! હુ ઉંઘાઇ ગયો ! હું કેટલી વાર ઉંઘાયો ? "

તેની વાત ઉપરથી અને તેના દેખાવ ઉપરથી ચોક્કસ લાગતું હતુ કે ઉંઘમાં જે પ્રયોગ દાદીબાએ નરીમાન ઉપર કરી બતાવ્યો હતો તે વિષે તે ઉઠયો ત્યારે કશુ જાણુતો હતો નહી

" તે બધા પેપરો વાચ્યા કે ? " નરીમાને પૂછ્યુ.

" હા, બધુ વાચ્યું." દાદીબાએ જવાબ દીધો.

" બોલ હવે તે શુ ધાર્યુ ? મૂખ્ય કરીને ન્યુસપેપર વાંચતાં તું બોલ્યો કે 'ખુદાનો ઉપકાર માનું છુ ' એનો ખુલાસો શો છે ? મને અચકાયા વગર બધુ કહે. હું તારો મિત્ર છું અને સાચો મિત્ર છું તે તું જાણે છે. મારાથી બિહવાનું તને કશુ કારણુ નથી."

દાદીઆએ જવાબ દીધો, " નરીમાન હું જાણુછુ કે તમે મારા સાચા મદદગાર છો, તેથી હું તમને મારા દિલનો સઘલો ખુલાસો કરવાને જરા પણુ અડચણુ જોતો નથી. અદીનું ખુન તેહમીએ કીધું એમ જાણીને હું ઘણો ખુશી થયો તેથી તમને ઘણી અજાયબી લાગી, પણુ તેનું કારણુ એ છે કે તે રાત્રે અદીને તેહમીના ઓરડામાં જતાં મેં પોતે દીઠો હતો. ખુલ્લ

મને માફ કરે! પણ હું તો એમ સમજ્યો હતો કે તેહમીની મરજીથી તે ઓરડામા ધુસ્યો હતો, અને તેમ સમજીને હુ સહવારે સકાળેથી હોટેલ છોડી ગયો હતો. આને લીધે હુ મુબઇમાં પણ નહી રહયો અને તમારી કપની સાથે બાહારગામ ભટક્યા કીધો હવે જ્યારે મને માલુમ પડે છે કે મારી બાયડીએ તેને પોતાના ઓરડામા બોલાવ્યો નહી હતો, અને જ્યારે તેણીએ પોતાની હોરમત બચાવવાને ખાતર તેને મારી નાખ્યો, ત્યારે મને ખુશાલી લાગે છે તેમા નવાઇ શી ?"

"વારૂ, હવે મને કહે કે તે રાત્રે અદીને ક્યાંથી જોયો હતો ? તે તેને અદર જતા જોયો ત્યારે પછવાડે જઇને તેની ફજેતી કેમ નહી કીધી ? દાદીબા, આ સઘળુ પુછવાને મને કાઇ કારણ છે."

"શુ કહુ નરીમાન, તે રાત્રે મારા ઓરડામા બેસીને હુ મારી તેહમી સાથે પાછી સમજુતી કરવાના વિચારમાં હતો. તે વિચારમાને વિચારમાં મે તેણીની ઉપર એક ચીઠી લખી, અને તે કાગળ તેણીના ઓરડામાં નાખવાની મકસદથી હુ મારા ઓરડામાથી હોટેલની અગાસી ઉપર નિકળ્યો, પણ હજી તો હુ બાહેર નિકળુ નહી, તેટલા તેણીનું બારણુ પણ ઉઘડયુ, ને પાસેના બારણામાથી અદી પણ નિકળ્યો"

"અદીને જોઇને તેહમી ખુશી થઇ હતી, અજાયબ થઇ હતી, કે તેની સામે થઇ હતી ?" નરીમાને પૂછયુ

"તે હુ કાઇ કહી શકતો નથી અદી નિકળ્યો કે તેહમી પાછી પોતાના ઓરડા તરફ ગઇ, અને અદી પણ તે ઓરડામાં દાખલ થયો," દાદીબાએ જવાબ દીધો.

"અને પછી ?" નરીમાને પૂછયુ

"પછી શું થયુ તે હું કાઇ જાણુતો નથી. હુ ધારૂ છુ કે હું નાશીપાસ થઇને મારા ઓરડામાં પાછો ફર્યો હતો, અને હુ ધારૂ છુ ત્યાં

સુધી મારા ગમના વિચારમાં હું ઉંઘમાં પડયો હતો. જ્યારે હું ચીઠી નાખવા અગાસી ઉપર નિકળ્યો ત્યારે ઘડિયાલમાં બે વાગા હતા, અને જ્યારે હું પાછો ઉઠયો, ત્યારે ઘડિયાલમાં ચાર વાગા હતા. એ બે કલાકમાં શું થયુ તેનું મને કશું ભાન નથી. હું ચોક્કસ માનુછુ કે એ અરસામાં હુ મારા વિચારમાં ને વિચારમાં બેસી રહયો હોવું કે ઉંઘી ગયો હોવુ. ચાર વાગે હુ હોટેલમાંથી સ્ટેશન ઉપર ગયો હતો."

"વારૂં, ત્યારે તેં જે કાગળ લખ્યુ હતું તે કાગળનું તેં શું કીધુ ?" નરીમાને પૂછયુ

દાદીબા આ સવાલથી ચોકયો, અને બોલ્યો, "તે કાગળ ! હા, તે કાગળનો તો મને આજ સુધી કશો ખ્યાલ નથી ! સબર ! તે કાગળ હુ મારા ઓરડાની ટેબલ ઉપર મુકીને ચાલી ગયો હોઇશ."

"તે કાગળના પરબીડાં ઉપર સરનામુ કેમ કર્યું હતુ ? તે કાગળ મળે તો કાંઇ નવુ અજવાળુ પડે."

"તે કાગળ ઉપર મે પુતલીબાઇના નામનું સરનામુ કર્યું હતુ. હુ તેહમીને હમેશા લાડકા નામથી 'પુતલી' કહીને હાક મારતો હતો."

તે કાગળ કેવાં નોટપેપર ઉપર લખ્યુ હતુ, હોટેલના નામના કે તારા નામના ?

નહિ, હોટેલના નામના નોટ પેપર ઉપર નહી મારા 'પૅડ'માં થોડાંક મારાં પોતાના નોટ પેપર હતાં, તે ઉપર "પુતલાં લૅાડજ" કરીને છાપેલુ હતુ. પરણ્યા પછી મેં દેવલાલીમા એક બંગલો બધાવ્યો હતો અને તેનું નામ મે "પુતલાં લૅાડજ" આપ્યુ હતુ. થોડાક મહિના અમે ત્યાં રહયાં હતાં અને ત્યાંથી અમે દોસ્ત આસનાવોને કાગળ લખતા હતાં તે વેળા "પુતલાં લૅાડજ" ના નામના નોટ પેપર વાપરતાં હતાં. તેમાનું એકાદ મારા પૅડ-માંથી નિકળ્યું, અને તે વાપરવાનું મને વધારે પસદ આવ્યું, કારણ કે તે નોટ પેપર અમે છપાવ્યાં હતાં તે વેળા અમે એકમેક સાથે ઘણાં હેત અને વાહલથી રહેતાં હતાં."

"તે બંગલામાં હમણા કોઇ રહેછ કે?"

"કોઇ પારસી બાઇ રહેછ એમ મારો હાઉસ એજંટ કહેતો હતો. જ્યારે મને તેહમી સાથે અણબનાવ થયો ત્યારે મને એ બંગલો જોવા નહી ગમ્યો. મે મારા હાઉસ એજંટને પુર સત્તા આપીછ કે તેને ગમે તેને રાખે. ભાડુ પણ તેજ ઉઘરાવે છે ને મને મોકલી આપેછે."

ખાનબાહદુર નરીમાન આ બધી વાતની નોંધ ગોખી રાખતો હતો. દેખાઇતી રીતે તે આ બાબદમા ભારે ધ્યાન આપતો હતો. તેણે ઉતાવળમા પુછ્યુ, "વારૂ હવે એક વાત મને કહે, તે કાગળ લખ્યુ તેની નિચે સહી કેમ કીધી હતી?"

"મારા દોસ્ત નરીમાન, તારે ગમે તે મને પુછ, હુ દરેક વાત તને કહેવા તૈયાર છુ. મેં તે કાગળ ઉપર લખતન તરીકે એવુ નામ લખ્યું છે કે જે હુ અને તેહમીજ સમજી શકયે. હુ તેહમીની ખુબસુરતીથી છળકાઇને તેણીને મારી પુતલી કહેતો હતો અને કહેતો હતો કે હું ઘણોજ બખ્તાવર કે આવુ પુતળું મને મળ્યું, ત્યારે તેણીએ મને હસીને "બખ્તાવર"નુ નામ આપ્યુ હતુ આથી અમારાં લગન પછીના સુખી દિવસોમા હુ તેણીને પુતલી કહેતો હતો અને તે મને 'બખ્તાવર' કહેતી હતી.

"પણ તે કાગળ તેહમીને મળ્યું હશે કે?"

"ઘણુ ખરૂ તો નહીજ મળ્યું હોય," ખાનબાહદુર નરીમાન વિચારમા ને વિચારમા મોઢેથી બડબડયો.

"તે કાગળ તેણીને કયાથી મળે? નહીજ મળ્યુ હશે, પણ નરીમાન તમે મને રસ્તામા મળ્યા, તેની પાચ મિનિટ અગાઉ મને તેહમી રસ્તામા મળી અને તેણીએ મારી સાથે વાત કરવાની ખાહેશ દેખાડી, પણ હું તેણીની આગલથી ચાલી ગયો. હવે તેણી મને મળશે તો વાત કરવા કદી માગશે નહી!" એમ કહીને દાદીબા અફસોસ કરવા લાગ્યો. એમ કહીને તે ઉઠીને બારી વાટે જોઇને ગમગીનીમા ચકચુર થઇ ઉભો.

ખાનબાહદુર નરીમાન પોતે મનમાં વિચાર કરવા લાગ્યો, "હોટેલના મેનેજરને તે કાગળ મળ્યુ હોય તોપણ આવી રીતે નવા અજાણ્યાં નામનું કાગળ તે તેહમીને પુગાડી શકે એ બનવાજોગ નથી. તે કાગળનું શું થયું તે જાણવું જોઇએ. તે કાગળ ઉપરથી દાદીબા વિષે ઘણું અજવાળુ પડે છે.

આવો વિચાર કરતાં નરીમાનને એક નવો વિચાર સુઝયો, જે વિચારથી તેનો જીવ તદન બગડી આવ્યો દાદી જે બારી આગળથી ઓરડામાં આવ્યો તેણે પણ નરીમાનનુ મોઢુ જોઇને સવાલ પુછયો કે શું છે, પણ નરીમાને તેને ઉડાવીને જવાબ આપ્યો, "કાંઈ નહી, દાદી, એ તો મને જરા પેટમા દુ:ખી આવ્યુ" એમ કહીને તે દાદીબા આગલથી થોડીક વાર ખસી ગયો.

તેને જે નવો વિચાર સુઝયો હતો તે આ હતો. જો દાદીબાએ ઉંઘની બેભાનીમાં અદી ઇસ્કીનું ખુન કીધું હોય તો પછી તેહમીનું પતિવ્રતપણુ કયા રહયું ? આટલી વાત ખરી છે કે તેણીએ હિમ્મતથી તેનો ગુનાહ પોતાના સર ઉપર ખેચી લીધો તે માટે તેણીને બાહદુર કહીએ, પણ સતીપણું આ ઉપરથી પુરવાર થતુ નથી. અદી ઇસ્કીની સાથે તેણીને આડો વેહવાર હતો, એમ કેહવાને ઉલટો ટેકો મળે છે. વળી બીજો એક સવાલ ઉભો થાયછે કે ત્યારે તેહમીએ દાદીને બચાવી શામાટે લીધો ? જો દાદીબાને ખુની તરીકે જાહેર કરતે, તો જાહેરમાં તેહમીને ખરાબ લાગતે, અને તેણીની જાહેરમાં રૂસવાઇ થતે. આ સઘળુ બચાવવાની આપમતલબને ખાતર તેહમીએ દાદીને બચાવ્યો તો નહી હોય ? નરીમાનને વેહમ ગયો કે તેહમીએ ફકત પોતાની આબરૂ બચાવી લેવા આવું પગલુ ભરયું હશે. એમ જો હોય તો તેણીએ ઘણી બાહોશી અને ચ ચળાઇ દેખાડેલી કહેવાય, પણ આ સઘળાંથી તેણી ખરેખર સતી સ્ત્રી છે એમ તો કહેવાયજ નહી. બીજી બાજુ ઉપર નરીમાન વિચાર કરવા લાગ્યો કે જો દાદીબા એમ માનતો હોય કે પોતાની હોરમત બચાવવા તેહમીએ અદીને મારી નાખ્યો, તો તેની તેવી માન્યતાને તોડી પાડવામાં

કરશો ફાયદો છે? જો તેની એમ ખાતરી કર્યે કે એ કામ તેનાથીજ ઉંધની બેભાનીમાં થયું છે, તો એ વાત તેની જાણમાં લાવવાથી કરશો ફાયદો થશે? ત્યારે હાલ જે સંજોગમાં ઘણી ઘણીઆણી મેળાયલાં છે તે સંજોગને ખુદરતી માર્ગ લેવા દેવો તેમાં શો ફાયદો છે? એમ સમજો કે તેઓ એક વાર પાછાં સાથે મળ્યાં, અને કોઇ વાર એક બીજા ઉપર બરૂસો મેળીને એ ખરો ખુલાસો કરવામાં આવ્યો, તો પછી તેઓની ભવિષ્યની જીંદગીના સુખ વિષે શી જાગીનગીરી? હવે, તેહમીએ વાંક હોરી લીધો, તપાસ પણ થઇ, ને છુટી પણ ગઇ, હવે જો દાદીબા વિષે કોઇને પાછો શક જાય, તો તેની ફરીથી તપાસ ચલાવવામા આવે, એ વાતની સંભાળ લેવાની જરૂર છે કે નહી?

આ સઘળા સવાલોએ નરીમાનને ગુંચવાડામા નાખ્યો હતો. તે ઘણી આસાની અને સુખચેનમાં દહાડા ગુજારનાર શેઠયો હતો. તેણે આવા ગુંચવાડા ભરેલા અને આવા મુશકેલ સવાલોથી કોઈ વાર પોતાનાં ભેજાંને તસ્દી આપી હતી નહી. તે છતાં તે પોતાના મિત્ર તરફ સાચો હતો, અને તેથી આ બાબદમાં ઘણી દિલસોજી અને ઉમંગ સાથે કામ લેવાનો પોતાના મનમાં ઠરાવ કરીને તુરત વેળા ચુપકીદી પકડી બેઠો.



## પ્રકરણ ૧૧.

### મેરી મડમનો કીનો.



અદી ઇશ્કીનુ ખુન થયુ તે રાત્રે હોટેલમાં જેટલાં ઉતારૂઓ હતા તેમાં જો કોઇને વધુ ગુંચવાડો થયો હોય તો તે મેરી મડમને થયો હતો. પેહલાં તો દાદીબા પાછલી રાતમા હોટેલમાંથી ચાલી ગયો તેથી તેણીને ગુચવાડો પેદા થયો. એક દહાડો અગાઉ તે તેણીની ઉપર ધરાંપરાં કરી રહયો હતો, અને વાહાલી અને પ્યારી કહીને તેણીને રીઝવતો હતો, અને તે વખતે મેરી મડમ એમજ સમજી હતી કે દાદીબા માથાંથી પગ સુધી મારી ઉપર પ્યારમા ગર્ક થઇ ગયો છે, એટલે જેમ કહીશુ તેમ તે ચાલશે, અને તેથી તેણીએ તેને કેથે નહસાડી લઇ જવાનો ઠરાવ કર્યો હતો. એકજ દહાડામાં તે તેણીને કાંઇપણ કહયા વિના, કાંઇપણ લખી જણાવ્યા વગર કોણ જાણે કયાં ઉપડી ગયો તેનો પત્તો નહી મળે ! પણ જ્યારે ખુનની ખુમ હોટેલમાં પસરી રહી, ત્યારે તેણીને ઉપલા ઉખ્યાણાની ગુચવણ સમજ પડી. તેહમીએ ખુન કીધુ એમ તેણી માનવા સાફ ના પાડતી હતી. તેહમી ખુન કરે એ વાતજ તેણીને હસી કહાડવા જોગ લાગી. તેણી એમ સમજી કે દાદીબાએ તેહમી અને અદી ઇશ્કીને સાથે જોયાં હશેજ, અને તેથીજ દાદીબાએ તેહમીની આંખ્યો આગલ ખુન કીધું હશે, પણ તેહમીને પોતાની આબરૂ બચાવવા માટે આ પગલું લેવાની ફરેજ પડી હશે. જો દાદીબાએ ખુન કીધુ એમ તેણી કહે તો પછી જગતને ખરી વીગત માલુમ પડે અને દરેક જણ માનવા હા પાડે કે તેહમી અને અદી ઇશ્કી રાતની વેળા એક ઓરડામા હોવાં જોઇએ, અને તેથી તેહમીની ચાલ માટે કોઇને શક જેવુ કશુ રહે નહી. આ સઘળાંનો તોડ શોધી કાહડવા માટે દાદીબાને ચાલી જવા કહી તેહમીએ પોંતાને માથે આ

ખુનનો ટોપલો ઓઢી લીધો હતો આ પ્રમાણે મેરી મડમે તર્ક બાંધી હતી. તેહમીને પોતાના વર તરફ કશો પ્યાર હોય એમ માનવા મેરી મડમ ના પાડતી હતી. તેમજ દાદીબાને તેહમી માટે કશુ માન અથવા ખેચાણ હોય એમ પણ મેરી મડમના ધ્યાનમાં ઉતરતુ હતુ નહી. ફક્ત ઓરત જાત પોતાની આબરૂને માટે શું શુ કરે છે તે પોતે ઓરત હોવાથી સારી પેઠે સમજતી હતી, અને તેથી તેણીએ જે તર્ક બાધી હતી તે ખરી હતી, પણ તે તર્કનો પાયો ખોટો લીધો હતો તેણીની તર્ક એક ઘડિયાલના છુટા સામાન માફક હતી, દરેક ચક્કર અને સામાન તૈયાર હતો, પણ ફક્ત કમાન ગેરહાજર હતી. વળી મેરી મડમ એમ સમજી હતી કે પોતાની બૈરીને માટે સાક્ષી આપતાં પોતાના સસારની કાહાણી વિસ્તારવી ન પડે, તેમજ મેરી મડમનુ નામ વચમા નહી સડોવાય, તે માટે દાદીબા ચાલી ગયો હતો તેણી હજી એમજ સમજતી હતી કે કેસ ખલાસ થયા પછી દાદીબા પાછો મળશે અને તેહમી સાથે છુટા છેડા કરીને મારી સાથે પરણશે, પણ જ્યારે કેસ ખલાસ થયો તે છતા દાદીબાનો કશો પતો મળ્યો નહી, ત્યારે તેણી પુનેથી મુબઇ આવી અને પછી દાદીબાની ઘણી ખોળ કહાડી, પણ જ્યારે તેનો કશો પતો મલ્યો નહી, ત્યારે તેણીને એક વિચાર સુઝયો. દાદીબા કટાળીને પોતાના દેવલાલીના બગલામા એકાત પડેલો હશે એમ તેણીને લાગ્યુ, ફક્ત લાગ્યું એટલુજ નહી પણ તેણીનુ અતકરણ કહેવા લાગ્યું કે તે એકાત જીદગી ગુજારવા દેવલાલી જઇને પડયો હશેજ. આથી તેણીએ દેવલાલી ખુદ પોતે જવાનો ઠરાવ કીધો, ને એક દિવસ ત્યાં ઉપડી ગઇ. તેણી જઇને એક હોટેલમા ઉતરી, અને પછી 'પુતલા લોડજ'મા ખબર કાહડી, પણ તે બગલો ખાલી હતો. ત્યાના રખેવાલ તરફથી માલુમ પડયુ કે શેઠ બગલામા ઘણા મહિના થયા આવ્યાજ નથી. વળી બગલો સામાન સાથ ભાડે આપવાનો હતો એમ કમપાઉન્ડની દિવાલ ઉપર પાતિયુ મારેલુ હતુ. ભાડાં વિષે પુછપરછ કરવા દાદીબાએ પોતાના વકીલનું નામ પાટીઆ ઉપર લખેલુ હતું.

મેરી મડમ પાસે દોઢિયાંની ખુટ જેવું કાંઇ ન હતું. તેણી પાસે ભલી દોલત નહી હતી, છતાં તેણીની પાસે ખુબસુરતી હતી, અને એ ખુબસુરતીથી તેણી છાંદાવાલા મરદ મિત્રો ધરાવાને શક્તિવાન થઇ હતી. કોઇ પાસે પચીસ, ને કોઇ પાસે પાંચસો નિચોવતાં તેણીને વાર લાગતી ન હતી. આથી તેણી મનમાં આવે ત્યા એકલી ફરતી હતી અને જ્યાં ગમે તેમ ઠાઠમાઠ કરીને રેહતી હતી બધા મિત્રોમાં દાદીબા ઉપર તેણીનું દિલ વધારે ચીટકેલુ હતું, અને તેહમીને દુર કરીને તેની સાથે હમેશ સુધી કોઇબી રીતે ગોઠવાઇ જવાના મનસુબાથી તેણી આ સઘળાં ફાંફા મારતી હતી.

કોઇબી રીતે દાદીબાને તેણી મળવા માગતી હતી આથી તેણી બીજે દિવસે મુંબઇ આવીને દાદીબાના વકીલને મળી. વકીલે દાદીબાનો પતો આપવા સાફ ના પાડી, અને મેરીને જોઇએ તો બંગલો ભાડે આપવા ખુશી બતાવી. મેરીએ તે બંગલો છ મહિના માટે લખાવી લીધો, અને તેણી ત્યા જઇ રહી. તેણીને આશા હતી કે વકીલ તરફથી દાદીબાને ખબર મળશે કે ફલાણા ફલાણા નામના ભાડુતે દેવલાલીનો બંગલો ભાડે રાખેલો છે તો તે ત્યાં દોરવાઇ આવવા વિના રહેશે નહીં, પણ આપણે વાંચી ગયા તેમ દાદીબાના સોલીસીટરે ફક્ત "કોઇ પારસીબાઇએ બંગલો ભાડે રાખ્યો છે" એમ દાદીબાને લખ્યુ હતુ. આથી દિવસો થઇ ગયા પણ દાદીબા દેવલાલી ગયો નહી, અને મેરી મડમની આશા ફળી નહી. તે છતાં મેરી મડમ જે દાદીબાને ચાહતી હતી, તે દાદીબાના બંગલામા રહીને, તેનો સામાન વાપરીને મનમાં મગન થતી હતી કે હું પાંચે દહાડે આ બંગલાની ધણીઆણી થઇશ. તેણીએ દાદીબાની લખવાની ટેબલ, કબાટ વગેરે ખાના પેટી ખોળી જોયા કે કાઇ દાદીબાના નામની કશી પણ ચીજ મળે તો તે તેની યાદદાસ્ત માટે સાચવી રાખુ, પણ ઘરનો રખેવાલ, જે બાગનો માળી પણ હતો, તેણે શેઠની કાંઇ પડેલી ખડેલી ચીજ ઉચકીને એવી સાચવી રાખી હતી કે દાદીબાની કોઇપણ ચીજ મેરીના હાથમા આવી શકી નહિ. ફક્ત ડ્રેસીંગ ટેબલના નાના ખાણામાંથી દાદીબાના નામના

એચાર કાર્ડ મળ્યા, તે ઉપર ફકત "ખાન સાહેબ દાદીબા પી. જેહાંગીર, પુતલા લોડજ દેવલાલી" એ પ્રમાણે છાપેલુ હતુ. એક કાર્ડને લઇને તેણીએ પોતાના હોઠ સાથે લગાડયો અને મનમાં એવી ઉમેદ ઇચ્છી કે એ પુતલાં લોડજના ધણીની સાથે તેણીને જાથુકનો સબધ થાય.

આ સઘલુ છતાં મેરીમડમ દેવલાલીના પુતલાં લોડજમા એકલી અટુલી રહી એમ માનવુ નહી તેણીના અનેક મિત્રો હતા, અને તેમાં કેટલાક ઘણા ચીકાસવાળા હતા. આ ચીકાસવાલાઓમાં વળી કેટલાક ચસકેલા પણ હતા. ઘણાઓ મેરી મડમ ઉપર જાન કુરબાન કરતા હતા અને તેણી પોતાની મતલબ સાચવી જેમ બને તેમ ચસકેલાઓના ખીસાં હલકા કરતી હતી આ સઘલાઓમાં એક ઉમરે પુગેલો પારસી હતો, જે મીલોનો માલેક હતો અને લખોપતી ગણાતો હતો, તેને પણ મેરી મડમ સાથે અચ્છી પીછાણ હતી. તેણે એક દહાડે મેરી મડમને જોઇ અને કયાં રહેછે તે પુછી લીધુ, અને બીજે દિવસે બગલામા તેણીની મુલાકાત લેવા આવ્યો.

મેરી મડમને કોઇ અને કોઈ બિલ્લુ શોધવાની જરૂર હતી, નહીતો ભૂખે મરે તેવો સોદો હતો. પરતુ તેણીની તારિફમાં એટલું તો જણાવીશું કે તેણી કોઈ એક બિલ્લુ, જો તે તેણીની સાથે રહીને તેણીનુ ગુજરાન કરવા ખુશી હોય, તો તેની સાથેજ રહીને મજાહ મારવાનો વિચાર તેણીના મનમા રમ્યા કરતો હતો વળી દાદીબાનો કશો પત્તો ન હતો તેથી તુરત વેળા તો જે કોઇ મળે તેને રિઝવીને પાચ પૈસા કહડાવા એ તેણીનો ધધો હતો પેલા પારસી મીલ માલેકને તેણીએ ઘણો હફાવ્યો હતો. તે તેણીની ઉપર જાન કુરબાન કરવા તૈયાર હતો. ઘણીવાર તે તેણીના હાથે કપાયો હતો, પણ હજી આશામાં હતો કે મેરી મડમ કાંઇ સમજશે.

આ મીલ માલેક પારસીનુ નામ પીરોજશાહ પતલુ હતુ. તેના બંગલા વાડી મુબઇમાં કરાચીમાં કલકતામાં તેમજ માથેરાન માહબ્લેશરમાં અનેક હતા. તેની દોલત લખો રૂપિયાની ગણાતી હતી. તેત્રણ રંડાયલા

હતા અને બીજુ કોઇ ઘેર કરવા ઘણા ખુશી હતા. મૈરી તરફના ફાલાની તેમને અરધીભારની પરવા ન હતી તેને મૈરી ઘણીજ ખુબસુરત પરી જેવી જોઇતી હતી. કેળવાયલી હોય કે નહી હોય તેની તેમને કશી દરકાર હતી નહી જેવી માગતા હતા તેવી આ મેરી મડમ હતી, પણ તેણી આવા લખોપતી સાથે લગ્ને કરી જવાને બદલે નાક ઉપર માખ બેસવા દેતી હતી નહી, અને હજી આ શેઠયો તેણીની મોહીની ઉપર કેમ લુટાયછ તે જોવા માગતી હતી.

આ શેઠિયાએ જોયુ કે મેરી મડમ બગલામાં એકલીજ છે, એટલે તેણે મેરી મડમ સાથેજ આખો દિવસ ટાહેલાં કરીને વખત પસાર કીધો, તેણીને ત્યાંજ ખાધું, અને તેણીને ત્યાંજ પીધુ.

બપોરની ચાહ પીધા પછી આ શેઠયાએ પોતાનું હૈયુ ખોલ્યુ:—

"મેરી, મારી પાસે એટલી બધી દોલત છે કે બીજા કોઇબી પારસી પાસે મારી બરાબર હોય એમ મને શક છે, તે સઘળી દોલત તારા પગ આગલ મુકવા સેવક તૈયાર છે હુ કાઇ ખાનસાહેબ ખાનબાહદુર કે સર નાઇટ નથી. મારા નામ આગલ ફકત સાદો 'મીસ્ટર' છે. મને સરકારને લાખો રૂપીઆ ખવાડીને ચાદ લેવાનો અભખરો નથી, પણ એ સઘલા માનવત ગ્રહસ્થો સાથે સરખાવતા મારી પાસે બેવડી ત્રેવડી પુજી છે. બસ મને એકવાર કહે કે મારા સિવાય તુ બીજા કોઇને ચાહતી નથી, તો હુ તારો અને મારી દોલત તારીજ છે એમ સમજ"

મેરી મડમે કાઇ જવાબ આપ્યો નહી. તેણીએ આ લખોપતી શેઠયા તરફ મુગે મોંઢે જોયા કીધુ જે દેખાવમાં તેની તરફ માનને બદલે સહેજ ધિક્કાર ભેળાયલો માલુમ પડતો હતો. આ મેરી ખરેખર યુરોપિયનને ટક્કર મારે તેવી ખુબસુરતી ધરાવતી હતી. સગેમરમરના ઘડેલાં રૌનકદાર પુતલાં જેવો તેણીનો ઘાટ હતો. તેણીની બુચકલી દાઢી, અને રંગીન હોઠ અને આંખોના ભવાં અને પાપણ એ સઘળાનું બ્યાન કરવુ મુશકેલ છે. આ મેરી આકાશપરની અપસરા, ખરેખર પરીજ હતી.

પીરોજશાહ, તમે જાણોછ હું રંડાયલી છું, પણ મેં કોઇબી દિવસે બીજું ઘેર કરવાની મરજી જણાવી નથી, તેમજ તેવો કશો વિચાર મેં તમને જણાવ્યો નથી, તેમજ મેં તમને કોઇપણ રવેસે તેવો વિચાર કરવાને તમને ઉત્તેજન આપ્યું નથી, તે છતાં તમે આજે આવી રીતે વાત કરોછ, ત્યારે મને અજાયબી લાગેછ! હું પાછી પરણવા માંગતી નથી, વાસ્તે હવેથી કોઇબી દિવસે મને એવો સવાલ કરતાજ ના."

પેલા પારસી, પીરોજશાહ પતલુ નિરાશ થયા. નિરાશ થયા પણ દાવકુ મોઢુ રાખી બોલ્યા, "હુ જાણુ છ કે હુ તમને ગમતો નથી, પણ મારી દોલત તો તમને ગમશેજ એમ ધારીને મે તમારો ચોખો ચાંપી જોયો, પણ તમારી સાત વખત ખુશી હોય તો, નહીતો હુ કાઇ પગે પડીને તમને કાલાવાલા કરવાનો વિચાર રાખતોજ નથી."

"પીરોજશાહ' લગન જેવા ગંભીર પ્રસંગે હુ પૈસાની દરકાર કરતી નથી. પૈસાને ખાતર પરણવાની ભૂલ હું કદી કરીશ નહી, પણ હાલ તુરત બીજુ ઘેર કરવાનો જરાપણ ખ્યાલ મને આવ્યો નથી. હું હાલ જે સ્વતત્ર જીદગી ગુજારૂછ તેમા ફેરફાર કરવાની મને કશી અગત્યતા નથી, અને તેથી પરણીને પરતત્ર થવાને બદલે એમજ રહીને સ્વતંત્રપણુ વધારે પસદ કરૂં છુ."

"બાઇ સાહેબ, એ તો મને સમજાવાની વાત છે. તમારૂં દિલ ક્યાં લાગેલુ છે તે હું જાણુ છું. આજે જો ચાહું તો ખાનસાહેબ અને ખાનબાહદુરના ખેતાબ પળવારમા ખરીદી શકું, પણ મને તેમ કરવું નથી."

"પીરોજશાહ, તમે આડી આડી વાતો ના કરો. એ વાત પડતી નાખો, ને બીજું કાંઇ હસો બોલો. તમે મારા હાથની માગણી કીધી તે માટે ઉપકાર માનુછ, પણ મેં તમને ખરૂં કહયું કે હાલ મેં એવો કશો વિચાર ર્ક્યો નથી." આ પ્રમાણે મેરી મડમે પીરોજશાહને સમજાવીને કહયું, તે પળે તેણીનું હૈયું દાદીબાના વિચારથી કેવું છલકાઇ જતું હતું!

આહ ! તેની યાદથી તેણીને કેવી ખુશાલી પેદા થતી હતી ! તેને મળવાને અને તેને મેળવવાને તેણી કેવાં ફાંફા મારતી હતી ! ખરી વાત કે તેણી એક રખડેલ સ્ત્રી હતી, ખરી વાત કે તેણી તેને સાચા પ્યારથી ચાહતી હતી નહી, ખરી વાત કે ઇમાની કે નીમકહલાલી તેણીનામા હતી નહી, તે છતા જેમ એક બચ્ચુ એક ચોકસ રમકડાં માટે તલપી રહે તેમ આ દાદીબાને મળવા, તેની સાથે રહેવા, તેની સાથે મજાહ મારવા તેણીનુ દિલ હમેશા ઉછાળા મારી રહેલુ હતુ.

પેલા પીરોજશાહ કાંઇ બચ્ચા મીસાલ નિરાશ થાય તેવા ન હતા. મેરી મડમે ના કહી, તો ગામમા ઘણી બૈરી મળશે એમ ધારીને તેવણ મેરી મડમ સાથે હસી બોલીને ખાઇ પીને, સલાહસપથી પાછા મળવાંની ખાહેશ જણાવીને પોતાના બગલામાં સીધાર્યા

બીજે દિવસે સહવારના પોહરમાં મેરી મડમને ટપાલ મળ્યો, તેમાં એક Dead letter office માથી એક કાગળ મળ્યુ, જે મોટાં પીળાં પોસ્ટ આફીસના જાણીતાં પરબીડામા હતુ, જે પરબીડા ઉપરથી જણાતુ હતું કે પોસ્ટ આફિસે તે સરનામાં પ્રમાણે ધણીને પોહચી ન શકયુ માટે લખનાર ધણી ઉપર પાછુ મોકલ્યુ હતું આ લખનારનુ નામ શુ હતું ? મોટાં પરબીડા ઉપર પોસ્ટ આફિસે નિચે પ્રમાણે સરનામુ કરેલું હતું:—

મી૦ બખ્તાવર
પુતલાં લોડજ
દેવલાલી.

એ બખ્તાવર કોણ ? અને પોસ્ટ આફિસે 'પુતલાં લોડજ'નું સરનામું શામાટે કીધું ? અહીં તો કોઇ એવો શખ્સ રહી ગયો હોય એમ માળીએ ના કહયું.

માનવી માત્રની જ્યારે કોઇપણ પ્રકારે જીજ્ઞાસા ઉશ્કેરાય, ત્યારે તે મનમાં આવે તેમ કરવા વિના જંપીને બેસતું નથી.

" લાવની, હું ઉખેડીને જોવું તો ખરી કે એ બખ્તાવર કોણ, ને તેણે કોની ઉપર કાગળ લખેલો," એમ વિચાર કરતાં મેરી મડમે આ 'ડેડ લૅટર આફિસ'માંથી આવેલુ પરબીડુ ફાડયુ, ને માહેથી બખ્તાવરનો લખેલો કાગળ કહાડયો, ને વાંચવા માંડયુ. વાંચનારને ટવળાવવાને બદલે તે કાગળ સદાબરો એકદમ નિચે આપીશું :—

"; મારી વાહલી પુતલી, મારી લાડકી ધણીઆણી, હજી હુ તને મારા જીગરની પુતલીજ ગણુ છું. આપણે બને જણ છુટા રહીને શામાટે દુઃખી થઇએ? તેહમી, હુ સારીપેઠે સમજુછુ કે તુ છુટી રહેવામાં સુખી નથી, તેમજ ખુશી નથી. તારાં મોઢા ઉપરથી હુ બધુ વાંચી શકુ છુ. તારી વાત કરવાની ઢબ ઉપરથી હુ તે સમજી શકુ છું આપણે પરણ્યા અને જ્યારે આપણે સાથે રહીને સુખી હતાં તે વેળાની વાત કરવાની તારી ઢબ જુદીજ હતી. જાણ તેહમી, કે હુ પણ તારી માફકજ દિલમા દુખી છુ તુ તો મારી તરફ સાચી અને વફાદાર રહી છે, પણ હુ તો કબુલ કરૂ છુ કે હુ તો પાપી છુ. હુ તારી પાસે માફી માગુછુ અને આશા છે કે તુ મને મારી ચાલ માટે માફ કરશે. બોલ મને તુ માફ કરશે? પાછો તારી ગોદમા તુ મને હવે કયારે દાબશે? હું હવે પાછલો વખત તદન ભૂલી જવા માગુ છુ, ને તુ પણ જો ભૂલી જાય તો આપણે પાછાં એક વાર સુખ ચેનમા રહી શકીશુ. તારા વગર હુ જેમી મોજમજાહ ભોગવુ તે તારી સાથના સસારના અનુપમ સુખને તો કદી પોંહચેજ નહી પેલી મેરી મડમ તારી સાથ સરખાવતા ઘણી ઓછી ઉતરે છે તને હુ રૂપીઓ ગણુ છુ જ્યારે તે એક કોડી બરાબર છે. તેણીને હુ મારા અતકરણથી ધીકકારૂ છુ. વખત પસાર કરવા ખાતર તેણીની સાથે હું કોઇ કોઇવાર ફર્યો, પણ તે તારી જુદાઇનો ગમ વીસરવા માટેજ. અફસોસ! એ નખ્ખોદ ગઇ મને મળી નહી હોતે તો તારી સાથે મને અણબનાવ કદી બન્યો ન હોતે. હુ હવે જોઉ છુ કે એ સફેદ બલાથી આપણા સુખનુ નખ્ખોદ વળ્યુ છે, અને જ્યારે

એવો વિચાર મને આવે છે ત્યારે હુ તેણીનો જાણે ટોટો પીસું એવુ મન થાય છે. વાહલી તેહમી, હવે હુ પસ્તાવુ છું, વાસ્તે આપણા વચ્ચેની મતફેરી ભૂલી જઇને હવે મને પાછી મળ કે આપણે પાછાં હળીમળીને અગાઉની માફક સલાહ સંપથી સુખચેનમાં વખત ગુજારીએ."

લા૦ તારો સદાનો વાહલો

**બખ્તાવર.**

આ કાગળ પેલોજ હતો જે દાદીબાએ ખુનની રાત્રે ખુન થવાની અગાઉ તેહની ઉપર લખ્યો હતો અને તેજ કાગળ હતો જે તે તેહમીના બારણામાથી નાંખવાનો વીચાર કરીને અગાસી ઉપર નિકળ્યો હતો. આ કાગળ તે હોટેલના ઓરડાની ટેબલ ઉપર વીસરી ગયો હતો. તે કાગળ હોટેલના એક 'બૉય'ના હાથમાં ગયો હતો તેણે તે મેનેજરને આપ્યો હતો. તે કાગળ ઉપર ફકત "પુતલા હોપ હોટેલ, પુના" એ પ્રમાણે સરનામું કરેલુ હતુ, પણ એ નામનું કોઇ હોટેલમાંથી મળી ન આવ્યાથી તે મેનેજરે પોસ્ટ ખાતાંને તે કાગળ સપુરદ કીધો હતો પોસ્ટ આફીસે તે જગેજગ મોકળેલો હતો, પણ દરેક બ્રાચ આફિસમાથી તેની ઉપર છાપ મરાઇને તે "ડૅડ લૅટર આફિસ"માં પાછો ફર્યો હતો. તે ખાતાંમાથી તે કાગળ ઉખેડીને લખનાર ધણી ઉપર તે કાગળ પાછો રવાના કરવામાં આવ્યો હતો. કાગળ ઉપર "બખ્તાવર"ની સહી હતી અને સરનામુ "પુતલાં લૉડજ, દેવલાલી" છાપેલુ હતું તેથી પોસ્ટ આફિસે પરબીડાં ઉપર "બખ્તાવર, પુતલાં લૉડજ, દેવલાલી" એ પ્રમાણે એ કાગળ પાછો ફેરવ્યો હતો. તે કાગળ કમનસિબે મેરી મડમના હાથમાં ગયો હતો.

આ દુન્યામાં કોઇ પણ ખાતુ નિયમીત કામ બજાવતું હોય, તો તે પોસ્ટ આફિસ છે, જો કોઇ પણ ખાતું સહવારથી સાંજ સુધી ગધ્ધા વહિતરૂં કરતું હોય તો તે પોસ્ટ આફિસનું ખાતું છે. જો કોઇ પણ ખાતું વાર તેહવાર વિના વર્ષના ૩૬૫ દિવસ કામ બજાવતું હોય

તો તે પોસ્ટ આફિસ છે. એ નિયમીત ચાલતાં ખાતાંએ તે કાગળ જ્યાંથી નિકળ્યો હતો ત્યાં કાઇક મુદ્દત વીત્યા બાદ પાછો પોંહોચાડયો હતો. અને તે વાંચીને મેરી રાતી પીળી થઇ ગઇ હતી. તેણીના ગોસ્સાનો કશો પાર હતો નહી.

"ત્યારે મારા માટે તે આવો હલકો વિચાર ધરાવેછ શું!" એમ વિચાર કરતી તેણીએ દાંત પીસીને પોતાનો જુસ્સો દાબી રાખ્યો હતો.

"મુવો, મારે માટે પોતાની બૈરી ઉપર કેવો ડાહયો ડોહરો થઇને કાગઝ લખેછ તે તો જુવો! રાંડ, બેઇમાન નિમકહરામ, મુઇ દયા વગરની કસાઈ જેવી, ખુની, તેની ઉપર હજી એ દગલબાજ દાદીઆ મરી ફીટેછ! મને જુદુ સમજાવેછ ને બાહારો બાહરથી બૈરી સાથે સમજુતી કરવા કાગળો લખેછ! આહ! જોઉ તો ખરી, મારા હાથમાં દાવ આવે તો મુવાં એ બેઉ જણા ઉપર કીનો લેવુ! દાદીઆએ મને જબ્બરી ઠગીછ એટલે એને મારે છોડવો નથી, અને મુઇ તેહમી હજી તેને લલચાવતી રહેછ વાસ્તે એની ઉપર પણ કોઇ રીતે વેર લેવાય તો છોડુ નકી!"

કીનો, આ એક જાતનો એવો આતશ છે જે કોઇનાબી દિલમાં પજરવા માંડયો તો ધીમો ધીમો એવો પજરે છે કે લાખને રાખ કરે છે, પાકને ચાક કરે છે, રાકનો વાંક કાહડે છે. જેના દિલમા કીનાનો આતશ સળગ્યો તે બીજાની ખાનાખરાબી કરે છે, પોતાની પાયામાલી કરે છે, અને વચમા બીજા નિરદોષોનો કચ્ચરઘાણ કરે છે. એવા એક આતશની ચીણગારી મેરી મડમના દિલમાં સળગી હતી અને તે કેવી રીતે વધીને ભડકુ લએ છે તે આગલ ચાલતાં જોઇશુ. વળી મેરી મડમ કોઇ એવી બાયડી નહી હતી જે કાંઇ પણ માઠા સમાચાર સાંભળીને બેસુધ્ધ થઇ જાય. ના, તેણીનાં જ્ઞાનતંતુ મજબુત હતા. તેણી બેભાન થઇ પડે કે રડવા મંડી જાય એવી નબળી છાતી ધરાવતી હતી નહી. તેણી બાથોબાથ લડે એવી હતી. આ વખતે તેણીએ પેલાં કાગળનો ડુચો કરીને, દાંત

પીસી રાખીને, મગજ ઠેકાણે રાખીને, વેર કેમ લેવું તેનો વિચાર કરવા માંડયો. એક બે કલાક સુધી તેણીએ તહરેવાર વિચારો કીધા, પછી જાણે ચોક્કસ ઠરાવ ઉપર આવી હોય તેમ મક્કમ મન કરીને ઉઠીને કાગળ લખવા બેઠી. કાગળ લખીને માણસને બોલાવીને આપ્યું, "આ કાગળ પીરોજશાહ પતલુને બંગલે પોંહોચાડી જવાબ લાવ."

આ કાગળમાં ફકત બે લાઇન લખેલી હતી, અને તે નિચે પ્રમાણે હતીઃ—

"જો આજે તમો રોકાયલા નહી હોવો, તો રાત્રે આપણે સાથે જમીશું."

આખો દહાડો ફરતાં હરતા તેણીએ દાદીબા અને તેહમીને કરોડો ગાળ દીધી. દાદીબાએ તેણીને ઠગી હતી, દાદીબાએ તેણીને ઉંધું ચત્તુ સમજાવ્યુ હતુ, દાદીબાને લીધે તેણીએ અનેક છાંદાવાળા ગ્રહસ્થોને કડક ખવાડી હતી, માટે આ કાગળ વાચ્યા પછી દાદીબા તરફ તેણીને એટલો ગુસ્સો, એટલો ધિક્કાર, એટલો કેહેર લાગવા માંડયો કે તેનો પાર હનો નહી. પરતુ સાંજ પડી કે તેણીએ ઠઠેરો કીધો અને ભપકો સપકો કરવામાં કશી કચાસ રાખી નહી. બતીનો વખત થતાં પેલા લખોપતી પીરોજશાહ શેઠ આવી પુગ્યા. સાંજ સુધીમા તેણીએ પોતાની યોજના સદતર સપુર્ણ રીતે ગોખી રાખી હતી. તેણીએ પીરોજશાહની માંગણી ના કબુલ રાખી હતી તેનો એકલો સબબ એજ હતો કે તેણીને દાદીબા તરફ વધારે ખેંચાણુ હતું, પણ હવે તે ખેંચાણુ એજ ગેબી રીતે ઉડી ગયું હતું, માટે હવે પીરોજશાહ જેવા ચરબીદાર આસામીને હાથમાંથી સટકી જવા દેઇને હેમકાઇ કરવી નહી એવો તેણીએ નિશ્ચય ઠરાવ કીધો હતો. વળી જો એ બિલ્લુ તેણીની જાળમાં સપડાય તો તેને સમજાવીને કરાંચીમાં, અથવા કલકતામાં જઇને ધામો નાખવાનો તેણીએ ઠરાવ કર્યો હતો.

પીરોજશાહ શેઠયા હજી તો બંગલામાં દાખલ થાય નહી તેટલાંમાં

સામે હસતી હસતી નખરાં કરતી કરતી તેને શેકહેન્ડ કરવા દોડી, અને સાથે જમવા આવવાની તસ્દી લીધી હતી તેને માટે ઉપકાર માન્યો

તેણીએ એવા અચ્છા શોખથી ડ્રેસ કીધો હતો કે આજે તેણી અગાઉ કરતા વધારે ખુબસુરત, અગાઉ કરતા વધારે ખેંચાણકારક અગાઉ કરતા મનમોહન લાગતી હતી, અને તેથી પીરોજશાહ શેઠીઆ ઘણા ઘણા ખુશ ખુશ થઇ ગયા. હવે તેણીએ પોતાની તાલતલાવટ એકદમ શરૂ કીધી —

"પીરોજશાહજી, આજે સહવારે અહીના દેવલાલીના ડાકટર છે તેની મે સલ્લાહ લીધી તો કહેછ કે મને દરિયાની હવાની ઘણી જરૂર છે, અને કહેછ કે છાતી એટલી બધી બગડેછ કે જો દરિયાની હવા ખાશો નહી તો મામલો બગડશે, વાસ્તે મે વિચાર કીધોછ કે બને તો સ્ટીમરમા બેસીને થોડા દિવસ કરાચી જાઉ. તમે કહેતા હતા કે તમારા કરાચીમાં દરિયાની સામેજ બંગલા છે તો તેમાંનો કોઇ એક ખાલી હોય તો મને ભાડે નહી આપો?" એમ કહીને તેણીએ તેની બાવ ઉપર હાથ મુકયો. જેવો તેણીનો નાજુક હાથ પીરોજશાહના ખભા ઉપર પડયો કે તેની જાદુઇ અસર શરૂ થઇ.

લોકો કહે છે કે પ્યાર આંધળો છે અમે આગલ વધીને કહીશું કે પ્યાર આંધળો તેમજ સુનો છે આ લક્ષાપતી શેઠયો ખરેખર પ્યારમા સપડાયલો હતો અને તેથી મેરી મડમની આ સઘળી ધમાલ અને ધરપચ ન જોઇ શકયો કે ન સમજી શકયો હતો. આવી રીતે સપડાયલા શેકારને માટે પારધીની જાળમાં સપડાયલા શેકારના જેટલીજ દિલસોજી આપણે દેખાડી શકયે કે નહી તે એક અઘરો સવાલ છે. તેનો નિર્ણય હાલ ન કરતાં તે શેઠયાએ શો જવાબ દીધો તે આપણે જોઇશું :—

"આહ! મારી મેરી! મારો બંગલો તારે માટે ખુલ્લો છે! જો તુ ફક્ત એક બોલ બોલે તો તને હુ પોતે લા લઇ જાઉં. મારી

સાથે આવશે તો ફર્સ્ટ ક્લાસમાં હુ તને લઇ જઇશ. એક રાણી રહે તેમ તને મારા બગલામાં રાખીશ. ફકત તું મને હુકમ કર, ને જો કે તારે માટે જે જોઇએ તે માગતાને વાર ચાલી આવી હાજર થશે. આહ ! મેરી, તુ ફક્ત એટલુ મને કહે કે 'પીરોજશાહ તું મારો છે' અને પછી જોઇ લે કે મારી દોલતની રેલછેલમા તું કેવી મજાહ મારેછ!"

"હા, પણ હુ તમારી સાથે દાણા પાડુ પણ, પણ જુવોની પીરોજ-શાહજી, વચમાં એક નડતર છે," એમ બોલીને તેણીએ પોતાની ઠગાઇ ચાલુ રાખી, "જુવોની મારા વાહલા પીલાજી, હુ તો તમને ગઇ કાલેજ હા કહેતે, પણ વચમા કવાબમા હાડકુ છે તેનો વિચાર કરીનેજ મેં ના પાડી."

"પૈસાથી બધી નડતર ને બધા હાડકાં દૂર થઇ શકે છે. બોલ તે શું છે ? મને લાગેછ કે એવુ કશુ નહી હશે જેથી આપણે સાથે નહી રહી શકયે."

"જુવોની, મારો એક ભાણેજ છે. મારી બેહન મરી ગઇ છે તેનો એકજ છોકરો મારી સાથે રહેછ, પણ જ્યારે હું તમારી સાથે રહું ત્યારે તે બિચારા માય બાપ વગરના બચ્ચાંનું શું થાય ! તેને હું કોને સોંપુ !"

"અરે એજ કે ? હુ જાણું કે શુ એક મોટી નડતર છે ! મેરી મેરી ! મારે ત્યા સેંકડોજણ પળાયછ, ને શું તારો એક ભાણેજ મને ભારી પડશે ? નહી, નહી, હું કાંઇ એવો માણસ નથી કે તને તારા ભાણેજને મુકી દેવા કહુ. તેને સાથે રાખીશુ. તેને હુ મારો દીકરો ગણીશ. તેને ખવાડશુ, પેહરાવશું, કેળવણી આપશુ, બધું કરીશુ તેની તું કશી ફિકર ના કર."

"ત્યારે તો હું ધારતી હતી તેના કરતાં પણ તમે ભલા છો. તમારૂ એવું હાતમ જેવુ દિલ જોઇને હું ઘણી ખુશીછું."

ઓરત જ્યારે ઠગાઇ ચલાવે છે ત્યારે તોસુી મીઠાસ પુષ્કળ પીરસે છે, પુષ્કળ નખરાં કરે છે, અને ખુશાલ ચેહરો રાખી સામા ધણીને બેફિકરો, બેપરવા અને ગાફેલ બનાવે છે. તેણીની ઠગારી અદા અંદાજથી તેણી પોતાના શેકારને નાક પકડીને ચલાવી શકે છે. મેરી મડમની ઠગાઇથી પીરોજશાહ શેઠ કેવા બોલવાયા છે તે ધીરજથી આગલ જોઇશું.

આ લખોપત્તી શેઠયો કાંઇ નાનો બાળક નહી હતો કે એક વાર મેરી મડમે મરજી બતાવી પછી ફરી બાબદમા ઘીલ નાખે. તેજ વાસ્તે તેણે સઘળી વાતચીત કરીને સઘળી ગોઠવણુ કરી દીધી. તેઓ બન્ને જણુની મરજી હતી કે તેઓ ઘર કરે તે કોઇ જાણે નહી તેમ કરવું. પીરોજશાહ છેક અઘોર વયનો હતો, અને ચોથી વાર ફરીથી પરણુતો હતો, એટલે કોઇ તેની હસી નહી કરે માટે તે મુગે મોઢેજ આ છોકરીને પોતાની બાયડી કરવા આતુર હતો. બીજી બાજુ ઉપર મેરીએ પણ કહયુ કે મારા હાથની અનેક જણુ ઉમેદવારીમાં છે માટે તમારી સાથે હું ઘર કરૂ તો મુગે મોઢે નવસારી જઇને ચાર ચોખા છટાવી દેવા. મસલહત કરીને પીરોજશાહ પતલુ અને મેરી મડમ બે દિવસમાં નવસારી ઉપડી ગયા અને ત્યા જઇને બે મોબેદો પાસે આશીરવાદ છંટાવ્યા અને ત્યાથી પાછા દેવલાલી આવી રહયાં. દેવલાલીમાં રહીને ફરાંચી જવાની સઘળી ગોઠવણો કરવા માંડી, અને પછી મુંબઇ આવીને રહયા. મુબઇમાં આવીને તેણીએ કહયું—

" હવે, મારા વાહલા પીરોજશાહ, હું પુને જઇને મારાં બુઢાં માસી આગલ મારા ભાણેજને મુકી આવીછ તેને પાછો લઇ આવુ."

" મારી વાહલી, તુ એકલી જશે કે? કહે તો હુ બી તારાં બુઢા માસીને મલવા આવુ?"

" નહીં નહીં વાહલા! મારાં માસી જાણુતાં નથી કે હું તમારી સાથે પરણીછ! વાસ્તે તમે મને એકલીજ જવા દો, વળી મારે

ભાણેજ ઘણો બિહકયો છે, તમને જોશે તો હઠ લઇ બેસશે કે હું જતો નથી. હું પતાવી સતાવીને લાવગ તોજ આવશે. તે બિચારાને ખબર નથી કે તેની માય મરી ગઇછ. હું તેને એમ કહેવશ કે ચાલ તારી માય આગલ લઇ જાઉં તો ખુશ ખુશ થઇને આવશે."

"ઠીક છે મારાં વાહલાં કલેજાં, તને ગમે તેમ કર," એમ કહીને પીરોજશાહ શેઠ, જે આવી ખુબસુરત અબલા મળ્યાથી પોતાને ભાગ્યશાળી ગણતો હતો, તેણે મેરીને પોતાની મરજી પ્રમાણે પુને જવા દીધી.

ખુબસુરત બાયડી અને તેપણ વૃદ્ધ ઉમરે અને તે ઉપરાંત કોઈ ન જાણે તેમ પરણી લાવવી એ કાંઈ ખાવાનો ખેલ છે? ના, એ ખાવાનો ખેલ નથી, પણ એ આશુક માશુકનો ખેલ છે. તેમાં તો કાંઇ ફેર નથી. પીરોજશાહ પતલું પરણીને કેવા પાતલા થાય છે તે જોઇશું

પેલી મેરી મડમે યાદ રાખીને પોતાની સાથે પેલો ખાનસાહેબ દાદીબા પી. જેહાંગીરના નામનો કાર્ડ સાથે લીધો હતો, તેણી પુને ઉતરી અને લાગલી પેલી શીરીનબાઇને ઘર ગઇ, જ્યાં રૂસ્તીમ બૅરિસ્ટરે હજી પોતાની બેહનને ત્યાં તેહમીના જાલને રાખેલો હતો

તેણીએ પક્કે પાયે ખબર કહાડી હતી કે દાદીબાનો છોકરો જાલ હજી શીરીનબાઈના ઘેરમાંજ રહેતો હતો. વળી તેણીને ખબર હતી કે શીરીનબાઇ કયા સ્ત્રીટમાં રહે છે.

મેરી મડમને બચ્ચાંઓ ઉપર કશો ચાહ હતો નહીં. તેણીને બચ્ચાં-ઓનો કટાળો ગમતો હતો નહી, પણ જાલને લઇ જઇને દાદીબા તેમજ તેહમી ઉપર વેર લેવું એવો તેણીએ નિશ્ચય કર્યો હતો તે છોકરાને પોતાની સાથે કરાંચી ઉપાડી લઇ જવાનો તેણીએ ઠરાવ કર્યો હતો. એક વાર કરાચી પોહચ્યા પછી તે છોકરાને દાદીબા તેમજ તેહમી કયાંથી અને કેમ શોધી કહાડશે? પાછગથી શુ થશે, અથવા પાછળથી તેણીની યોજના નિષ્ફળ જશે કે નહી તેવો વિચાર કરવા તેણીએ એક પળ રોકી નહી.

તેણી ફીનાના આતશથી ઝળતી હતી અને તે આતશને ટંડો પાડવા તેણીએ આ પગલું ભર્યું હતું.

રુસ્તીમ બૅરિસ્ટરની બેહન શીરીન પોતાના ઘરમા બેસી ન્યુસપેપર વાચતી હતી, તેટલામાં મેરી ઘરમા દાખલ થઇ અને તુરત તે વાતે બેઠી. તેણીએ કહયું, "બહેન, માફ કરજો તમારી ઉપર અગાઉથી કાગળ લખવાની ફુરસદ મળી નહી, પણ એકાએક તેઓ વેલાત ઉપડી જનાર છે તેથી પોતાનાં બચ્ચાંને સાથે લઇ જવાનો તેઓએ વિચાર કીધો છે, અને મને લેવા મોકલી છે. મને દાદીબાએ પોતાના નામનો કાર્ડ આપ્યો છે. માય, પોતાના દીકરા વગર એની માએ ઘણી સીક પડી ગઇ છે, અને ડાકટર કહેછ કે એને હવા ખાવા લઇ જાઓ. તેહમીની આવી નાલેશી થવા પછી દાદીમા હવે હિંદુસ્તાનમા રહેવા માગતો નથી. વેલતામાજ બધાં રહેશે."

"એમ છે! દાદીમા અને તેહમીના ત્યારે પાછાં સાથે રહયાં? ચાલો ખુદાના સુકરાના! મે તો મારા બાઇની બોહોશથી એ છોકરાને રાખ્યો, પણ માએ એ બચ્ચું પોતાની માય વગર દરરોજ તવળેછ! લઇ જાઓ માય, માય બાપ બોલાવે ત્યારે મારાથી કાંઈ ના કહેવાય?"

મેરી મડમની વાત ઉપરથી તેમજ તેણીના અહસ્થાઇ ડ્રેસ ઉપરથી એમ કોને શક ઉપજે કે તેણી આ છોકરાને ઉપાડી લઇ જવા આવી છે?

"તે લોક કયારે વેલાત જાય છે?" શીરીનબાઇએ પૂછ્યું.

"માય, આવતા સનિવારના મેલમા." "એકદમ આએ સનિવારે ઉભુ કાંય કીધુ?"

"નહીજી, આજે મહિનો થયો એવો ઠરાવ કીધોછ, ને દાદીબા પોતે બુચાને લેવા આવનાર હતા, પણ તેહમીની તબીયત એટલી બધી ચોકાવનારી થઇ પડી છે કે તેણીને મુકીને આવી શક્યા નહી, અને તેથી તે લોકે પોતાના મિત્ર તરીકે મને મોકલી. હું આજની ત્રેનમાંજ

લઇને પાછી જાઉં તો સારૂં, કારણ કે તેહમીના, જાલ ક્યાં છે જાલ ક્યાં છે એમ આખો દહાડો બકબકારો કર્યા કરેછ! માતા કોઇ પોતાના બચ્ચાંને ભૂલે વારૂ?"

"માય, હુ જાલને બોલાવુ અહ, બેસો," એમ કહીને શીરીનબાઇ બીજા ઓરડામાંથી જાલને તેડી લાવી.

મેરી મડમના દિલમા ખુશાલીનો પાર ન હતો. તેણીએ બાજી ઠીક રચી હતી, અને આટલા સુધી તેણીની બાજી ઠીક પાર ઉતરી હતી.

મેરી મડમને જોતાંને વાર જાલ બોલી ઉઠયો, "હુ તો એ બૈરાંને ઓળખુ છ. મારા બાવાજી સાથે મે હોટેલમા તમને જોયલા, નહી વારૂ?"

"હા, બચ્ચા, તારા બાવાજી સાથે તેમજ તારાં માયજીની સાથે હું હતી. આપણે બધાં સાથેજ હતા એમ કહીને મેરીએ જાલને પસવાર્યો અને પોતાના પાસામાં દાબ્યો.

"મને મમ્માની આગલ કયારે લઈ જાઓછ?" જાલ આતૂરતાથી પૂછવા લાગ્યો.

"હા, દીકરા, આજની ગાડીમા તને હુ લઈ જઇશ."

આટલી વાત કરી રહીને શીરીનબાઇએ જાલનાં કપડાં પેટીમાં ગોઠવવા માંડયાં, જાલ પોતાની માયને મળવાની હોંશમા ઘણો ખુશ મિજાજમા આવીને રમતો હતો.

ટુંકમાં, તે દહાડાની સાંજની ગાડીમાં મેરી મડમ જાલને લઇને મુબઇ ઉપડી આવી અને શીરીન પોતાના ભાઇને કાગળ લખે તે અગાઉ બીજેજ દિવસે કરાંચીની મેલ સ્ટીમરમાં મી૦ અને મીસીસ પતલુ તથા જાલ સ્વાર થઇ દરિયો દોહવવા લાગ્યાં.

જાલ પોતાની માયને મળવાના હરખમાં હતો તેથી તે કાંઇ બોલ્યોજ નહી. તે એમ સમજયો કે માયનું ઘર હજી આવ્યુ નહી હશે.

બાહેરના દેખાવ ઉપર ભોળવાઇને આપણે કેવાં ભુલ્યે છીએ! શોભ-ણુબાબણુની બેયણુ થઇને મેરી મડમે કેવી નરમાસ અને કેવી સભ્યતાથી વાત કીધી! શીરીનબાઇને જરા પણુ વહેમ કે શક પડયો નહી, કે આ ગોરી નાગણુ જાલને ઉઠાવી જવા આવી છે!

અત્રે આપણું ધ્યાન એક બાબત ઉપર ખેંચાય છે, તે એ કે બાપનું પાપ દીકરાને નડયું. બાપે ગુનોહ કીધો કે બાપે પાપ કર્યું તો તેને માટે દીકરાને ભોગવવું પડે એમ માનવા ઘણા જણા ના પાડે છે, પણુ તેઓ ખોટા છે, એકનુ પાપ બીજાને નડે છે એમ આપણે દુન્યવી વહેવારમાં વારવાર અનુભવ્યે છીએ. બિચારા નિરદોષ જાલ બચ્ચાંએ કશો વાંક કર્યો ન હતો જે માટે પાપી મેરી તેને દુઃખ દે, પરંતુ આ સંકટ જાલને પોતાના બાપના પાપને લીધે ખમવું પડતું હતું.



## પ્રકરણ ૧૨.

### મરવું કે જીવવું.



આ નબાહદુર નરીમાને આપેલાં પત્રો વાંચ્યા પછી અને નરીમાનને મોંઢે ખુનના કેસની વાત સાંભળ્યા પછી દાદીબા ઘણો પસ્તાવો લાગ્યો કે તેહમી મળી હતી તેણીને તેણે ગણુકાની હતી નહી, અને તેણીને 'નો કોઠાં' કરી ચાલી ગયો હતો, તે માટે હવે તેને અફસોસ થવા લાગ્યો. થોડી વાર તેહમી સાથે વાતે ઉભો હતે, તો તેને તેજ વખતે કાંઇ ખુલાસો મળ્યો હોત, માટે ઉતાવળો થઇ તેણીની તરફ પીઠ ફેરવીને તે ચાલી ગયો તે માટે હવે તેનુ અંતઃકરણ ડખવા લાગ્યુ. હવે કોઇબી રીતે તેહમીને મળવાનો વિચાર તેને આવ્યો. જેમ જેમ પળ જવા લાગી તેમ તેમ તેને અધિરાઇ થવા લાગી. કોણુ જાણે તેહમી કયા ઉતરેલી હશે તેનો ખ્યાલ થતાં હવે તેહમીને ઢુંડી કાહડવાનો ઠરાવ કરીને તે અનેક ઉપાયો મનમા યોજવા લાગ્યો. સુરત શેહેરમાંથી એક માણુસને તેના પત્તા વગર ઢુંડી કહાડવું કાઇ સેહલ કામ નહી હતું. તે જાણુતો હતો કે તેહમીને સહવાર સાંજ વૉક લેવાની ટેવ છે, તેથી તે અહીં તહી રખડીને કોઇબી રવેસે તેણીને મળવા માગતો હતો પણુ તેમ કરતાં દિવસો નિકળવા લાગ્યા.

બીજા હાથ ઉપર તેહમી દાદીબાની મુલાકાત અને તેના ગુસ્સામાં ચાલી જવા પછી પાછી પોતાને બંગલે ગઇ, અને તે દાહડા પછી પાછી બંગલામાંથી બહાર નિકળીજ નહી.

બંગલામાં જઇને તેણી ઇઝીચેર ઉપર પડી, અને માથું દાબીને વિચારમાં પડી. છેક દાદીબા સાથ અદરાઇ તેની અગાઉની દાદીબાની

દોસ્તી અને મોહબ્બતના વખ્તથી તે છેક દાદીબા પાછો સુરતમાં મળ્યો તે દહાડા સુધીમાં પોતાની જીંદગી દરમ્યાન શા શા બનાવો બની ગયા તે સઘળાનો 'રિવ્યુ' તેણીએ લીધો. પરણવા અગાઉ કેવી સુખી સહવાર સાજ દાદીબાના પાસામાં તેણીએ કાહડી હતી તેનો તેણીને ખ્યાલ થયો. પરણ્યા પછીના સલાહસંપજમા ગુજરેલા વરસોનો તેણીએ સામટો સરવાલો લઇ લીધો, પાછલથી થયલી મતફેરી અને તેથી થયલી જુદાઇનો સઘલો ચિનાર તેણીના મનમાંથી પસાર થઇ ગયો, ત્યાર પછી પુનાના હોપ હોટેલમા થયલી ન ધારેલી મુલાકાત અને તે મુલાકાતે ઉપજાવેલો ખિજવાટ, અને તે દિવસની રાત્રે કીધેલો પસ્તાવો, અને તે પસ્તાવાની પછી તુરત થયલુ ખુન, અને તે ખુન પોતાના પતી તરફના પ્યારથી દોરવાઈ પોતાના ખભા ઉપર ખેચી લીધું, અને તે ખુનની તપાસ અગાઉ પોતે બધીખાનામા ગુજારેલા દિવસોની હાડમારી અને ચિતાનો અગ ધ્રુજાવનારો ગજબ, અને તે તપાસની સાથે જોડાયલા લોકોની મોહ બાવતી ટીકા, તે તપાસ ખતમ થવા પછી પોતાના દીકરા સાથની જુદાઇ, રૂસ્તીમ બેરિસ્ટરની મદદ, અને છેવટે સુરતમા થયલી દાદીબા સાથની બીજી મુલાકાતો એ સઘળાંના અનેક ગજબનાક દુખદાયક અને છાતી ફાડી નાખે તેવા આફતકારક બનાવોના વિચાર એક પછી એક તેણીના મન આગળથી પસાર થઇ ગયા, અને એ સઘળા વિચારમા તેણી કેટલાક કલાક સુધી ઇઝીચેર ઉપર ધ્રુજતી પડી રહી

આ સઘળા બનાવોથી પુરવાર થયું હતું કે તેહમીનાના મગજ કરતા તેણીનુ દિલ મોટુ હતુ. તેણીએ એક બચ્ચાપેરે નિરદોષપણું દેખાડી એક ઓરત હોવા છતાં એક મરદને છાજે તેવી દિલેરી દેખાડી હતી, પરંતુ તેણીની ઉપર એક પછી એક આફત પડી તેના ઉંડા અંદેસાથી હવે તેણીના મગજ ઉપર અસર થઇ. વિચાર વિચારથી તેણીનું મગજ ગરમ થવા લાગ્યું, અને તેણી હવે એકલી એકલી મોટે મોટે બડબડવા લાગી:—

"ઓહ મારા દાદીબા! મને ક્યારે મળશે! ઓ મારા જાલને કોઇ લાંવોરે!" વગેરે વગેરે બકબકારા ફકત દાદીબા અને જાલને માટે કરવા લાગી.

સબુરી અને સહનશકિતની પણ હદ રહે છે. માણસ પોતાની તાકાતના પ્રમાણમાં સબુરી રાખી શકે છે. ગ્નાનતંતુની મજબુતી ઉપર સહનશકિતનો આધાર રહે છે. ત્યારે એક અબળા જેવી અબળાની સહનશકિત કેટલી હોય? બેશક નારી જાતિ હોવા છતા તેહમીએ જે સબુરી સહનશક્તિ અને નાખતી કીધી હતી તે તેણીના અંગની તાકાત અને મગજની બુધ્ધિના બળ તરફ જોતા અતી ઘણી વધુ હતી.

ખુનની તપાસ પછી તેણીએ દાદીબા સાથે પાછી દોસ્તી થવાની આશા રાખી હતી, પણ જ્યારે તેઓ પાછા મળ્યા, ત્યારે દાદીબાએ જે પ્રકારે તેણીને આવકાર આપ્યો હતો, જેવી રીતે તેણે અણગમો દેખાડયો હતો, અને જેવી રીતે તે મુગે મોંઢેના ધિક્કારથી તેણીને રસ્તા વચ્ચે એકલી ઉભી રહેવા દઇ ચાલી ગયો હતો, તેવી તેની ઢબ ઉપરથી તેહમીની આશા ભંગ થઇ હતી, અને નાઉમેદીએ ઘર ઘાલીને તેણીને હવે નાચાર બનાવી દીધી હતી, અને તેવી નાચારી અને નિરાશીમા તેણીને હવે મગજે તાવ ચઢી હતી.

તેણી તાવે પડેલી હતી, તે અરસામા દાદીબાને તેણીના રહેઠાણનો પત્તો મળ્યો, અને તે દોડતો ત્યાં જઇ પુગ્યો, તે આવીને તુરત તેણીને વળગી પડયો, અને તહરેવાર રીતે બોલાવી, તહરેવાર મીઠા શબ્દોથી તેણીને ખુશ કરવા ધાર્યું, પણ તેણીએ તેને ટગર ટગર જોયા કીધો. તેણી મગજની બેસુધ્ધિમાં તાવે પડેલી હતી, અને દાદીબાને ઓળખી શકી નહી, તે છતાં દાદીબા મોટેથી બડબડયો:—

"તેહમી, મારી વાહલી તેહમી! ખુદાને ખાતર કાંઇ બોલ! અરે મારી સામે એમ ના જો! હું શું જાણું! હું સોગંદ લઇને કહુંછું કે

તું મને છેલ્લી મળી ત્યાં સુધી હું કશું જાણતો હતો નહી ! અરે ! મારી વાહલી તેહમી, તેં છુંપી રીતે કેવું દુઃખ ખમ્યું હશે ! અરે ! એકવાર આપણે કેવાં સુખી હતાં ! ”

તેહમીનું નાજુક અંગ અને કુમળું મગજ તેણીની ઉપર પડેલા ગજબનો ભાર ઝીલી શક્યાં હતાં નહી. ગમે એટલી હિમ્મત પકડવા છતાં આખરે તેણી ઝુમી ગઇ હતી. તેણીને આખરે તાવ ચઢી હતી, અને મગજ ઉપર પવન ચઢેલો હતો. તેણીની ઉપર પડેલી આફત અસાધારણ હતી, તેણીની બીમારી સખ્ત પ્રકારની હતી, તેણીની હાલત ધાસ્તી ભરેલી હતી. દાહાડા નીકળી ગયા, અઠવાડિયાં પસાર થઇ ગયાં, પણ મોટા ડાક્ટરોના ચાંપતા ઉપાયો છતાં, નર્સોની વાખવાખી બોલાવે એવી સારવાર છતા, તેણી હજી સારી થઇ હતી નહી.

પવનની ઝુમમાં તેહમી બોલતી હતી કે દાદીબાએ ખુન કીધું નથી, એ તો મેં કીધું છે, મેં ખુન કીધુ તેથી દાદીબા મને ધિક્કારે છે, પણ મેં ખુન કીધું નથી, મારા હાથ લોહીથી ખરડાયલા છે. ઘડીમાં બોલતી હતી કે દાદીબાના હાથ લોહીથી ખરડાયલા છે પણ તે છતાં હું તેને ચાહું છું. વાસ્તે લાવો મારો દાદીબા, ક્યાં છે, બસ તેણી દાદીબા અને દાદીબાને વિષેજ તહરેવાર બકબકારો કરતી હતી.

“ ડાક્ટર ડાક્ટર, ” દાદીબા ડાક્ટરનો હાથ પકડીને પૂછવા લાગ્યો, “ તેહમી સાઝી થશે કે ? કાંઇ આશા છે કે !

ડાક્ટરે ફક્ત વૈદ્દાનો અભ્યાસ કીધો હતો નહી. માણુસાઇ ખાસીઅતના અભ્યાસમાં પણ તેને મોટો અનુભવ હતો. ડાક્ટરોએ વૈદ્દાં ઉપરાંત માણુસાઇ ખાસીઅતનો પણ અભ્યાસ કર્યો હોય તો ફોકટ નથી.

“ મને આશા છે કે સાઝી થશે, અને દરરોજ મારી આશા વધતી જાય છે, જો એ એકવાર કુદરતી ઉંઘમાં પડે તો એ જરૂર બચશે. ”

ડાકટરે તેહમીના બકબકારો સાંભળ્યો હતો, તે ઉપરથી તે ચેતી ગયો હતો કે એ બાપડીના મગજ ઉપર ચોક્કસ બનાવોનો છાપ પડેલો છે, પણ તેણે એક ગ્રહસ્થને છાજે તેમ કોઇની ખાનગી વાતમાં માથું મારવાને દરૂસ્ત વિચાર્યું હતુ નહી. તે ધારતો હતો કે જો તેહમી ઉંઘમાં પડશે તો હુસ્યાર થશે, પણ જો તેમ ન થયું તો તેણીનુ મગજ જતું રહેશે અને દિવાનાપણું લાગુ પડશે.

તેહમીની જીંદગીમાં શી તવારિખ બની હતી કે જેથી તેણીના મગજ ઉપર બોજો વધી પડયો હતો તે વિષે જો કે ડાકટરે કશો અણઘટતો સવાલ દાદીબાને પૂછયો ન હતો, તે છતાં દાદીબાએ પોતેજ પહેલેથી છેલ્લે સુધી સઘળી વીગતોથી ડાકટરને વાકેફ કીધો હતો, અને સઘળી બાબદોમાં ખુન, ખુનની તપાસ વગેરે સઘળી વાત કહી હતી.

ડાકટરે દાદીબાની સઘળી વાત ગંભીરપણે પણ દિલસોજી સાથે મુંગે મોંઢે સાંભળી લીધી હતી, અને જ્યારે દાદીબા વાત કહી રહયો, ત્યારે બોલ્યો, "તમે કહોછ કે તમને એક દીકરો છે, તે છોકરા ઉપર તેહમીનો પ્યાર છે કે?"

"પ્યાર! વળી માતાનો પ્યાર દીકરા ઉપર નહી હોય? અરે જરા તેને આંખ આગલથી ખસાડયો નહી હતો, અને એ બચ્ચાં વગર તો એને ચાલતું હતુ નહી"

"એમ, ત્યારે તે છોકરાને અહીં લાવો, અને જ્યારે એ હુસ્યારીમાં આવે ત્યારે એ છોકરાને આગલ આપો. પોતાના વર અને દીકરાને જોઇને તેણીને પોતાની જીંદગીનો પેહલો તબકકોજ યાદ આવશે અને બાકીના બનાવો તુરત વેળા ભૂલી જશે. વર અને દીકરાને કાળજી અને હેતથી આગલ ઉભેલા જોઇ તેણી જલદીથી સાજી થશે. મીઠા બોલથી એણીનો જખમ રૂઝાશે અને પ્યારની દવાથી એને શક્તી આવશે. એ હુસ્યારીમાં આવે ત્યારે તમારી સારવારથી એ સાજી થશે અને સારી

હાજરીની પછી કશી ગરજ પડશે નહીં. આટલુ કહીને તેહમી ક્યારે હુશ્યારીમાં આવશે તેની ચિંતામાં દાદીબાને મેલીને ડાકટર ત્યાંથી ચાલી ગયો.

પોતાનુ કોઈ વાહલુ' બિમારીની એભાનીમાં પડેલુ' હોય તે વેળા કેટલી બેચેની અને કેટલી અધિરાઇ થાય છે, અને પળેપળ કેવો ગભરાટ અને કેવી ફિકર ચિન્તા થાય છે તેનો અનુભવ વર્ણવી શકાય તેમ નથી. સંસારમાં પડેલાંઓને એ અનુભવ ઝાઝી વાર મળે છે. જેઓ સંસારમા પડેલા ન હોય, ને 'બાવા નાહે ને તાપે' તેવી હાલતમાં હોય તેમને એવા અનુભવની કશી ખબર હોતી નથી. દાદીઆની હાલત 'જીવતો મુવેલો' એવી હતી. ઉમેદ અને નાઉમેદીની વચ્ચે તે અધર લટકેલો હતો.



## પ્રકરણ ૧૩.

### ઘા રૂઝાયા: દાઘ રહ્યા.



દાદીબાએ ડાકટરની સલ્લાહ ઘણાં ધ્યાનથી સાંભળી હતી અને તે સલ્લાહ અમલમા મુકવાને કાંઇ પણ ઢીલ કરવાનો હીગામ આ હતો નહી, કારણ કે તેહમીની માંદગી જલદી ડફે કરવાને માટે ડાકટરે સુચવેલો ફકત આ એકજ ઉપાય હતો, અને પછી તો ખુદરતના હાથમાં આ કેસ હતો. તેહમીને મદદ કરવાની પોતાની નાચારી જોઇ દાદીબા મનમાં હવે ખભળવા લાગ્યો. જ્યારે તે પોતાની આગલી તવારિખ યાદ કરતો હતો, ત્યારે પોતાના વાંક સિવાય બીજું કશું તેને માલુમ પડતું હતું નહી. તેઓ પરણ્યાં તે વખતનો વિચાર કરતાં, તેહમી કેવી પાકજાદ અને નિરદોષ હતી તેનો ચાલુ ભાસ ત્રાસ તેને દેવા લાગ્યો. તેહમી તેને કેટલા અને કેવા પ્યારથી ચાહતી હતી તેની સઘળી યાદ તેની યાદદાસ્તમાંથી સડસડાત પસાર થઇ તેને પજવતી હતી. ભરથાર પોતાની પ્યારી પરણેતરનો પ્યાર ખોહી બેસે ત્યારે એમ સમજવું કે ભરથારે ઘણો ગંભીર ગુનાહ કીધો છે. ગંભીર ગુનાહ વગર કોઇબી પરણેતર પોતાના વાહલા ભરથારને તજી દેતી નથી. નાના નજીવા વાંક માટે પરણેતર ધણીને કદી છોડતી નથી. દાદીબા હવે પોતાની ગંભીર ભૂલ જોવા લાગ્યો, ને પોતાનો ગુનાહ પોતાના દિલમાં કબુલ કરવા લાગ્યો.

તેહમી બિછાના ઉપર બે ભાન પડેલી હતી. તેનું સઘલું કારણ, તેહમીનાં દુઃખનું મૂલ દાદીબા પોતે હતો. જો તેઓ બન્ને એક બીજાંના પ્યારથી સંતોષ રહીને પારકાં સાથે ગેલ કરત નહી, તો તેઓ બન્ને હાલ કેવાં સુખી હોત? દાદીબાએ પહેલ કીધી હતી, અને વળતું વેર લેવા

તેહમીએ દાદીબાને પજવવા માટે અદી ઇશ્કી સાથે ફક્ત બાહેરથી દોસ્તી રાખી હતી. બન્ને જણે ઉસ્કેરાઇ જઇને કેવો આડો રસ્તો લીધો હતો, અને તેનું પરિણામ, તેનુ દુઃખ તેઓ બન્ને જણુ હાલ વેઠતાં હતાં, પરંતુ તેઓ બન્નેએ મેળવેલો અનુભવ તેમના મિત્રોને ઘણો બોધકારક થઇ પડશે, અને તેમની વાતથી બીજાં લોકો ચેતશે.

વાચનાર, વારતામાં આવતા પાત્રો વાંચીને ફક્ત તારૂં મન રીઝાયું એટલે બસ, એમ સમજીશ નહી. વારતામાં જુદાં જુદાં પાત્રો ઉપર જે દુઃખ સુખ પડે તેમના અનુભવ ઉપરથી તારે ચેતવણી લઇને તારી ચાલચલણુ દોરવવી તને ઘટે છે વારતા વાંચવી અને તેની ઉપરથી સારો માઠો સાર ખેચીને તારે તારા અનુભવમાં વધારો કરવો, એ મૂખ્ય નેમ તારે વાંચતી વખતે રાખવી.

પરણેલી જીદગીમાં એક બીજાં ઉપર વિશ્વાસ રાખવો જોઇએ છે. પહેલાં તેહમી એકલા દાદીબાને ચાહતી હતી તે વિષે દાદીબાને કશો શક હતો નહી, પણ તેણે જો પોતાની જવાન વયની બાયડી સાથે જરા વધારે સહનશક્તિ વાપરીને કામ લીધું હોત અને તેણીની ભૂલ, તેણીની આડી વલાણુ, તેણીની માટીડા સાથે છૂટથી હસવા બોલવાની ટેવને સહેજ નરમાસ અને સમજાવટ વાપરીને સુધારવાની કોશેશ કીધી હોત, તો તેમની જીંદગીએ કાઇ જુદીજ વલાણુ લીધી હોત. તેણીની ઉમર નાની હતી અને જવાનીની ખોડ ઘણી વાર ફક્ત અજ્ઞાનતાને લીધેજ હોય છે. જો તે અજ્ઞાનતાને સુધારવાને જ્ઞાની પુરૂષ પોતાના જ્ઞાનના બળે કળા કુશળતાથી કોશેશ કરે તો જવાનોની અજ્ઞાનતા ફેરવાઇ જઇ ડહાપણુ તેની જગે આવે. કેટલીક વાર જવાનીની ખોડ નુકસાનકરતા હોતી નથી, અને તેમજ તેહમી માટીડા મનીખ સાથે હસ્તી બોલતી હતી, પરંતુ તેણીનું દિલ સાફ હતું અને તેણીનું મન પાક હતું. તે છતાં જો દાદીબા તેણીનો સમજુ ભોમીઓ થાત, અને કુનેહથી કામ લેત તો આ વારતા પણુ ઉભી થાત નહી.

વીસ વરસની આસપાસની છોકરીની ચાલચલણ જેમ વાળવામાં આવે તેમ વળે છે. આ ઉમરની છોકરી સારા અથવા માઠા રસ્તે દોરવાઇ શકે છે. આ ઉંમરે દરેક સમજુ માબાપ અથવા ભરથારે તેણીની રાહબરી કરવી ઘટે છે, અને તેમ જો દાદીબાએ તેણીનું રક્ષણ કીધું હોત અને તેણીને ટુકમાથી સમજાવીને ડાહમી હોત, તો આવું દુઃખદાયક પરિણામ આવત નહી, પરંતુ એમ કરવાને બદલે દાદીબાએ કેવી રીતી અખત્યાર કીધી હતી તે જોઇએ. પોતાની જોખમદારી સમજવાને બદલે, જો તેહમી કોઇ એક મરદ સાથે હસ્તી બોલતી, તો તે બે બાયડી સાથ તેના કરતાં ડબલ ગેલ કરતો હતો, અને પોતાના બચાવમા તેહમીની ચાલને તાણીતોડીને મોટુ રૂપ આપતો હતો. તેણી બેવકુફઈ કરતી તો તે તે કરતાં ચાર ચાસણી વધારે બેવકુફઇ કરતો હતો. જ્યારે તેણીના કોકટપણુંથી તે કંટાળતો, ત્યારે તે પોતાની સહી મિત્રણો સાથે પોતાનો વખત ગુજારતો હતો, અને આખરે તે મેરી મડમ જેવી પોતાનાથી મોટી ઉંમરની ઓરતની ખુબસુરતીની જાદુઇ અસર તળે તેહમી તરફ દહાડે દહાડે બેદરકાર થતો ગયો હતો. આ મેરી મડમ ખુબસુરતીમાં તેહમી કરતાં ચઢીઆતી હતી પણ સદગુણી હતી નહી, અને જ્યારે તેહમી આ પોતાની શોખને દાદીમાના પાસામાં જોઇ શકી નહી, અને તે માટે ખલબલાટ કરવા અને તોફાન કરવા લાગી, અને બેવફાઇને માટે દાદીબાને ઠપકો આપવા લાગી, ત્યારે દાદીબાએ શો જવાબ આપ્યો હતો? દુન્યાના માટીડાઓ ખોટો અને જુઠો દાવો કરે છે તેવો દાવો તેણે કીધો હતો અને બોલ્યો હતો કે "અમો માટીડાઓ ગમે તે કર્યે તે ચાલે, અમને કાંઇ લાજ શરમ ખુદાએ મુકી નથી, અને અમે ગમે તે ઓરત સાથે હસ્યે બોલ્યે, પણ તમો ઓરતને ફક્ત એકજ પોતાના ભરથાર-સિવાય બીજા કોઇની સાથે હસવા બોલવાનો કે દોસ્તી રાખવાનો હક નથી, વાસ્તે હું મારે ગમે તે કરૂં તે માટે મને ઠપકો ઘટતો નથી, પણ તારે ઘણું સંભાળીને ચાલવું."

આ સાંભળીને તેહમીનું લોહી ઉશ્કેરાયું હતું. અને તેણીએ પુછયું હતું, "દુન્યાના માટીડાઓ ગમે તે કરે, જોઇએ તો જેહાનમમાં જાય, જોઇએ તો પાપમાં ડુબી મરે, પણ દાદીબા, તારે કેમ ચાલવું છે? તારે મારી ઉપર સંતોષ પકડીને મારી સાથે વફાદારીથી રહેવું છે કે ભવિષ્યમાં બીજી ત્રીજી રાંડોની સંગત પકડીને મારી તરફ બેપરવા બનવું છે?"

અને આ સવાલનો જવાબ તેણે આપ્યો હતો કે "હું માટીડો છું, અને માટીડો ગમે એટલી બૈરીની સંગત કરે તો તેને કોઈ કહી શકતું નથી. માટોડાને વફાદારીની જરૂર નથી, વફાદારી રાખવી ઓરત જાતને માટે છે."

આ નફ્ટ જવાબ તેને હવે પાછો યાદ આવ્યો હતો અને હવે તે જવાબનું ખોટાપણું તેને સ્પષ્ટ દેખાવા લાગ્યું.

આવા જવાબ સવાલ થયા પછી તેઓ બન્ને જાણે એક બીજાં તરફ દહાડે દહાડે બેદરકાર બનતાં ગયાં હતા, અને તે બેદરકારી એટલી હદ સુધી પહોંચી હતી કે તેઓ બન્ને રાજીખુશીથી છુટા રહેવા લાગ્યાં હતાં, પણ છુટાં રહેવાથી શુ તેઓ વધારે સુખી બન્યા હતા? જો દાદીબાને આ સવાલ પૂછવામા આવે તો તે એનો જવાબ નકારમાં આપવા તૈયાર હતો. પોતાના હવસની બુરી મજાહ વચ્ચે વચ્ચે તેને તેહમીના ખરા પ્યારના વચનો અને ખરા પ્યારની લાગણીની યાદ વારવાર થઇ હતી, અને તેથી તેનુ દિલ ઘણીવાર પસ્તાઇને દુઃખાયુ હતુ.

જ્યારે આ પ્રમાણે તેહમીના બિછાના આગલ દાદીબા આગલા દિવસો યાદ કરવા લાગ્યો, ત્યારે વગર શકે વગર શકાએ તે પોતાના સન સાથે કબુલ થયો, કે બધો વાંક મારો છે. બેસુદ્ધ પડેલી તેહમીના માંદગીના બિછાના આગલ તેહમીના દિલ ઉપર માથુ નાખીને તે તેહમીની માફી ચાહવા લાગ્યો, અને આ વખતે તે પોતાના પાપનો સાચો અને ખરો પસ્તાવો કરવા લાગ્યો અને બોલ્યો,

"ઓ ખુદા! મારી ઉપર રહેમ કર! આ મારી તેહમીને સાજી કર અને મારા હાથમાં એક બીજી તક આપ કે જેથી હું એની ઉપર એકવાર ખરા દિલની જાનફેશાની કરીને મારી ભૂલ અને મારાં ખોટાં પગલાંથી એને થયલું દુઃખ ભૂલાવી દું, ઓ ખુદા, તને ભૂલી જાઇને શેતાનના પાપી રસ્તે હું ઉતરી પડયો, પણ તેમાં મેં આપ ખાધી છે, અને ઘણું દુઃખ સહન કર્યું છે. ઓ ખુદા! આવા કટોકટના વખતે તું મને સાહય થા! અને મારી તેહમીને સાજી કર,! જેથી હું એને દેખાડી આપું કે હજી એને હુ ખરા પ્યારથી ચાહું છુ."

દાદીબાની આંખોમાંથી આંસુઓ તેહમીની છાતી ઉપર ટપક્યાં હતાં. આંસુઓ નુછતો તે ઉભો થયો, અને હવે પોતાના દીકરા જાલને કયાંથી લાવવો તેના ગંભીર વિચારમાં પડયો. આવી રીતે પોતાનું દિલ પસ્તાવાના આસુથી ધોઇ નાખીને, પાછુ પવિત્ર બનાવીને, તે હવે પોતાના વાહલા અને એક પૂરા સોનેરી બાલ અને બલુ આંખવાલા ખુબસુરત દીકરાને ઢુંડવા નિકળ્યો.

દરેક માનવીની જીંદગીમાં એવો એક તબક્કો આવે છે જે વેળા તે પોતાની આગલી ભૂલો જોઇને નેક રાહે ચાલવાનો મકમ ઠરાવ કરે છે, અને તેવા તબક્કાએ દાદીબા પોંહોચ્યો હતો. પસ્તાવાથી તેણે પોતાનું મેલું હૈયુ ધોઇને સ્વચ્છ કર્યું હતુ, અને તેવા સાફ દિલે તેણે પોતાના દીકરાની પૂછપરછ કરવા માડી.

તેની તપાસમાં તેને માલુમ પડયુ કે જાલ રૂસ્તીમ બૅરિસ્ટરની બેહન શીરીનને ત્યાં રહેલો છે. આ શીરીન દાદીબાના દૂરના સગપણમાં પરણેલી હતી, અને શીરીન અને દાદીબા એક બીજાને અચ્છી રીતે પીછાણુતા હતાં.

સુરતથી મુબઇ અને મુબઇથી પુના જતી વખતે દાદીબાનુ તન તેની સાથે હતું, પણ તેનો જાન તેહમીમાં ભરાયલો હતો. તેણીને ભય ભરેલી

હાલતમાં છોડી આવેલો હોવાથી તેને એક એક પળ એક એક દિવસ જેવી લાંબી લાગતી હતી. તેહમી અને જાલ એ બેના ધખારામાં તે પુને જઇ પોંહોચ્યો, અને તુરત શીરીનને ઘેર ગયો અને બીજી ખબર અંતર પૃછવાને બદલે જઇને ખુરસી લઇને બેસવાને બદલે શરૂઆતની કાંઇ પણ તાજીમ તવાજા વગર તેણે શીરીનને સવાલ પૃછયો, "ક્યા છે, મારો જાલ? બોલાવો મારા જાલને તેહમી ઘણી બેહાલ છે અને પવનની ઝુમમા જાલને યાદ કરયા કરે છે, વાસ્તે તેને હું લઈ જવા આવ્યો છું."

"તમે વેલાત જવાના હતા ની? તમે અને તેહમી વેલાત જવાના હતા તે કેમ નહી ગયા?" શીરીને ગભરાટમાં પૂછ્યુ.

"નહી, વેલાત જવાનો મે કોઇ દિવસ વિચાર કીધોજ નથી. તેહમી તદન બેહાલ અને ધાસ્તી ભરેલી હાલતમાં છે, વાસ્તે બોલાવો, જાલ કયાં છે? જે ત્રેન મળે તેમાં તેને લઇને ઉપડી જવા માગુછું"

"દાદીબા, જાલ તો તમારે ત્યા આવ્યો! તમે તેને બોલાવી મગાવ્યો તેથી મે મોકલ્યો! ને હવે જાલને ક્યાથી બોલાવું?"

"મે-મે-મે જાલને બોલાવી મગાવ્યો? ક-ક-કયારે? કેમ શીરીનબાઇ તમારૂ ધ્યાન ઠે-ઠે-ઠેકાણે છ-છે કે? શીરીનબાઇ બોલો બોલો એ તમે શુ બકો છે?" દાદીબા ગભરાયલો તતપપ થઇને ઉસ્કેરાઇ ને બોલ્યો.

શીરીનબાઈ દાદીબાના ગુસ્સા ભરેલા ચેહરા ઉપરથી પામી ગઇ કે દાદીબા ગભીર છે તેણી પણ હવે ખરેખર ગભરાવા લાગી અને તેવા ગભરાટને લીધે કાઇ બોલી શકી નહી

"શીરીનબાઇ, મે જાલને બોલાવી મગાવ્યો નથી! મેં કોઇને મોકલ્યુંજ નથી! બોલો બોલો, ત્યારે જાલ તમારે ત્યાં નથી શું?" દાદીબા બાવરો બની જઇને પૂછવા લાગ્યો કારણ કે જે પળ જતી હતી તે તેના મનથી એક એક મહિના જેવી લાગતી હતી.

"જાલ અમારે ત્યાંથી આજ કેટલા દિવસ થયાં ગયો! હું તો જાણું કે તમેજ બોલાવ્યો હશે," શીરીનબાઇ દંગ થયલી બોલી.

દાદીબાને ચક્કર આવવા લાગ્યાં. આ વાત સાંભળીને તેની ધિરજ ખૂટી ગઇ. થોડી પળ તેની જબાં બંધ થઇ ગઇ, પણ પછી તે ધાડા સાદે બોલ્યો, "વારૂં, કોણ લઇ ગયું, અને તે ક્યાં ગયો છે તે બી તમે જાણોછો કે નહી? જાલ ક્યાંથી મળશે તેનો પત્તો બી આપશો કે નહી! આહ! તેહમી મોહતના બિછાણે પડેલી છે, ને હુ જેમ બને તેમ જલદી જાલને લઇને ઉપડવાનો ઇરાદો રાખતો હતો, પણ મારો ફેરો તદન ફોકટ ગયો છે! અફસોસ! તેહમી આગલ જાલને હાજર રાખવા ડાકટર મજબુત ભલામણ કરે છે, તેવા કટોકટના વખતે જાલનો પતો મળતો નથી એ કેવુ ખેદકારક છે! અફસોસ! હાય!"

શીરીનબાઈ તો તદનજ ગભરાઈ ગયલી હતી જાલને તેના માબાપે નહી બોલાવી લીધો ત્યારે તેણીને ઠગીને કોણ લઇ ગયુ હશે તેના વિચારે તેણીને ઘેલી બનાવી દીધી, અને દાદીબાના સવાલનો જવાબ તેણી કાંઇ પણ આપી શકી નહી.

"મરેરે! થોડા દહાડા ઉપર એક એસ્કી જેવી બાયડી આવીને કેહવા લાગી કે જાલને દાદીબા અને તેહમી બોલાવેછ, મેં તેણીનું બોલવું ખરૂ માનીને જાલને સોંપ્યો. હું શું જાણું કે જાલને ક્યાં લઇ ગઇ!"

"એક બાયડી! કેવી બાયડી! મને બરાબર તેણીના શરિરનું વર્ણન કહો તો હુ પારખી કહાડુ," દાદીબાએ સવાલ પૂછ્યો.

"તેણી તદન જવાન નહી હતી. ઉંમરે પુગેલી હતી. દેખાવમા ઘણી ખુબસુરત અને એસ્કી હતી, ને તેણીના બોલવા ઉપરથી તેણી ભરૂચી લાગતી હતી," શીરીનબાઇએ જવાબ દીધો.

દાદીબા તદન પામી ગયો, તેની ખાતરી થઇ કે મેરી મડમ દાદીબા ઉપર વેર લેવાના અર્થે જાલને ઉચકી ગઇ હશે. મેરી મડમને દાદીબાએ

તજી દીધી હતી તેથી તેની ઉપર કીનો લેવાના મનસુબાથી આવી રીતે ખોટું બોલીને જાલને ઉઠાવી ગઇ હતી, એવો તેને ખ્યાલ આવ્યો. શીરીનબાઇના જવાબ ઉપરથી તે ખુરસી ઉપર ફસકાઇ પડયો, અને કાંઇ પણ બીજો સવાલ પૂછ્વા વિના પોતાનું મોઢુ હાથમાં દાબીને હાય અફસોસ કરવા લાગ્યો. ખરેખર ! મેરી મડમે તેના સંસારનુ નખ્ખોદ વાળ્યું હતું, અને તે નખ્ખોદમાં વધારો કરવા માટે જાલને લઇ જઇને તેણીએ દાદીબા ઉપર પોતાનુ વેર લીધું હતું.

"દાદીબા, કેમ તમે તે બાયડીને હવે ઓળખી કે ?"

"હા, તમે ભરૂચી કહી તે ઉપરથી મે તેણીને ઓળખી. એ બૈરીને લોકો મેરી મડમનાં નામથી ઓળખે છે, અને એ બૈરી જો મને મલી ન હોતે તો મારા સુખી સસારનુ નખ્ખોદ નહી વળતે અધુરોમાં તે મારી ઉપર વેર લેવાના ઇરાદાથી મારો દીકરો ચોરી ગઇ છે," એમ કહીને તે ખુરસી ઉપરથી જવા ઉઠયો.

"જાઓછ ? હજી તો ત્રેનને વાર છે, બેસો."

"નહી, હુ જાઉછ. પહેલાં પુનાની પોલીસને એ વિષે મારે ખબર આપવી છે, અને મુમઇ જઇને મુબઇના બાહોશ ડિટેક્ટિવના હાથમાં એ કેસ આપી ને પછી હુ સુરત ઉપડી જઇશ. તેહમી તદન બેહાલ છે. ડાકટરનો મત એ હતો કે તેણીની સુધ્ધી પાછી ફરે ત્યારે જાલને આગલ રાખવો, પણ અફસોસ ! ખુદરત પોતે વિરૂધ દીસે છે ! ફિકર નહી, ખુદા જે કરે તે ખરૂં !" એમ હાય અફસોસ કરતો દાદીબા શીરીનબાઇના ઘેરમાથી ચાલતો થયો.

દાદીબાના જવા પછી શીરીનબાઇ બીચારી ઘણા મોટા અંદેસામાં પડી કે જાલનુ શું થયુ હશે, તેને મેરી મડમ ક્યાં લઇ ગઇ હશે, અને તે બિચારા ઉપર કેવો જુલમ પાડતી હશે.

આટલું છતાં શીરીનબાઇની પણ ખાતરી થઇ હતી કે તેહમી ઉપર દાદીબાનો સંપુર્ણ અને અખંડ પ્યાર હતો. આથી દાદીબાની માઠી હાલત ઉપર શીરીનબાઇને પણ દયા છુટી હતી.

આવા સંકટની વેળાએ દરેક જણની ફરજ છે કે દુઃખી દાદીબા તરફ દિલસોજી દેખાડવી. માણસ ભૂલને પાત્ર છે, અને વાંચનાર, તું તેમજ હું એક નહી પણ અનેક ભૂલો એક વાર નહી પણ અનેકવાર કર્યે છીએ, અને તે માટે અને તેવી વેળાએ આપણે આજુબાજુના મિત્રોની અને સ્નેહીની દિલસોજી ઇચ્છયે છીએ, માટે જે આપણે આપણુને માટે ઇચ્છીએ તે આપણુને બીજાં સંકટથી પીડાતા માનવી તરફ દેખાડવાની જરૂર છે.



# પ્રકરણ ૧૪.

## જાલની શોધ—પોલીસની નોંધ.



પુના પોલીસમા જાલને લગતી બાબદ નોંધાવ્યા બાદ દાદીબા પુનેથી મુબઇ આવવા ઉપડયો તે વેળા ત્રેનમાં તેને થયલી બેચેની અને અધિરાઇ વિશેષ હતી. તે સુદ્ધીમા હતો કે બે સુદ્ધીમા હતો તે પણ કહી નહી શકાય તેમ હતુ જે ઓરતને તે બેહદ સાચા પ્યારથી ચાહતો હતો, જો કોઇનેબી તેણે સાચો પ્યાર સપુરદ કીધો હોય તો તે ફક્ત તેહમી હતી, તે ઓરત–તેની તેહમી–મોહોતના બિછાનાપર પડેલી હતી, અને મોહોતના ડાચામાંથી તેણીને ઘસડી કહાડવાનો જે એક ઉપાય, જે ફક્ત એક આશા હતી, અને તે એ કે જાલને તેણીની આગલ હાજર કરવો, અને જ્યારે તે ઉપાય અજમાવવાની ઘણી ઉતાવળ હતી, ત્યારે જાલને મેરી મડમ ઉપાડી ગઇ હતી. ખુદરત પોતે વિરૂધ હોય એમ લાગતુ હતુ. તેહમીનુ તકદીર પોતે તેણીની વિરૂધ લાગતું હતું.

ખરી વાત છે કે દાદીબાએ મેરી મડમને ખોટી આશા આપી હતી, ખોટી આશામા તેણીને કેટલાક દિવસ પપાળી હતી, ખરી વાત છે કે મેરી મડમ ફક્ત દાદીબાને પોતાના હાથમાં લેવા માગતી હતી, અને તેણીના બોલોમાં બોલીએ તો તેણીને ફક્ત દાદીબાજ ગમતો હતો. જ્યારે તેણીને માલુમ પડયુ કે દાદીબા તેણીને ઉડાવતો હતો, જ્યારે તેણીએ ખાતરી કીધી કે દાદીબા તેણીને ઠગતો હતો, ત્યારે પોતાનું વેર લેવાનો ઠરાવ કરીને જાલને તેણી ઘસડી ગઈ હતી. દાદીબાએ ફક્ત તેણીને ઠગી હતી, પણ નુકસાન કાંઇ કીધુ ન હતુ પણ આ મેરી મડમે જાલને તેમની

આંખ્યો આગલથી હમેશનો ખસેડીને તેના મા બાપનાં જીવને જોખમમાં નાખ્યાં હતાં. દાદીબાએ મેરી મડમને સેહજ ઠગી હતી, પણ આ મેરી મડમે તેને ભારી ઉલથાપ આપી હતી. દાદીબાનો ગુનાહ સરખામણી કરતાં નજીવો હતો, પણ મેરી મડમે સર્વને વીસરાવે એવો અપરાધ કર્યો હતો.

મેરી મડમ દાદીબા સાથની પીછાણુની શરૂઆતથીજ જાણુતી હતી કે દાદીબા પરણેલો છે, દાદીબા પૈસાવાળો છે, દાદીબા મોભાવાળો છે, પણ દાદીબા મેરી મડમની કાંઇપણ તવારિખ જાણુતો હતો નહી. તેણીના ખેચાણુકારક ચેહરા અને અતીઘણી ખુબસુરતીથી તે તેણીની તરફ ખેંચાયલો રહયો હતો. જેમ એક માણુસ દારૂ કે અફિણુની અસર તળે રહે છે તેમ મેરીની ખુબસુરતીની મોહીનીમાં તે ફસાયો હતો, પરંતુ દાદીબાનો ખરો પ્યાર અને દાદીબાનું દિલ તેણી મેળવી શકી હતી નહી. દાદીબાનુ દીલ તેહમીની મતા હતી, અને દાદીબાએ તેહમીની મતા મેરીને આપી હતી નહી

મુંબઈ પુગ્યા પછી તે લાગલો પોલીસ કમીશનરની આફિસમાં ગયો. જો તેનું ધ્યાન ઠેકાણે હોત તો તેણે પોતાના સોલીસીટરની સલ્લાહ લીધી હોત, પણ તેનુ ધ્યાન ઠેકાણે ન હતુ. તેણે ખાધુ હતુ કે નહી, તે રાત્રે ઉંઘ્યો હતો કે નહી, તે તે જાણુતો હતો નહી તેને વાર અને તારીખ પણ ખબર હતી નહી, તેને પોતાના વિષે કશુ ભાન હતું નહી.

કમીશનરની આફિસમા પોતાના દીકરાને મેરી ચોરી ગઇ તે બાબદ તેણે નોંધાવી. પોલીસના ધ્યાન ઉપર તેણે આ વાત મજબુત ઠસાવી કે જેમ બને તેમ ચાપતી ખબર કહાડવાની જરૂર છે, કારણુ કે એ છોકરાની મા મોહતના બિછાને છે. મા આગળ તેણીના દીકરાની હાજરીની જરૂર છે અને એવી જરૂરતાની ડાકટર બાર મુકીને સલ્લાહ આપે છે. આ વાત પોલીસમાં તેણે નોધાવી, અને તપાસ ઉતાવળે ચલાવવાની અગત્યતા દેખાડી આપી. જે ખરચ થાય તે તેણે પોલીસને આપવા કહયો, પણ પોલીસ

અમલદારે તેને જવાબ દીધો, "કમનસિબે ઘણા પૈસા ખરચવા ઉપર શોધનું પરિણામ આધાર રાખતું નથી."

"ત્યારે શા ઉપર?"

"સંજોગો ઉપર. એટલુ યાદ રાખજો કે પોલીસ કાઇ પણ વખત નકામો જવા દેશે નહીં પરતુ પોલીસ પાસે સઘળી વીગતો તમે રજુ કરશો તો તે ઉપર પોલીસ તાકીદે ધ્યાન આપશે."

દાદીબાએ મેરી મડમ કેવી રીતે અને કેવાં ઢોંગ કરીને પુને શીરીનબાઇના ઘરે ગઇ હતી અને શુ સમજાવીને જાલને લઇ ગઈ હતી ને સઘળી વાત પોલીસ અમલદારને લખાવી.

તે બાઇનુ નામ શુ?"

'તે બાઇનુ નામ મેરબાઇ છે. તેને લોકો મેરી મડમના નામથી ઓળખે છે. તેણી ભરૂચની રહેવાસી છે અને તેણીની વાત ઉપરથી ભરૂચી બોલી માલુમ પડી આવે છે વળી તેણી ઘણી ખુબસુરત છે."

પોલીસ અમલદારે લખતા લખતા દાદીબાની સામે જોઇને માથું ધુણાવ્યુ, તે ઉપરથી દાદીબાએ તેને પૂછ્યુ, "તમારાં મો ઉપરથી લાગે છે કે તમે એ ઓરતને ઓળખો છો."

"અહ! થોડુ!" એટલુજ કહીને તે અમલદારે ચંગ વગાડીને એક કૉનસ્ટેબલને બોલાવ્યો, જેના હાથમા એક કાગળની કાપલી તેણે આપી. તે કાપલી લઇને તે કૉનસ્ટેબલ બાહાર ગયો, અને થોડી મિનિટમાં પાછો આવીને ચોકસ કાગળીઆ તે અમલદારને આપ્યા.

"શેઠ, એ ઓરત થોડા વરસ થયાં મુબઈ આવી રહી તેની અગાઉ તમે એને ઓળખતા હતા?"

"નહી, મે તેણીને પહેલાં મુંબઇમાંજ જોઇ," દાદીબાએ જવાબ દીધો.

પેલાં કાગળીઆ જોઇને તે અમલદાર બોલ્યો, "જે દાહડે પુનામાં "હોપ હોટેલમાં" ખુન થયુ, અને તે ખુન તમારી ધણીઆણીએ

પોતાના માથે હોરી લીધું, તે દાહડે જે ઓરત તમારી સાથે હોટેલમાંજ હતી તેજ ઓરત કે? તેણી પાંતરીસથી ચાલીસ વર્ષની ઘણી ખુબસુરત દેખાવડી ઓરત છે તેજ કે?"

"હા, તેજ ઓરત," દાદીબાએ દંગ થઇને જવાબ દીધો, અને પોલીસ પાસે કેવી બાતમી મોજુદ રહે છે, અને પોલીસ પાસે શી શી વીગતો લખેલી રહે છે તે જોઇને વિસ્મય પામ્યો.

"એ ઓરત વિષે પોલીસને થોડી ઘણી માહીતગારી છે. ભરૂચની પોલીસના લખવાથી અમો આજ કેટલુક થયુ એ ઓરત ઉપર નજર રાખતા રહયા છીએ. ભરૂચનો એક ડિટેકટિવ પરમ દાહડેજ એ ઓરતની તપાસમાં અતરે આવ્યો હતો, પણ અમે જાણયે છીએ કે એ ઓરત મુંબઇ છોડી ગઇ છે."

"મુંબઇ છોડી ગઇ છે! કયા ગઇ છે!" એમ બોલતાં દાદીબાને ફેર આવવા લાગ્યા,

"ચાર દાહડાની વાત ઉપર તેણી સ્ટીમર 'કોકેશીઆ' માં કરાંચી ઉપડી ગઇ છે. ભરૂચની એક પારસી શરાફી પેહડીના નાણા સબંધી ગોટાળામા તેણીની હાજરીની જરૂર છે થોડાક દિવસ સુધી તેણી મુબ-ઇમાં દેખાઇ હતી નહી પણ તે વિષે પણ અમને ખબર મળી છે. તેણી નવસારી જઇને એક મુંબઇના ગબ્બડ પારસી શેઠને લગનની જુસરીમાં ઉતારયા છે, પરંતુ તે શેઠ્યાને ખબર નથી કે ઉપર મે કહયુ તેમ ભરૂચની એક પારસી શરાફી પેહડીના નાણાનાં ગોટાળાની બાબદમાં તેણીનો વર જે જીવતો છે તે ભરૂચની જેલમાં હાલ સબડે છે. સ્ટીમર 'કોકેશીઆ' માં મી૦ અને મીસીસ પતલુ અને તેણીનો ભાણેજ ત્રણ જણના નામ જોવામાં આવે છે, તેજ મીસીસ પતલું આ તમારી મેરી મડમ હોવી જોઇએ અને તેણીનો ભાણેજ તે તમારો દીકરો હોવો જોઇએ, વાસ્તે ખાનસાહેબ, તમે નિરાંત રહો, તમારા દીકરાનો પત્તો પોલીસને તુરત મળી જશે."

"ત્યારે હવે કેમ કરવું ?" દાદીબા જેને આ પોલીસની ખબરથી કેટલોક સધ્યારો મળ્યો હતો તે છૂટકારાનો દમ ખેંચી પૂછવા લાગ્યો.

"કરાંચીમાં તેણીને પકડવામાં આવશે," અમલદારે જવાબ દીધો.

"પણ મારો દીકરો ?"

"તમારા દીકરાને પોલીસ પોતાના ચાર્જમાં લેશે, પણ અહીં લાવતાં થોડા દિવસ લાગશે."

"હું એકદમ કરાંચી ઉપડી જાઉછું. જે સ્ટીમર મળે તેમાં હું કરાચી ઉપડી જાઉછુ," એમ કહી દાદીબા કમીશનરની આફિસ ઉતાવળેથી છોડી ગયો, અને મુંબઇમાં પોતાના ઘરે ગયો ત્યાં જઇને વિચારમાં બેઠો. ફક્ત એકજ વિચાર તેને આવતો હતો અને તે એકે જાલને પાછો મેળવવો. જાલની ઉપર ભવિષ્યના સુખનો સઘળો આધાર હતો. જાલ ઉપર તેહમીની જીંદગીનો આધાર હતો, અને ફક્ત જાલની મારફતે તેહમી પાછલા બનાવો વીસરી શકે તેમ હતુ બીજું કશું કામ તેને હતું નહી. કરાંચીની એક સ્ટીમર તે દાહડે ઉપડતી હતી તેમાં કપડાંનો એક કોથલો લઇને તે સ્ટીમર ઉપર ચઢી બેઠો.

સ્ટીમર ઉપર ચઢી બેઠાં પછી તેને ખ્યાલ આવ્યો કે સુરતમાં તેહમીના બંગલે તેણે કાંઈ પણ કાગળ લખ્યો હતો નહી, પણ આ બાબદને તેણે અગત્યતા આપી નહી, કારણકે ગમે એટલા કાગળ અથવા તાર કરવાથી તેહમીની તબીયતમાં કાંઇ સુધારો થનાર ન હતો. તે કરાંચીમાં જઇને 'જાલ' નામની જીવતી દવા લઇ આવનાર હતો, જેની ફક્ત હાજરીથી તેહમી સારી થશે એમ તેની ખાતરી હતી. તેવા આબેહૈયાતની ફતેહમંદ શોધમાં તે જતો હતો એવા સંતોષમાં તેણે સ્ટીમર ઉપર પોતાનો વખત જેમ તેમ બેચેનીમાં કાહડયો.

બીજી બાજુ ઉપર સુરતમાં તેહમીની તનદરોસ્તીમાં કાંઇ સુધારો થવા લાગ્યો. ડાકટરે વકી રાખી હતી તેમ તેણીએ સારી ઉંઘ કાહડી

અને ઉંઘ પછી તેણીએ સાવધપણામાં આંખ્યો ખોલી હતી. એક બે દહાડા તેણી ગુપચુપ પડી રહી. તેણીની તાકાત તદ્દન ઘટી ગઇ હતી. બિલકુલ ઉઠાય બેસાય તેમ હતુ નહી, પણ તેણીની જવાની અને તેણીના સ્વચ્છ લોહીમાં પુરતુ તાકાત બાકી હતુ, જેથી તેણી ગયલી તાકાત જલદીથી મેળવવા લાગી.

વળી સારાં નસિબે તેણી સાવધપણામા આવ્યા પછી પાછલી બાબદો તદ્દન ભૂલી ગઇ હતી. તેણીની યાદદાસ્ત શક્તિ હાલ તેણીને સલામ કરી ગઇ હતી. નર્સ, જેણી તેહમીની સારવારમાં હતી, તેણીને ડાકટરે ખાસ હૂકમ કર્યો હતો કે તેણીને કશી આગલી પાછલી વાત યાદ દેવાડવી નહી. ડાકટરને ખબર હતી કે દાદીબા પોતાના દીકરાની શોધમાં ગયો છે, પરતુ દાદીબાએ ડાકટર ઉપર કશો કાગળ પત્ર લખ્યો હતો નહી. વળી નર્સ તેણીની તવારિખના બનાવોથી તદ્દન બિનવાકેફ હતી એ પણ એક ફાયદાકારક વાત હતી. તેમજ તેહમી પણ પોતાની આવી નબળી હાલતમા આગલી પાછલી વાતની યાદ તાજી કરવાને રાજી ન હતી, આ સર્વે બીના સામટી રીતે તેહમીના બાબમાં ફાયદાકારક નિવડી હતી.

ઘણી ખરી તેણી મુગી મુગી પલગ ઉપર પડી રહેતી હતી. અને ઝાઝી વાત કોઇની સાથે કરવા નારાજ હતી. તેણીના ચેહરા ઉપરથી તેણીની ચાલાકી ઝડપ અને ચંચળાઇ કશું દેખાતુ ન હતું. સઘળું મંદ હાલતમાં પડેલું હતું. નર્સ જેમ કહે તેમ અને ડાકટર જેમ કરવા કહે તેમ તે લોકને તેણી પોતાની સારવાર કરવા દેતી હતી. કોઇની સામે એક શબ્દ કાહડતી હતી નહી. તેણીને ખબર નહી હતી કે દાદીબા તેણીનાં માંદગીનાં બિછાના આગલ પસ્તાવાથી પોતાનું પાપી હૈયું ધોઇને દીકરા જાલની શોધમાં ગયો હતો. આ વાત તેણીને કોઇએ કહી હતી નહી.

ડાકટરે પણ તેણીના સુધારાની વચ્ચે કશી નડતલ નાખી નહી. તે દાદીબાની સઘળી વાતથી વાકેફ હતો તે છતાં તેણે પણ હાલ તુરત તેહમીને કશી પણ વાતથી વાકેફ કરવાની જરૂર જોઇ હતી નહી.

એક વાર તેહમીની તાવ ઉતરી ગઇ, પછી ચાંપતી સારવાર અને પૂષ્ટીકારક ખોરાકથી તેહમીનો ચેહરો પાછો ખિલતો ગયો, અને તેણીના ઝડપી સુધારાથી ડાકટર પણ અજાયબ થવા લાગ્યો, અને તેહમીને તેણે એક વાર કહયું પણ કે "તમે જે જોર ખોહયું છે તે આટલી ઝડપમાં પાછું મેળવશો એવી મે વકી ન રાખી હતી. હવે ફક્ત તમને સારા ખોરાક અને આશાયશની જરૂર છે" આનો જવાબ આપવાને બદલે તેણી મુછમાં હસી હતી. સાજી થવાની તેણીને જેમ અસાધારણ કાળજી નહી હતી, તેમ પોતાની તબીયતને જાણી જોઇને બગાડવા પણ તેણી ખુશી નહી હતી.

તેહમીએ જોકે તનનું જોર પાછું મેળવ્યું હતુ તે છતાં તેણીનુ મગજ આગલુ ચચળ ઝેન દેખાડી શકયું નહી. મગજ શક્તિ હજી મદ હાલતમાંજ હતી. યાદદાસ્તે તેજીપણ પાછું પકડયુ હતુ નહી. તેણી જાણુતી હતી કે તેણી સુરતમાં છે પણ સુરતમાં કેમ અને કેવા સજોગમાં આવી તેનું તેણીને ભાન હજી પાછું આવ્યું હતુ નહી તેણીએ કોઇ કોઇ વાર પોતાનુ મગજ કસ્યુ પણ તેણીનુ મગજ કેટલાક દિવસ સુધી બુઠુંજ રહયુ.

"તમે હવે કાલથી ઇઝીચેર ઉપર કલાક કલાક બેસવા માડો," ડાકટરે હૂકમ આપ્યો.

"વારૂ ડાકટર સાહેબ," એટલોજ જવાબ તેણીએ આપ્યો

ડાકટર મનમા વિચાર કરતો હતો કે દાદીબા ગયો કયાં, તેને સુરતથી ઉપડી જવાને લગભગ આઠ દિવસ થયા હતાં, પણ તેણે કશો સદેશો ડાકટરને પુગાડયો હતો નહી. તે અરસામાં તેહમી ઉઠીને ઘરમાં સેહજ ફરવા લાગી હતી. ડાકટરને તો એમજ વેહમ ગયો કે દાદીબાએ પાછો પોતાનો વિચાર ફેરવ્યો હશે, અને તેથીજ તે તેહમી તરફ પાછો બેદરકાર બન્યો હશે.

નવમે દહાડે એક કાગળ ત્યાં આવ્યો. તેણી સાજી થઇ ત્યાર પછી આ કાગળ પેહલો હતો. કાગળ મળ્યો ત્યારે તેહમી એક ઇઝીચેર ઉપર બેઠેલી હતી, અને ડાકટર તેણીની મુલાકાતે આવ્યો હતો. ડાકટર સમજ્યો કે આ કાગળ તેણીનાં કોઇ સગાંવાહલાંનું હશે. તેની ઉપર સરનામું ટાઇપરાઇટરે કરેલું હતું અને તેથી વખ્તે તે કાંઇ કામકાજનું કાગળ પણ હોય એમ ડાકટર ધારવા લાગ્યો, અને તેથી ડાકટરે તેણીને તે કાગળ વાંચવા દીધો, પણ જ્યારે વાચતાં તેહમીનું મોઢું રંગ બદલવા લાગ્યું ત્યારે તેને પૂછવા વિના ચાલ્યું નહી, "કેમ કાગળમાં સર્વે સારા સમાચાર તો છેની?"

આ કાગળ ઉપર ટાઇપરાઇટરે સરનામુ કીધેલુ હતુ, તે પરબીડું તેહમીના સોલીસીટર તરફથી હતું. સોલીસીટરે નિચે મુજબ લખેલું હતું.

"મીસીસ તેહમીના દાદીબા પી. જેહાંગીર—તમારાં નામનો એક કાગળ મારી આફિસમાં મારી સભાળમાં મને મળ્યો છે તે આ સાથે મોકલવાની રજા ચાહુ છું."

તે બીજો કાગળ તેહમીએ ફાડયો અને વાંચ્યો. તે કાગળ ઘણોજ ટુંકો અને નિચે પ્રમાણે હતો:—

"બાઇ તેહમીના—તમને લખવાની જરૂર જોઉંછુ કે તમારો ધણી દાદીબા હવે તમને સદાનો છોડી ગયો છે, અને મેં એવી સભાળ રાખી છે કે તમારા દીકરા જાલને તમે હવે કદી પાછાં મળી શકશો નહી.

લા૦ મેરબાઇ ભરૂચા"

ઉપલો કાગળ મેરી મડમે તેહમી ઉપર લખ્યો હતો. સુરતનુ સરનામું તેણીને ખબર હતું નહી, પણ તેહમીના વરના સોલીસીટરનું નામ તેણીને ખબર હતું, તેથી તેણીએ ઉપલો કાગળ વકીલની કેરઅં લખ્યો હતો.

કહે છે કે દુઃખ આવે છે ત્યારે એક દુઃખ આવતું નથી, પણ પાંચ સાત સાથે આવે છે, અને એ બાબદ ઘણી વાર ખરી સાબેત થઇ છે. કુદરતમાં પણ જોઇશું તો પાણી પવન અને આતશનો રોહ જ્યાં ઘસડાય ત્યાં એકદમ ઘસડાયો જશે. પાણી જ્યાં રસ્તો લેશે ત્યાં એકદમ ધસી જશે, પવન જે દિશાએ ફુકવા માંડશે ત્યાં ફુંકાયાજ કરશે, આગનું બળતું સળગ્યુ તો ઓછુ થવાને બદલે વધતુજ જશે, એ પ્રમાણે જ્યારે સંજોગો ઉલટા બને છે, ત્યારે એક પછી એક ઉલટા બનાવોજ બન્યા જાય છે. તેજ મુજબ જ્યારે પાસું સુધરે છે ત્યારે પણ એક પછી એક સુખશાંતીના બનાવો બન્યા જાય છે. એટલું તો ખરૂં કે દુ.ખ કે સુખ બદલાયા વિના સદા રહેતું નથી.



# પ્રકરણ ૧૫.

---

## બીજું ભંગાણ.



તેહમી ઉઠી ઉભી થઇ. એકાદ પળ તેણીની આંખે અંધારા આવ્યાં પણ તેણીએ આ વેળા હિમ્મત પકડી. બેસુદ્ધ થવું તેણીને પાળવે તેમ નહી હતું. તેણીએ ડાકટર તરફ જોયા કીધું. તેણીનું મોં ગવાહી પુરતું હતું કે કાગળમાં માઠા સમાચાર છે. સમજી જઇને ડાકટરે દિલસોજી ભરેલી રીતે તેણીને ધિરજ ધરવા ઇસારત કીધી.

તેહમી હર વખતે કોઇ પણ માઠો બનાવ બને તો ધાસ્તીથી બેસુદ્ધ થઇ જતી હતી, પણ નહી, આ વખતે તેણીએ હિમ્મત પકડી હતી, અને તે પણ ખરેખર વખાણવા લાયક હિમ્મત પકડી હતી. દુઃખનો પ્યાલો હવે ઉપરની કિનારી સુધી ભરાયો હતો. હવે તે પ્યાલો છળકાય તેમ નહી હતો. આ વખતે તેણીને હિમ્મતની જરૂર હતી, જે ઓરત હમેશ બિહતી ધ્રુજતી હતી તે ઓરત હવે અજાયબ રીતે કુદરતની મદદ સાથે તારિફ લાયક હિમ્મત બતાવી શકી.

દુઃખની વેળા ખુદાનું નામ મોં ઉપર લઇને હિમ્મત આણયે છીએ તો દુઃખનું સંકટ ઘણું ઓછું લાગે છે. વળી જે બન્યું તે નહિ બન્યું થનાર નથી એમ ધારીને તે બનાવની વેળા સમયસૂચકતા વાપરીને હવે કયો માર્ગ લઇને બચાવ કરવો અને સંકટમાંથી છૂટવું તેનો વિચાર કરવો પડે છે. હાથ જોડીને રડવા કરતાં હિમ્મત પકડીને સામે મંડવું વધારે સલાહકારક કહેવાય.

તેહમીને માટે પણ આ વખત નબળાઇ બતાવવાનો હતોજ નહી. હાલનો સમય એવો હતો કે તેણીએ હવે ચાંપતાં પગલાં ભરીને પોતાની

જીંદગીમાં થતી નડતલને દૂર કરવી. આ કાગળ ઉપરથી ખુલ્લું જણાતું હતુ કે દગા અને કાવત્રાં રચીને જાણી જોઇને તેણીને દુઃખી કરવા માટે તેણીના ધણી અને દીકરાને દૂર રાખવામાં આવ્યાં હતાં, અને તેમ કરવામાં કોઇ દુશ્મનનો હાથ ચોક્કસ જણાતો હતો માટે હવે પોતાના ધણી દીકરાને પાછા પોતાને સ્વાધીન લેવા માટે જે ઘટતાં પગલાં ભરવાં પડે તે ભરવાની જરૂર હતી. પરંતુ બીજી પળે તેણીને આગલી યાદ પાછી ફરી. તેણીના મગજમાંથી એક વિચાર પસાર થઇ ગયો કે મારો ધણી પણ આ કાવત્રામાં સામેલ હોય તો? અને તે આ કુટણી બાયડી સાથે મળેલો હોય તો? એક પળ તેણી નિરાશીમાં ઉભી, પણ બીજી પળે તેણીની હિમ્મત પાછી ફરી. કદાચ દાદીબા તે મક્કરબાજ ઓરત સાથે સામેલ હોય પણ મારો દીકરો? મારો દીકરો તો સામેલ નહીંજ હોય, અને દીકરો, જેને મે પોતાની ગોદમા હમેશા રાખેલો તેને પાછો મેળવવો જોઇએ, અને તેના વગર મને ચાલેજ નહીં. વળી મારો દીકરો કોઇની સાથે રહેવા માગે ને મારી સાથે નહીં રહેવા માગે એ બનવાજોગ અને માનવાજોગ નથી. આ પ્રમાણે સઘળા વિચાર તેણીના મનમાથી પસાર થઇ ગયા. તે સઘળી પળ તેણી કાંઇ બોલી હતી નહી, પણ તેણીનો ચહેરો, તેણીનાં મોનો રંગ, તેણીનો ધાસ્તી ખાધેલો દેખાવ એ સઘળુ જોઇને ડાકટરેજ પૂછયું, શુ છે, ગભરાયલા કેમ છો?

ડાકટરને કાગળ આપીને તેણી બોલી, લો, આ વાંચો ડાકટરે કાગળ વાચ્યો, એટલી વાર તેણી ચુપ ઉભીજ રહી. આવા ઉસ્કેરાયલા વખ્તે તેણીનો ખુબસુરત, ખુબસુરતી જે તેણીને હજી છોડી ગઇ ન હતી, તે ખુબસુરતી ભરેલો ચહેરો ખરેખર કોઈ અચ્છા ચિતારાની પીછીને જોબ આપે, કોઇ નામાકિંત ચિતારાની પીછીને નવો ખોરાક પુરો પાડે તેવો હતો.

"તમારો ધણી! હું નહી માનતો! મને એમાં કાંઇ ભેદ લાગે છે! તમારી માંદગી વેળા તમારા બિછાના આગલ તમારો ધણી તમારી તરફ એવી સારી, એટલી સ્વચ્છ દિલની લાગણી ધરાવતો હતો, મેં તેને તમારી

તરફ પુરતો ફીદા જોયો હતો, તે તમને આટલી વારમાં છોડી જાય એ હું માનતો નથી. એમાં કાંઇ તરકટ છે! પણ એ બેરબાઇ કોણ છે?"

"કોઇ ઝેરી નાગણ છે! કોઇ સફેદ ડાકણ છે! પણ હુ તેણીને બરાબર ધટતા ફેજે પુગાડીશ! ફિકર નહી! મેહરબાની કરીને મારા વાસ્તે એક તારનો ફારમ મગાવો, મારો એક ફ્રેડ છે તે મને મદદ કરશે. મારા મદદગાર હવે કોઇ રહયાં નથી, ફકત એક–એક સિવાય! મારો એક સાચો મિત્ર છે તેને હુ બોલાવું, તે મને જરૂર મદદ કરશે!"

"બાઇ તેહમીના! તે તમારો એક મિત્ર ભલે તમને મદદ કરે, પણ મને તમારો બીજો મદદગાર મિત્ર સમજો. તમારા જેવા એક નેક બાનુનો વિશ્વાસ મેળવવાને હુ મગરૂર થઇશ. લાવો તમારા ફ્રેન્ડનુ મને સરનામુ આપો, હુ તાર આફિસમાં તેને તાર કરી આવું."

ડાકટરે એક કાગજની કાપલી ઉપર નિચે પ્રમાણે લખી કાહડયુ :– "તુરત ઉપડી આવો. હુ મોટી મુશકેલીમા છુ મેહરબાની કરીને વખત ગુમાવશો નહી."

ઉપલો તાર તેણીએ રૂસ્તીમ બૅરિસ્ટર ઉપર કર્યો હતો. આ નામાકીત બૅરિસ્ટરનુ નામ સાંભળીને ડાકટર ખુશી થયો અને બોલ્યો, "ઓહ! એવો એક મિત્ર મદદ કરે તો શુ નહી થઇ શકે! બાનુ, લાવો હુ જઇને પોતે તાર કરી આવુછ, પણ હું પાછો આવુ ત્યાં સુધી તમે ઇઝીચેર ઉપર સુઇ રહેજો. જરા પણ ઉસ્કેરાશો ના એ મારી તમને મજબુત સલ્લાહ છે. નહી તો તમે તમારી તનદરોસ્તીમાં વળી કાંઇ નવું જુનુ કરી મુકશો"

"ડાકટર, કાંઇ ફિકર નહી, હુ સુઇ રહીશ. તમે જલદી જઇને તાર કરો!" તેહમીએ ડાકટરને રવાના કીધો, પણ ઇઝીચેર ઉપર સુઇ રહેવાનું કામ કાંઇ સહેલુ નહી હતું, તેથી તેણી એમ તેમ બેચેનીમા ફરવા લાગી. તેણીનુ સઘળુ ધખ ધ્યાન પોતાના દીકરામાં હતુ

કેટલાંક માણુસોને ખુદરતે એવો ચેહરો, એવો દેખાવ આપેલો હોય છે કે તેઓ જે જે માણુસોના સમાગમમા આવે તે તે સર્વે માણુસોના દિલ જીતી લેછે, એટલુ જ નહી પણ તે સઘળાંઓની દિલસોજી અને સેવા પણ મેળવવા ભાગ્યશાળી થાય છે. એવો એક મનહર અને દિલ જીતનાર દેખાવ તેહમીનો હતો અને તેથીજ ડાકટર પણ તેહમીને મદદ કરવા તૈયાર થયો.

તેહમીને થોડી વાર પડતી મુકીને આપણે થોડીક પળ બીજી તરફ નજર કરયે તેજ દિવસે રાત્રે ગ્રાંટ રોડના સ્ટેશન ઉપર રુસ્તીમ બેરિસ્ટર ફરતો હતો અને સુરતના મેલની વાટ જોતો હતો તે વેળા ખાનબહાદુર નરીમાન પણ ત્યાં આવી પુગ્યા.

" ઓલ્લો, રુસ્તીમ કેમ કયાં ચલાવ્યુ ? "

" તમે પણ કેયે ઉતરી પડો છો શુ ?" રુસ્તીમે પુછ્યુ.

" હા આપણુને શુ ધંધોધાપો છે ? જ્યા મનમા આવે ત્યાં જઇને દાહડો પસાર કરવો. હજી તો મુબઇ આવવાને આઠ દાહડા થયા નથી તેટલા વળી મનમા આવ્યુ કે મારો પેલો ખાનસાહેબ દાદીબા છે તેને મળવાનો વિચાર થઇ આવ્યો. તે પોતાની ધણીઆણી સાથે કેમ ચાલેછ, તે જરા નજરે નજર જોવાનો વિચાર થઇ આવ્યો, તેથી સુરત પાછો ઉપડી જાઉંછ ! "

" હું પણ સુરત જાઉછ ! " હુ પણ દાદીબાની બાયડી તેહમીને ત્યાં જાઉંછ. તમને કાંઇ ખબર છે કે ? તમને કાંઇ પણ માલુમ છે કે ! મને તેહમી તરફથી તાર મળ્યો છે."

" તાર ! તેહમીની તરફથી ક્યારે ? " નરીમાન અજાયબીમાં પુછવા લાગ્યો.

" આજે બે કલાક થયા ! ખાનબાહદુર નરીમાન, મને ચોક્કસ ખબર છે કે તમને અને દાદીબાને દોસ્તીનો ઘાડો સંબંધ છે, વાસ્તે

તે તાર તમને વંચાવવામા કશી અડચણ જોતો નથી. લો, આ વાંચો," રૂસ્તીમે તે તાર નરીમાનના હાથમાં મેલ્યો

"હું દાદીબાનો ફ્રેંડ છું તેમજ તેહમીનો છુ," એમ કહીને નરીમાને તાર વાંચ્યો. એમા તો કશો શક નહી હતો કે નરીમાન મી૦ અને મીસીસ દાદીબા બન્નેનો સાચો સલ્લાહકાર અને બન્નેનું ભલું ઇચ્છનાર હતો.

તાર વાંચી રહીને નરીમાન બોલ્યો, "વળી કોણ જાણે શી ખટ-પટ છે! વળી કાંઇ બોલાચાલી થઇ હોય અને તે ઉપરથી વાત વધી ગઇ હશે! થોડા દહાડા ઉપર દાદીબાએ પોતાની બાયડી તરફની આગલી વર્તણુક માટે ખરેખર પસ્તાવો દેખાડયો હતો, અને તે ઉપરથી હું એમ ધારતો હતો કે હવે એ જોડું પોતાની આગલી ભૂલ જોઇને ભવિષ્યમાં સલાહ સંપજથી રહેશે, પણ એમ લાગે છે કે એ બન્નેના સ્વભાવ એક બીજાને માફક આવતા નથી."

આ સાંભળીને રૂસ્તીમ બોલ્યો, "મને દાદીબા માટે સારો મત નથી. એ તદન નબળાં મગજનો છે, અને ઘડીમાં અહીં ને ઘડીમાં તહીં ઢલી જાય તેવો છે. એટલું તો ખરૂં છે કે એ પોતાની બાયડી તરફ બેવફા થયો છે, અને તેહમીને ફરિયાદ કરવાને પુરતું કારણ આપ્યું છે."

"તમે દાદીબાની પેલી મેરી મડમ સાથની સંગત વિષે ઇસારો-કરો છો નહી વારૂં? પણ રૂસ્તીમ, વાક બન્નેનો છે. મારા વિચાર પ્રમાણે બન્ને બાજુએ ભુલ થયલી છે."

"નરીમાન શેઠ, મોટો વાંક દાદીબાનો છે તેહમીનો વાંક ઝાઝો નથી, અને જો તેણીનો વાંક પણ પડયો હોય, તો પણ પહેલ દાદીબાથી થયલી છે. દાદીબા તેહમી સાથે પરણ્યો, પરણ્યા પછી તે બીજી બાયડી સાથે દોસ્તી રાખી છડેચોક ફરવા લાગ્યો, તે અલબતાં તેહમીથી જોઇ શકાય, દેખી શકાય, સહન થઇ શકાય એવું ન હતું. આથી તેહમી

એકલી પડી, અને એક જુવાન ઓરત, તેહમી જેવી ઓરત, ચોક્કસ સંજોગો હેથલ એકલી અટુલી પડે ત્યારે તે કોઇ પણ મિત્ર મેળવવાની કોશેશ કરે તો તે તદન ખુદરતી છે. તે તદન સ્વભાવિક છે."

રૂસ્તીમ અને નરીમાન બંને ખરી વાતથી બીનવાકેફ હતા, તે છતાં એમ હશે, ને તેમ થયુ હશે, એવી અટકળો કરી વાત કરતા હતા. ખરી વાત જાણ્યા વગર એકદમ મત બાંધી દેવો, એવી ભુલ નરીમાન જેવા ભોલા અને રૂસ્તીમ જેવા શીખેલા વારવાર કરે છે. એ માણસ જાતની ખોડ છે અને એવી ખોડ સર્વકાલ રહેવાની અને રહેશે.

રૂસ્તીમ તેહમી તરફથી બોલ્યો તે સાભળીને નરીમાનને હસ્વું આવ્યું. તે ઠાવકો આસામી હતો અને તેહમી તરફથી આવો ગરમાગરમ બચાવ રૂસ્તીમે કીધો તે સાભળીને તેને મછમા હસ્વુ આવ્યુ, અને હસ્તાં હસ્તા તેણે જવાબ આપ્યો, "અહ! રૂસ્તીમ, ત્યારે તમે તેહમી તરફથી બ્રીફ લીધી છે નહી વારૂં? હુ ભુલ્યો, તમે તો તેહમીના પહેલેથીજ બૅરિસ્ટર છો!"

"નરીમાન શેઠ, તમે મારા મિત્ર છો તેથી હુ તમારી ટકોરની કશી દરકાર કરતો નથી. બીજો કોઇ એમ હસીને મારી ટકોર કરતે તો હુ તેનો બરાબર જવાબ આપતે. જુઓ, એ વાત ખરી છે કે હુ તેહમીનો બૅરિસ્ટર છુ, અને હમેશા તેણીની તરફથી બ્રીફ ઉપાડીશ પણ તમને નહી લાગતુ કે તેહમીની હાલતમા જો કોઇ બીજી પણ ઓરત નિરાધાર હોય, તો તેણી શુ આપણી દયા અને મદદને લાયક નહી થાય? શુ એવી એક વરથી તજાયલી અને દુન્યાથી હીનાયલી ઓરત તરફ દિલસોજી નહીં ખેચાય?"

"તજાયલી તે દાદીબાથી, પણ હીનાયલી કેમ?" નરીમાને પૂછ્યું.

"હુ ખુનના કેસ વિષે ઇસારો કરૂ છુ," રૂસ્તીમે જવાબ દીધો.

નરીમાનને લાગ્યું કે રૂસ્તીમ બૅરિસ્ટર તેહમીની ખરી વીગતથી સઘળી રીતે અને પૂરતો માહિતગાર હશે, અને એમ ધારીને તે બોલ્યો,

"હા, એ ખુનની બાબદમાં તો તેહમીએ ખરેખર મોટું દિલ અને મરદને શરમાવે એવું મગજ દેખાડયુ છે. જો તેણીએ સાચી વાત ખુલ્લી કીધી હોતે, અને દાદીબાને ચાન્સ ઉપર છોડયો હતે તો હાલ જે તેહમીને માટે લોકોને ખોટો ખ્યાલ બેસી ગયો છે તેમ થતે નહી"

"સાચી વાત! અને દાદીબાને ચાન્સ આપતે!" એ તમે શું બોલોછો? મને સમજ નથી પડતી! "રૂસ્તીમ બૅરિસ્ટર જેની આગલ તેહમીએ ખરો ખુલાસો કર્યો હતોજ નહી, તે નરીમાનને અજાયબ થઇને પૂછવા લાગ્યો, કારણ કે રૂસ્તીમ તો હજી પણ એમજ ધારતો હતો કે તેહમીએજ ખુન કીધું હતુ, અને પોતાની દામન જાળવવાને ખાતેર તેણીએજ ખુન કર્યું હતું

નરીમાને જવાબ દીધો, "હુ એમ કહુછ કે દાદીબાએ ખુન કીધું તો દાદીબાનીજ કોર્ટમા તપાસ ચાલવા દીધી હોત, તો જે સજોગમાં તેણે ખુન કીધુ, તે સજોગમા તે તદન છુટી ગયો હોત. સોએ નવાણું ટકા તેને કોર્ટે છોડી દીધો હોત. અને વળી તેહમીનુ નામ જગમાં ખરાબ થાત નહી."

"એ તમે શુ બકોછ! તમે બોલોછ તે સમજોછ કે? તમે તમારી સુધ્ધીમાં છો કે?" રૂસ્તીમે અજાયબ થઇને પૂછ્યુ.

"હા, હું બોલુ છુ તે સમજુ છુ, અને જે કહું છું તે ખરૂં છે. તમે તેહમી તરફથી કેસ ચલાવ્યો પણ શુ તેહમીએ તમને ખરી વાતથી વાકેફ નહીં કર્યા હશે? તમે બાહેરથી ગમે તે તકરાર લાવ્યા હોવો, પણ ખરી વાતથી શું તમે અજાણ્યા છો?"

"હા, હું કશું જાણુતો નથી! જો તમને અડચણ નહીં હોય તો મને એ વાતમાં ખરો ભેદ શો છે તે એક મિત્ર તરીકે કહો તો હું ઘણી ખુશીથી, ઘણા ધ્યાંનથી સાંભળીશ," રૂસ્તીમે એમ કહીને એ વાત જાણ-વાની ખાહેશ દેખાડી.

નરીમાને જવાબ દીધો, "હુ તમને કશી વાત ખાત્રીપૂર્વક જણાવી શકતો નથી. હું તો એમ સમજતો હતો કે બધી વાત તેહમીએ તમને પોતાના બેરિસ્ટર તરીકે નહીં, તો પોતાના એક સાચા મિત્ર તરીકે જણાવી હશે, વાસ્તે તમે જો એ વાત નહીં જાણતા હોવો, તો હવે એ વાત પડતી નાખો, ગઇગુજરીને યાદ કરવામાં કશો ફાયદો નથી," એમ સમજાવીને નરીમાન, જેણે હવે જોયુ કે રુસ્તીમને એ વાત કહી દેવામાં કાચુ કપાયુ છે, તે હવે એ વાત આગલ ચલાવવા નારાજ હતો.

"નહીં, એ વાત પડતી કેમ નખાય? જુઓ, વળી કાંઈ નવુંજુનું બન્યુ હોય, તો તેહમીને મદદ કરવા માટે, સઘળી વાત મને જાણવી જોઇએ. તમે પણ તેહમીના મિત્ર અને મદદગાર છો, પછી તેહમીને લગતું જે કાંઈ હોય તે મને તેહમીનો મિત્ર ગણીને જણાવવામાં તમને અડચણ શી હોય?"

"હુ તેહમીનો મિત્ર છુ, પણ તમે દાદીબાના મિત્ર નથી તેથી હું તમને કહેતા અચકાવુ તો તે ખુદરતી છે," નરીમાને પ્રમાણિકપણે જવાબ દીધો.

"હા, હુ જૂઠુ નહી બોલુ, હુ દાદીબાનો મિત્ર નથી, વળી મને તેને માટે બહુ હલકો મત છે એમ હુ તમને જણાવી ગયો છું, પણ જે વાતથી તેહમીને ફાયદો થતો હોય તેમા મને દાદીબા સાથે શું લાગે વળગે?"

"જુવો રુસ્તીમ, દાદીબાને માટે તમને ખોટો ખ્યાલ છે, દાદીબાને તમે બરાબર ઓળખતા નથી, અને મને લાગે છે કે તેને માટે ખોટા રિપોર્ટ સાંભળીને તમે તેને ગેરઇનસાફ કરો છો.

"હુ જાણી જોઇને કોઇને ગેરઇનસાફ કરૂ એવો આસામી નથી, વાસ્તે તમે મને બધી વાત કહો તો કદાચ હુ તેને મદદનો થઇ પડીશ," રુસ્તીમે નરીમાન પાસે ખરી વાતનો ખુલાસો જાણવાનો આગ્રહ કર્યો.

"તમને તેહમીએ તાર કરીને બોલાવ્યા છે, તો વખ્તે તમને તેણી પોતે સઘળી વાતથી વાકેફ કરશે, અને તેથી તમારી બોહોસ ભરેલી

અરજથી જો હુ તમને અગાઉથી ખરી વાત જણાવી દુ', તો મારા ધાર્મા પ્રમાણે કશી અડચણ નથી. થોડા દાહડા થયા દાદીબા તેહમીની આગલ પસ્તાઇને ગયો હતો, પણ તેહમીએ તેને ખરી વાત, અને ખુનની ખરી હકીકતથી વાકેફ કીધો હશે એમ મને લાગે છે, પણ દાદીબાને તેથી ચટકો લાગ્યો હશે, દાદીબાએ તેણીની વાત માનવા ના પાડી હશે, અને વખ્તે તેથી નવી પંચાતી ઉભી થઇ હશે, એમ મને તો લાગે છે, અને તેથી તમને સલ્લાહ માટે બોલાવ્યા હશે. આ મારી તર્ક છે. મને લાગે છે કે સોએ નવાણુ ટકા એમજ બન્યુ હશે, વાસ્તે હુ તમને અગાઉથી જે વાત હું માનુ છું અને જાણુ છુ તે જણાવુ તો તેમા કશી અડચણ નથી," એમ કહીને નરીમાને દાદીબાને વિષે તે સઘળુ જાણતો હતો, દાદીબાએ ઉંધમા જે ભાગ ભજવ્યો હતો, તે સઘળુ, તેમજ ખુનની રાત્રે જે જે બનાવો તેહમી અને દાદીબાના ઓરડામા બન્યા હતા, અને જે જે વિચારો દાદીબાએ કર્યા હતા, તે સઘળુ અણીથીપણી સુધી રૂસ્તીમને કહી સમજાવ્યુ. નરીમાન ચોક્કસ માનતો હતો કે દાદીબાએ ઉંધમા ખુન કર્યું હતુ, કારણ કે કાગળની ભીંદડી વડે ઉંધમા દાદીબાએ નરીમાનને જે ઘા કરવાની કોશેશ કરી હતી તે દેખાવ હજી નરીમાનની નજર આગલથી ભુસાયો હતો નહીં.

નરીમાનની વાત રૂસ્તીમને ઘણી અજાયબ લાગી તે ખરી છે એમ માનવાને તેને આચકી લાગી, તે છતા તે ખરી હોય તો ઘણુ સારૂં એમ ઘણી ખુશીથી ઇચ્છવા લાગ્યો, કારણુ કે તેનું દિલ અંદરથી હરખથી ઉછળીને કહેતુ હતુ કે "રૂસ્તીમ, જે ઓરતને ખુની સમજીને, તેણીનો લોહીથી ખરડાયલો હાથ તારા હાથમા લેવા તુ નાખુશ હતો, તે હાથ ખરેખર લોહીથી ખરડાયલો નથી."

રૂસ્તીમે જવાબ દીધો, "નરીમાન દોસ્ત, એમ સમજો કે તમે કહો છો તે વાત ખરી છે. એમ સમજો કે તેહમીએ દાદીબાને ઉંધમાં ખુન કરતાં દીઠો. ગમે તે સંજોગમાં ખુન થયુ. વારૂં મને કહો કે તેહમી

દાદીબા વિશે આ વાત જાણે તે છતાં દાદીમાની સાથે ભવિષ્યમાં સુખમાં રહી શકે? તેણીને વારવાર યાદ નહીં આવે કે મારો ધણી તો ખુની છે? આથી, નરીમાન, મને કહો કે તેહમી દાદીબા સાથે સંપથી રહી શકે?"

"પણ દાદીબા પોતે એ કશુ જાણુતો નથી," નરીમાને જવાબ દીધો.

"ખરી વાત, અને તેથી તો વાત ઉલટી બિગડે છે. તે પોતે પોતાને માટે કશુ જાણુતો નથી, તેથી ઉલટું તે એમ જાણે છે કે તેહમી ખરી ખુની છે. ટુંકમા તેઓ બન્ને એકબીજાને ખુની સમજે છે તે છતાં મને કહો કે હવે એ બન્ને જણ એકબીજા સાથે કેમ દિલ ભેળીને રહી શકે? તેઓ બન્ને સાથે સ્ફુટથી એકબીજા સાથે ભેળાય એમ માનવુંજ દિવાનાપણુ છે," રૂસ્તીમે નરીમાનને કહયું.

"પણ તેમ શુ કામ થવુ જોઇએ. ખરી વાતનો ખુલાસો તેહમી દાદીબા આગળ કરે તો પછી?" નરીમાન બોલ્યો.

"તેહમી ખુલાસો કરે! એ તો બનવાજોગ નથી!" રૂસ્તીમ બોલ્યો.

"તેહમી ખુલાસો નહીં કરે, તો કોઇબી રીતે કોઇબી રસ્તે આપણે એ ખરી બીના દાદીબાની જાણમા લાવીએ"

"અને તેમ કરવામા ફાયદો શો? એમ કરવાથી દુન્યાના લોકો બન્ને જણને આગલ ઉભા નહીં રાખે."

આટલી વાત થઇ તેટલામાં ત્રેન આવી લાગી તેમા બેસીને બન્ને દોસ્તો સુરત આવી પુગ્યા.

"રૂસ્તીમ તેહમીને ત્યા આવી પુગ્યો. જેવી તેણુની નજર તેની ઉપર પડી કે તુરત સામી લેવા દોડી. રૂસ્તીમે તેણીનો હાથ પકડીને ઉભી રાખી. તેહમી અધીરાઇથી બોલી ઉઠી, "ચાલો તમે આવ્યા તો મને હવે ધીરજ આવશે તમે જાણોછ કે? તમે સાભળ્યું કે?"

"મને તારો તાર મલ્યો કે હુ અહી ઉપડી આવ્યો, બીજુ હું કાઇ જાણુતો નથી તેમજ કશુ સાંભળ્યુ પણ નથી."

"જુવો આ વાંચો," એમ કહીને તેણીએ રૂસ્તીમના હાથમાં મેરી મડમનો કાગળ આપ્યો, જે વાંચીને રૂસ્તીમે બાહાર જોયું ને થોડીક પળ વિચાર કરીને તેણીને પુછ્યું, "વળી એ ચંડાલ બાયડી તમારી આડે ક્યારે આવી?"

"હા, જોની રૂસ્તીમ, વળી એ દદ્ય મને ફરીથી નડી!"

"પણ તુ શુ એમ ધારેછ કે દાદીબા ફરીથી એ બાયડીની જાળમાં સપડાયોછ? બોન, તને શુ વેહમ છે? તારા બોલવા ઉપરથી, તારી રીતભાત ઉપરથી, તારા ચેહરા ઉપરથી તું એમ ધારતી દેખાય છે કે વળી દાદીબા તેણીની સગતમા પડયોછ, પણ એમ ધારવાની સાબેતી શી છે? ફક્ત આ કાગળ તો મેરીનુ લખેલું છે, અને એ ઓરતના બોલવા કે લખવા ઉપર ભરૂસો કેમ મેલાય, કારણકે એ તો એક ઘણી બદમાશ ઓરત છે."

"તેણી બદમાશ છે તેમા કશો શક નથી, પણ જુવો સાંભળો હુ ઘણી સીક હતી ત્યારે દાદીબા મારી આગલ હતો. હું તો બેસુદ્ધીમાં હતી, પણ મને ખબર પડી કે તે અહીં હતો. પછી તે જાલને લેવા પુને ગયો, મને લાગેછે કે મેરી તેને રસ્તે વાટે મળી હશે, અને વળી તેણીને જોઇ દાદીબાનું મન ફર્યું હશે, અને તેથી દાદીબા જાલને સાથે રાખીને એ ચંડાલ સ્ત્રીની સંગતમાં પાછો સપડાયો હશે," તેહમીએ બન્ને હાથના આગળાં અકેકમાં ભેરવીને ઉશ્કેરાયલી હાલતમાં પોતાની લાગણી ઘણી અધીરાઇથી જણાવી, અને હજી તો રૂસ્તીમ કાંઇ બોલે તેટલામાં પાછી બોલી ઉઠી, "મારો જાલ તો મારી પાસે રહેવો જોઇએ. મને મારો જાલ પાછો લાવી આપો. તમે જાણોછ મેં તમારી સલાહથી જાલને મારાથી છુટો રાખ્યો. પણ તે શાને માટે? તેના બાપને માટે, તેના બાપના નામને માટે."

"બાપને માટે! એટલે શું!" રૂસ્તીમે આ સવાલ એવી મતલબથી પુછ્યો કે જેથી તેહમી ખુનની ખરી હકીકત પોતાના મોંઢે કહે

સંભળાવે, પણ તેહમીએ વાત તુરત ફેરવી નાખી, અને રુસ્તીમને ઉડાવ્યો અને બોલી, "એના બાપને માટે એટલે એના બાપની બેવફાઇને માટે."

"તેહમી તું આ નેષ્ટ કાગળ ઉપરથી એકદમ અધીરી ના પડ. એમાં લખેલું શરૂઆતથી છેવટ સુધી ઉપજાવી કાઢેલું ખોટું કાં નહી હોય?"

"મેરીને શી ખબર કે મારો દાદીબા અને મારો જાલ મારી આગલ નથી? એવી ખબર હોય તો વાત જોડી કાઢેની?"

"તેણીને એટલી ખબર પડી હોય તે ઉપરથી તેણીએ તને બીહવડાવવા ને સતાવવા એમ લખ્યું હોય. તેહમી, ઠંડી પડ, દુન્યામાં એવું જુઠાણું ને એવું ખોટારૂં ચાલેછ કે આવું કાગળ મળ્યાથી એકદમ કોઇપણ છેવટ ઉપર કુદી પડવું, હુ સલ્લાહકારક જોતો નથી. કદાચ દાદીબા તેણીને મળ્યો પણ નહી હોય."

"તમે દાદીબાની તરફેણ કરોછ! તમે જાણોછ કે એકવાર તે મારી તરફ બેવફા થયો તો પાછો નહી થાય તેની જામીનગીરી શી? તમે મારા મિત્ર થઇ, મારા વખાણનાર થઇ તેની પક્ષ ખેંચોછ!" તેહમી એ પ્રમાણે રુસ્તીમને ઠપકો આપવા લાગી.

"હું તારો મિત્ર છું, અને હમેશાં તારો સાચો મિત્ર રહીશ. હમેશા તારી મદદે દોડીને આવવાનો મેં તને વચન આપ્યો છે, પણ તારો સાચો દોસ્ત છું તેથીજ હું એ પ્રમાણે પ્રમાણિકપણે વિચાર કરૂં છું, કાંય નહી એમ બન્યું હોય, કે મેરી મડમ તારા જાલને ચોરી લઇ ગઇ હોય, અને તે વાત દાદીબાને ખબર પડી હોય, તો કાંય નહી દાદીબાએ તેણીની પૂઠ પકડી હોય?"

રુસ્તીમ કાંઈ દાદીબા તથા જાલ વિષેની ખરી વાત જાણતો હતો નહી, તે છતાં તેણે બાંધેલી તર્ક સચ્ચાઇથી વેગળી હતી નહી.

"મને તો કાંઇ સમજ પડતી નથી. કાંઇબી ઉપાય લઇને મને મારો જાલ પાછો મેલવી આપો. ઓહ મારા જાલ, તારી જુદાઇથી મને કેવું

દુઃખ થાય છે!" એમ બોલતાં તેહમીની આંખ્યોમાંથી માવતરના ખરા પ્યારના આંસુ ટપકવા લાગ્યા, "બોલો, રૂસ્તીમ, હવે શું કરૂં ?"

પહેલાં તો તમારે હિમ્મત રાખવી જોઇએ, પછી તો જાણ્યા વગર, બરાબર તેહકીક કર્યા વગર દાદીમાને એકદમ બદનામ કરવો નહી જોઇએ.'

"પણ તેની આગલી ચાલ ઉપરથી હાલ તેની ઉપર હુ વિશ્વાસ કેમ અને કેવી રીતે રાખી શકુ ?"

"તે ગમે તેવો હોય, પણ તમે તો તેની તરફ સાચો પ્યાર ધરાવો છો, તે સાચા પ્યારને સાચાં નિવડવા જે વાતથી તમે અંજાણ્યાં હોવો તેવી વાતમાં તેને બદનામ કરવો નહીં ઘટે."

"હા, આટલું તો ખરૂ છે કે હજી મારૂં દિલ તેની તરફ સાચું છે. મને હજી મારા ધણીની દયા લાગેછ, પણ મને તેની ઉપર વિશ્વાસ તો નથીજ."

"અવિશ્વાસથીજ સલાહ સપજનો ભગ થાય છે," રૂસ્તીમે તેણીને શિખામણ રૂપી ટપકો આપ્યો, અને ઉમેર્યું કે "અવિશ્વાસથી દોસ્તી અને પ્યારનો નાશ થાય છે."

"એમ તો તમે મારી ઉપર અવિશ્વાસની નજરથી જોતા હશો, તે છતાં તમે મારી તરફ દોસ્તી ધરાવો છો, તે કેમ ?" તેહમીએ પૂછ્યું.

"નહી, તેહમી. તું શું કેહવા માગે છે તે હું સમજાુંછું. તું તારા ખુનના કેસ વિષે ઇસારો કરે છે, પણ હું તારી તરફ જરા પણ અવિશ્વાસની નજરથી જોતો નથી, કારણ કે અંદરની સઘળી ખરી વીગતોથી હું બરાબર વાકેફ થયોછુ."

"સઘળી! સઘળી, ખરી વીગતોથી ?" તેહમીએ પૂછ્યું.

"હા બધી–બધી પેહલેથી છેલ્લે સુધી ખરી વીગતો મને મળી છે, અને તેથી તેહમી તારી ઉપર અગાઉ મેં અવિશ્વાસ દેખાડયો, અને તારો

હાથ મારા હાથમાં ધરવા હું સુંગાયો, તે માટે તારી પાસે માફી માગુ છું. હવે હું બધું જાણું છુ. અદી ઇસ્કીને કોણે માર્યો તે હું જાણું છું."

આ તકે તેહમીએ રૂસ્તીમને ખરી વીગત પોતાના મોઢે કહી સંભળાવી, તે મુગે મોંઢે ધ્યાનથી સાંભળીને રૂસ્તીમ છેવટે બોલ્યો, "હજી દુન્યામાં ખરી શુરવીર, ખરી બાહદુર, અને ખરી મોટાં મનની ઓરતો હેયાત છે; પણ આ તમારી વાત સાંભળવા પછી હવે આપણે દાદીબાનો પત્તો મેળવવાની કોશેશ કરવી ઘટારત છે. જો માલુમ પડે કે તે ફરીથી પેલી ચડાળ બાયડીની સંગતમાં પડયો છે ને તેણીની મોહીનીમાં તણાયો છે, તો તેને બચાવી લેવો વાજબી નથી, પણ તેને ઘટતા ફેજે પુગાડવો વાજબી છે, પણ હું આશા રાખુ છુ કે તેમ કરવાની કશી ફરજ આપણુને પડશે નહી, કારણ કે મને નથી લાગતું કે આ બાબદમાં દાદીબાનો જરા પણ વાંક હોય."

"પણ દાદીબાની વાત પછી, પેહલાં મારા જાલની તપાસ કરો, ને તેને મારી પાસે લાવી આપો. રૂસ્તીમ, તમારી મેહરબાનીનો હું જોઇએ તે કરતાં વધારે લાભ લઉ છું, પણ-પણ-મારો જાલ-મારે ખાતર-મારો જાલ કોઇ બી અજાણ્યા સાથે રહે એવો નથી, તે કેમ રહેતો હશે, વાસ્તે મને મારા દીકરા સાથે પાછી મેળવો. હુ તમારો ઉપકાર કદી ભૂલીશ નહી."

"તેહમી, હું પોતે એ બાબદમાં-દાદીબા-તેમજ જાલની શોધમાં નિકળું છું અને ખુદા કરશે તો હુ ફતેહમદી સાથે તે બન્નેનો પત્તો મેળવી શકીશ, પણ એક વાતનો વચન હુ તમારી પાસે લઉ નહી ત્યાં સુધી હું કોઇ પણ પ્રકારની શરૂઆત કરી શકીશ નહી."

તમે માગો તે વચન આપવા હું તૈયાર છું."

"મને વચન આપ કે હુ જેટલી વાર ગેરહાજર રહું, તેટલી વાર હલ્લેરાઇ જવાને બદલે, ગમ ખાવાને બદલે, નિરાંત અને સબુરી પકડીને મારી ઉપર વિશ્વાસ રાખીને મન શાંત રાખવું."

"હા હું વચન આપુ છું કે હું ઉશ્કેરાઇશ નહીં. હું શાંત છું, પણ હું કાગડે ડોળે વાટ જોઇશ. મને અવારનવાર સમાચાર લખતા રહેજો.

"ઠીક છે ત્યારે હું દાદીબાને તને મેળવી આપીશ."

"પેહલાં મને મારો દીકરો મેળવી આપો."

"દાદીબા નહી! બોલ મને જે તારા મનમાં હોય તે કહી દે, કારણ કે તું અચકાતી લાગે છે."

"દાદીબા? પણ તેણે અદીનું ખુન કીધું તે વખતનો દેખાવ મારી આંખ્યો આગલ આવે છે, ત્યારે મને કેવી કંપારી છૂટેછ, વાસ્તે હું હવે દાદીબાથી ધરાઇ ગઇ છું. અરે ખુદા! હુ તે દેખાવ કેમ વીસરીશ!"

રૂસ્તીમ સુરતથી ઉપડયો તે વેળા તેહમીએ તેણે સાચાં દિલની શૅકીન કરીને કહયુ, "રૂસ્તીમ, આ તમારી બધી તકલીફ માટે હું તમારી સદા હેશાનમદ રહીશ. યાદ રાખજો કે વખત આવવે હું સદા તમારી તરફ સાચી નિવડીશ."

કહે છે કે જેને સાચો પ્યાર ડખ્યો તે ધંધો ધાપો, પૈસો ટકો, ઘરબાર સઘળું તર્ક કરે છે, તેને મળતો બનાવ અતરે બને છે. રૂસ્તીમ બૅરિસ્ટર, જો કે તેનો પ્યાર સાચો છે, અને જો કે તે જાણે છે કે તેહમી પરણેલી છે અને તેથી તેણીનો હાથ મેળવવાનો કશો ચાન્સ નથી, તે છતાં ફકત પોતાના સાચા અને પવિત્ર પ્યારને પોખવાને માટે પોતાનો ધંધો છોડીને જાલ અને દાદીબાની શોધમાં જવા નિકળે છે. જે આ દુન્યામાં થાય છે તે સઘળું મોહબતને લીધેજ થાય છે.



## પ્રકરણ ૧૬.

### કરાચીમાં.



પીરોજશાહ પતળુ કરાંચીનો એક આગેવાન શેહરી હતો. વેપાર વણુજમાં, રાજદ્વારી બાબદમાં, સંસારી બાબદમાં સર્વે બાબદમાં તે પોતાના પૈસાના તેમજ ચંચળ ભેજાંના જોરે સર્વે મંડળોમાં આગેવાની ભરેલો ભાગ લેતો હતો. તેનો મત એ હતો કે સર્વેને હાથમાં રાખવા હોય, સર્વે પાસ હાજી હા બોલાવવુ હોય, સર્વેને પોતાની સંફમાં લેવા હોય, તો તેવાઓને પોતાને ત્યા અવારનવાર જમવા બોલાવવા. એ તેનો મત હતો, અને તે પોતાના મત ઉપર ઘણો ઓસ્તવાર રહેતો હતો, અને તે પોતાના અનુભવ ઉપરથી કહેતો હતો કે એવી રીતે ખાઇ પી જનારા પાસેથી તે ઘણુ કામ કહાડી લેવામાં ફત્તેહ પામતો હતો. પોતાના આ મતને વળગી રહીને તે પોતાને ત્યાં દરરોજ ખાણુા ઉપર પાંચ દસ મિત્રોને જમવા બોલાવતો હતો, અને તેહવાર ઉપર તે પોતાને ત્યાં મોટાં ખાણુા કરવાને ચુકતો હતો નહી–મેરી મડમને પરણીને કરાચીમાં લાવ્યો ત્યારે તેણે આશા રાખી હતી કે મારી ધણીઆણી મારે ત્યાંના ખાણુાની ગોઠવણ કરવાની ખાસ સંભાળ લેશે, અને તેથી મારી કડાકુટ ઘણે ભાગે ઓછી થશે, પણ તેમ ધારવામાં તે ભૂલ્યો હતો. પીરોજશાહના મિત્રોને અવારનવાર આવતાં જોઇને તેણીનું નાકનું ટીચકું ફરી જતુ હતુ, અને આંખના ડોળા ચઢી જતા હતા. કેટલીક વાર પોતાના ભરથારના મિત્રોને તેણી અપમાન કરવાને પણ ચુકતી હતી નહી. આથી પીરોજશાહ પતળુને ઘણું ખરાબ લાગતું હતુ. તેના મિત્રો તેને અવારનવાર તેની ધણીઆણીને માટે ટીકા કરતા હતા, અને કેટલાકોએ તો જમવા આવવાને સાફ ના પાડીને કારણમાં જણાવ્યું કે તારી બૈરીની રીતભાત અમને પસંદ નથી.

એક દિવસે એવીજ રીતે ખાણા ઉપર કોઇને 'નો કોટાં' કરવાથી તેમજ એક, બે જણ સાથની વાતમાં ઘણી તોછડાઇ અને અપમાન ભરેલી વર્તણુંક ચલાવવાથી પીરોજશાહ પતલુએ ખાણું પૂરૂ થયા પછી કહ્યું, "ઘરમાં પરોણા આવે તેની સાથે તમને વાત કરતા અને તેમની સાથે સભ્યતા અને લાયકીથી વર્તતા આવડતુ નથી."

આના જવાબમા મેરી મડમે ટણુકો કરીને જવાબ દીધો, "એ શું બળ્યુ ! ઘડી ઘડી એવા રખડતા ભૂખડીબારસ ટીનપાટીઆઓને ઘેરમાં જમવા બોલાવવામાં કાંઇ ખરચ થતો નહી હશે ! તમારી પાસે ઘણા ચીથોડા ખખડતા હોય તો લાવો મને આપો !!"

મેરી મડમ જેમ ગમે તેમ છૂટથી પોશાકો સીવાડતી હતી. તેણીના દરજી, મોચી, કાપડીઆ અને ઝવેરી મેરી મડમને ખુબ ચીરતા હતા. એ સઘળાંના બીલો પીરોજશાહ મુગે મોઢે ચુકવી આપતો હતો, અને જરાપણ બડબડતો હતો નહી, કારણ કે તેની પાસે ખરચતાં ખુટે નહી એટલો પૈસો હતો, તે છતા મેરી મડમની ચાલચલણ, રીતભાત, વર્તણુંક સઘળુ તેને દહાડે દહાડે ગમતુ હતુ નહી. તે મનમા સમજવા લાગ્યો હતો કે 'ચોખ્ખો ફસ્યોછુ.' કરાંચીના પારસીઓમાં આ જાણીતા શેહરીની બાયડી માટે તહરેવાર ગપાટા ઉડી રહયા હતા. કેટલાકો જેઓ મુંબઈમાં આવી ગયા હતા, તેઓમાંના કેટલાકોએ મેરી મડમને મુંબઇમાં ઉડાઉ અને રંગીલી જીંદગી ગુજારતાં જોયલી હતી. વળી વખત જતાં પીરોજશાહ પતલુને તેણીની ચાલ માટે ગવાહી અને પુરાવા મળતા ગયા હતા.

જ્યારે પીરોજશાહે પોતાના મિત્રોને ભુખડીબારસ ટીનપાટીઆનો એલકાબ મળેલો સાંભળ્યો ત્યારે આ શેહરી બાવા, જેવણ અનુભવી હતા, જેવણ પાકત બુદ્ધીના હતા પણ આ બૈરીની મોહનીમાં તુરત વેળા ફસ્યા હતા, પણ જેમની આંખ્યો હવે ઉઘડી હતી, તેવણે તુરત મેરીને તાણો મારી સંભળાવ્યો, "મારા મિત્રો તો ભુખડીબારસ, અને તમારા મિત્રો તો ખાનસાહેબ, અને સરકાર દરબારથી માન પામેલા, કેમ, નહી વારૂં !"

મેરી મડમ આ તાણાની મતલબ સમજી ગઇ, અને તેથી ફરીએક ગુસ્સે થઇ હોય તેમ દેખાવ કરીને કહેવા લાગી, "પીરોજશાહ, જીવોની મને કાંઇ કહેશોની તો હું કાંઇ ખમીને બેસીશ નહી અંહ, તમે એ અસેમસે ફાણુને સમજાવોછ, જે કેહવા માંગતા હોવો તે ખુલ્લું કાંય નહી બોલતા ?"

"વખત આવશે ત્યારે ખુલ્લુ બોલીશ, પણ જો તમે સ્યાણા હોવો તો હવે સુધરી જજો. હું કાંઇ ઝોળીમાંનું બાળક નથી કે મને તમે હાથમાં ચાંદ બતાવી શકશો. મારી સાથે પાધરી રીતે ચાલશો તો સુખી થશો, નહીં તો મને ઝેરી સાંપોને પળવારમાં કચડી નાખતા આવડેછ. આશા રાખુંછ કે હવે મને ફરીથી તમને કેહવુ નહી પડે તેની ખુબ સભાળમાં રહેજો."

પીરોજશાહ ગભીર હતો અને તેની સામે થવામાં કશો ફાયદો થનાર નથી, એમ જ્યારે મેરીએ દીઠુ, ત્યારે તેણી હસી પડી, જાણે આ વાતમા મશકરી મજાક હોય, તેમ તેને તેવું રૂપ આપીને હસી પડી. તેણીની આ હિકમત પણ પીરોજશાહ પામી ગયો, અને બોલ્યો, "હસીને આ વાત કહાડી નાખવા જોગ નથી તે ધ્યાનમા રાખજો, પણ વારૂ જાલ ક્યાં છે? આજે સહવારે હુ આફિસે ગયો ત્યારે રાબેતા મુજબ તે મને મળ્યો નહી, તેમજ હમણા પણ હુ તેને જોતો નથી, વાસ્તે તે કયાં ગયો છે?"

"જાલ તો ગયો," મેરી મડમે જવાબ દીધો.

"ગયો! ક્યાં? અને ક્યારે?" પીરોજશાહે પુછ્યું.

"એ મારો ભાણેજ છે અને તેને અહી રાખવો કે બીજે ઠેકાણે રાખવો એ મારૂં કામ છે, તમને પુછવાની કાંઇ જરૂર નથી," મેરી મડમે પોતાના ધણી થતા પીરોજશાહને નાગો જવાબ દીધો.

"ભાણેજ! અંહ! ઠીક છે!" ફક્ત એટલુંજ પીરોજશાહે બોલીને ડોકું ધુણાવ્યું.

"ભાણેજ હા હા સત્તર વખત, સો વખત મારો ભાણેજ! કોણ ના કહેછ કે જાલ મારો ભાણેજ નથી?" મેરી મડમે મુગી મરવાને બદલે ચોરી ઉપર ચપરાસી કરવા માંડી.

"હશે, ભાણેજ હોય કે જે ગમે તે હોય, પણ ભાણેજનું માસી તરફ સેહજ પણ હેત, સેહજ પણ ખેંચાણ હોય એમ હું તો જોતો નથી–ઉલટું, જો સાચું કહું તો એ છોકરો મારી સોડ જેટલી સાંધે છે તેનાથી અરધી, તેનાથી પા પણ તારી સોડ સાંધતો નથી," પીરોજશાહે જવાબ દીધો.

"જાલ બરાબર કેળવાયલો નથી તેથી એમ કરેછ, ઉથડા જેવો થયો તો પણ કોઇએ તેને રીતભાત શીખવેલી નથી," મેરી મડમે બચાવમાં જવાબ દીધો.

"ઠીક છે, બાઇ સાહેબ, પેહલાં તો તમે પોતે રીતભાત શીખેલાં નથી. હું તમને એકજવાર અને છેલ્લી વાર ચેતવણી આપુંછ કે તમારે તમારી જીભલી ઘણી સભ્યતાથી વાપરવી અને મારે ત્યાં મારા અનેક દોસ્તો આવે તેની સાથે ઘણી નરમાસ અને ઘણી સારી અને ગ્રહસ્થાઇને છાજે તેવી રીતભાવ વાપરવી. તમારી હાલની રીતમાં જરૂર સુધારો થવો જોઇએ."

"મારી હાલની રીતમાં ખરાબ શું છે જે સુધારો કરૂ?" મેરીએ તોછડાઇથી પુછ્યું.

"લાંબી વાત કરવા માગતો નથી. મેં તમને જે કેહવાનું હતું તે કહ્યું છે. વારૂ, હું જાણવા માગુછુ કે જાલ પાછો ક્યારે આવશે?" પીરોજશાહે પૂછ્યું.

"હવે પાછો નહી આવશે. મેં મોકલી દીધો," મેરીએ કહ્યુ.

"ઠીક, હું જોઉછું કે તમે મને તમારા દિલનો ભેદ આપવા માગતા નથી. મને ઘણું કામ છે, પણ હું જતાં જતાં પાછું કહું છું કે તમે

ખુબ સંભાળીને ચાલજો, કારણ કે ખરાબ રીતભાત જરા પણ ખમીને મુગો બેસું એવો હું નબળો પોચો આસામી નથી."

પીરોજશાહ પતલુ બંગલામાથી બહાર ગયો તે તેણીએ દીઠો, પછી તેણી લખવાની ટેબલ ઉપર જઇ બેઠી, અને પોતાની ડૅસ્ક ઉઘાડી અને પછી નિચે પ્રમાણે વિચાર કરવા લાગી :—

"અરેરે, આ પીરોજશાહ પતલુ સાથે નાહસી આવવામા મેં મૂર્ખાઇ કીધી! કોઇબી રીતે કેયે લાંબે નાહસી જવાની જરૂર હતી, પણ મને લાગેછ કે હું પેનામાથી નિકળી ચુલામા પડીછ. પીરોજશાહ દૃઢ સ્વભાવના અને ગુસ્સાવાલા ઠરેલ માણુસ છે અને હું જેમ દોરવવા ને ચલાવવા માગુ તેમ ચાલે એવા નથી. અત્યાર સુધી મને જે માટીડાઓ મળ્યા તે બધા મારા કહયા પ્રમાણે ચાલે તેવા હતા, અને આએ તો મારી દરકાર કરે એવો નથી. હાલ તુરત તો એને આધારે પડીછ. મુબઇમા કે ભરૂચમા તો બધા મને ઓળખી કહાડે, માટે હાલ ત્યા જવામા ફાયદો નથી વળી મારા વરને લીધે હુ સપડાઇ જાવુ એવી પણ ધાસ્તી છે. ઠીક છે, હાલ તુરત તો સમય સાચવીને ચાલુ છુ પણ તક મળતા તેનો લાભ લેવાને ચુકુ નહીં, અહ મેરી! આહ! આએ કાગળીઆં, મે કેવાં સાચવી રાખ્યા છે, એ દાદીબા મને એક વાર ખરેખર ચાહતો હતો, અને ખુદા શાહેદ છે કે મારો પણ એની ઉપર ખરો જીવ હતો, પણ પોતાની પરણેતરને જેમ દગો દીધો તેમ તે મને પણ છોડીને ચાલતો થયો. ઠીક છે એના દીકરા મારફ્તે હું મારો કીનો લઇ શકીશ."

આમ વિચાર કરતાં તેણીએ ડૅસ્કમાંથી એક કાગળ કહાડયો. પરબીડા ઉપર કરાચીનો પોસ્ટ છાપ હતો. તે કાગળ લાંબો હતો જે વાંચતાં તેણીને બારે સંતોષ થયો હોય એમ તેણીનુ મોહ ગવાહી પુરતું હતું.

"આહ! જો એજ પ્રમાણે કામ આગલ ચાલ્યુ તો એ છોકરાને તેના માબાપ હવે કોઇ કાળે પણ મળી શકે એ અસંભવીત છે. જેમ

ઘાસની ગંજીમાં એક સોય પડે ને રેતીના ઢગમાં એક ચોખાનો દાણો પડે તે નહી મળે તેમ જાલને હવે આવા મોટા શહેરમાં, અને લાખો માણુસમાંથી પાછો તેના માબાપ શોધી કાહડે એ સ્વપ્ને પણ બને તેમ નથી."

હવે આ કાગળ બાળી નાખવો કે ડેસ્કમાં સાચવી રાખવો તેનો તેણીને વિચાર થતાં, તેણીએ પાછલા વિચાર ઉપર અમલ કીધો ને ડેસ્કમાં એક છુપ્યા ખાનામા તે સંતાડયો. બાકીનો દીવસ હારમોનિયમ ઉપર નાટકના બિભિષ્ટ ગીતો ગાવામા કાહડયો. તેણીને કોઇ મળવા આવતું હતુ જ નહી, ને તેણી પણ કોઇને ત્યા મળવા જતી હતી નહી. તેણીની સહી મિત્રાણુ કોઇ હજી થઇ હતી નહી. રાત્રે જમવાનો વખ્ત થયો પણ પીરોજશાહ ઘરે પાછો ફર્યો નહીં. તે જો બાહેર જમવાં જતો હતો તો ટેલીફોન મારફતે મેરીને ચેતવતો હતો, પણ તેવી ચેતવણી પણ તેણે આપી હતી નહીં. વાટ જોઇને મેરી મડમે એકલુ જમી લીધુ, અને મન ગમતો વાઇન પી લીધો. જે બૈરાંઓ દારૂ પીએ અને માટીડાની બરાબરી કરવા જાય તેવા બૈરાંઓ પીરોજશાહને ગમતાં હતાં નહીં અને તેણે મેરીને દારૂ નહી પીવાની ઘણીવાર શિખામણ આપી હતી, પણ શેઠની શિખામણ ઝાંપા સુધી.

છેક મોડેથી પીરોજશાહ ઓરડામાં દાખલ થયા કે મેરી હસીને બોલી, "આવો, ક્યાંથી આવ્યા ? બૈરી ઘરમાં એકલી તેની કાંઇ દરકાર કીધી હશેની ? ચાલો બા આપણે પણ તમારા વગર ખાઇ પી લીધું. પેલો ત્રીચરને ત્યાંથી વીસ્કી આવ્યોછ તે પીરોજશાહ બહુ સારો છે, બોલો એક પૅગ લાવું ?"

"નહીં, મને નથી પીવો ! લાવશે તો ગ્લાસ ફેંકી દઇશ." પીરોજશાહ દમમાંજ બોલ્યો.

"એમ મારા જાલની માફક શુ કરોછ ' તે જરા જરામાં બધુ ફેંકી દેવા જાયછ તેમ !"

"ઠીક, જ્યારે તું ફરીથી બોલેછ કે 'મારો જાલ, ત્યારે હું તને સાફ સાફ તારા મોંઢા ઉપર કહુંછ કે તું હડહડતી જુઠી છે."

"ચાલો બા જુઠી તો જુઠી. આજે કોઇ સાથે મારામારી કરીને આવેલા દીસોછ, તે આઇનો ખાર બાઇ ઉપર કહાડોછ. ચાલો બા હું તો સુઇ જાઉંછ," મેરી મડમ સમય સાચવી લેવાની કોશેશ કરતી બોલી.

"જો એ છોકરી, તારા માટે મને બધી ખબર મળી છે, અને હવે હું તારી સાથની મારી ઓળખ, તેમજ આજની વાત ટુંકી કરવા માંગું છું."

"એટલે શું ? તમે મને છુટી કરવા માગોછ. ચાલો, થઇ રહયું ! તમને ઠગ્યા માટે મારી ઉપર ફરિયાદી માંડવા ઇચ્છો છો ?" મેરીએ બેહયાઇથી પુછ્યુ.

"નહીં, ફરિયાદી અને કોર્ટનુ કશું કામ નથી. દરેક માટી બૈયર ચાહે તો જાહેરમાં ફજેતી કરવા વિના સુજી સમજીને છૂટાં પડી શકે છે."

"મરેરે આજે આખો દહાડો હું પસ્તાઇ પસ્તાઇને રડી કે આવા બુઢા ધધેડા સાથે હુ ક્યાંને ક્યાં પરણી," મેરી નફટાઇથી બોલવા લાગી.

"તું મારી સાથે પરણેલી કહેવાયજ નહી, કારણ કે તારો ખરો વર તો જીવતો છે !"

આ સાંભળીને મેરી મડમ ફિક્કી પડી ગઇ, અને જ્યારે હવે ભોપાળુ ફુટયું ત્યારે તો બેહયાઇથી છાતી કહાડીને ઉભી ને પુછવા લાગી, "વારૂ, હવે તમે કેહવા શું માગોછ ?"

"જુઓ, મેમ સાહેબ, હું ડહાપણ ભરેલો માર્ગ તમને દેખાડું, તે પ્રમાણે ચાલશો તો ઠીકાઠીક છે. જે બન્યું તે બન્યું પણ તે જગતને જાહેર કરવા હુ ઇચ્છતો નથી. મારા ગમે એવા દુન્યવી અનુભવ છતાં હુ કબુલું છું કે હુ એક ઠગારી સ્ત્રીથી ઠગાયો છું. એટલે હવે મારી મૂર્ખાઈ દુન્યામાં જગઆશકારા કરવા ચાહતો નથી."

"મેં બી તમારા જેવા ચકરમ સાથે આવવામાં ભૂલ કીધી."

"ચુપ રહે. તને વચ્ચે બોલવા ના કહું છું. જો જરા પણ ત્રણ પાંચ કીધી તો તને ખબર છે કે છતા ધણીએ પરણવાના અપરાધને માટે તને શી શિક્ષા થશે?"

"બોલો બોલો, હવે જ્યારે વાત ઉઘાડી પડી ગઇ છે તો હું જરા પણ તમારાથી બિહતી નથી. તમે કેહવા શું માગોછ? તમે મને અહી નહસાડી લાવ્યા તેનો ચાર્જ તમારી ઉપર મુકવામાં આવે તો તમારી ફેડ-ફજેતી કેવી થશે તેની તમને ખબર છે કે?"

પીરોશાહ પટલુએ પોતાનાં વરસ વેચ્યાં હતાં અને તેથી હાલ ડહા-પણથી ગુસ્સો ખાઇ જઇને મેરી મડમને ઝેરથી મારવા વિના ગોળે મારીને કહાડવાની તેણે જરૂર જોઇ હતી.

"તમે અહીંથી હવે કાલે સહવારે મુગા મુગા મારો બગલો છોડી જાઓ" પીરોશાહે દમમાંજ કહયું

"ને નહીં તો? મારશો કે? ખુન કરશો કે?"

"નહી, મારતો એ નથી, ને ખુન બી કરતો નથી, પણ હું મારી ફજેતી કરવા માંગતો નથી, પણ એક વાર જો તમે નહી સમજ્યાં, તો પછી આ બાજુ પીરોજશાહને જોઇ લેજો, પછી હું કાંઇ ખાંડયો જાઉં એવો નર નથી."

"અને વળી મારી આબરૂ હવે બાકી કેટલી રહીછ કે હું કોર્ટ દરબારથી બિહવાની છું. હું પણ હવે છેલ્લે પાટલે બેઠીછ વાસ્તે એમ કાંઇ જવાશે નહી. તમે મને અહી લાંબે વેર નહસાડી લાવ્યા, તે કાંઇ ખાલી હાથે જવાશે નહી."

"પૈસાની મારે ત્યાં તાણ નથી, પૈસા જોઇતા હોય તો લે, આ લે," પીરોજશાહે નોટનું બંડલ કાહડીને મુકયું.

મેરીએ જરાપણ અચકાયા વગર તે ગણુવા માડયું ને ગણુતાં ગણુતાં ખુશાથી ડોકું ધુણુવ્યુ, પણુ દાવ આવે ત્યારે જો ઘા નહી મારે તો આવી સોના મોહર જેવી તક બીજી કયાથી મળે?

"ઠીક છે, પીરોજશાહ, એટલી બીજી રકમ મુકો, તો હું હાલે તમારે ત્યાંથી ચાલતી થાઉં. તમે તમારે ત્યા ને હુ મારે ત્યાં."

"ઠીક છે, કબુલ છે. લે આ, પણુ જો જરાપણુ ફજેતી કીધી છે અથવા ફરીથી મારી પાસે જો કાઇ પૈસા કહાડવાની કોશેશ કીધી છે, તો એમ જાણુજે કે તું આ દુન્યામા અવતરીજ નથી."

આવી રીતે આપસ આપસમા ગોઠવણુ થઇ કે મેરીએ પીરોજશાહનો બંગલો ગુપચુપ બીજી સહવારે છોડી જવો, પોતાની સાથે સઘળાં પોતાના જણુસ કપડા અને પીરોજશાહે આપેલાં નોટોનો બંડલ સાથે લઇ જવા. તેણીએ થોડા વખતમા ઘણુ જવેરાત ખરીદી લીધું હતુ, તેણીની પાસે રેશમી કાપડનો સારો સંગ્રહ થયલો હતો, અને પીરોજશાહ પાસેથી આ સઘલા અરસામા લીધેલી રોકડ રકમ હજારોનો આંકડો દેખાડતી હતી. આવતી કાલે તેણી નિરાધાર થઇ પડનાર હતી, પણુ પાસે કેટલી પુંજી થઇ હતી તેનો વિચાર કરતી તેણી પોતાના બિછાનામાં પડી હતી, અને તે વિચારે તેણીનુ સઘલુ ધ્યાન એટલુ રોકી દીધુ હતું કે પીરોજશાહે તેણીને મુંબઇનુ એક ન્યુસપેપર વાંચવા આપ્યું હતુ, તે વાચવાને તેણી સદતર ભુલી ગઇ હતી.

મેરી મડમે પેહલેથી ધારી રાખ્યુ હતુ કે પીરોજશાહ સાથે મોડે યા વેહલે ઝઘડો જાગશે. તેણીએ પીરોજશાહને ઠગ્યો હતો તે ઠગબાજી ઉઘાડી પડશે એમ તેણીએ વકી રાખી હતી, અને તેથીજ તેણીએ પીરોજશાહને જેટલો નિચોવાય તેટલો નિચોવ્યો હતો.

તેણી બિછાનામાં પડીને વિચાર કરવા લાગી, "પણુ મારો ધણી બંધીખાનેથી છુટીને મને પાછો મળશે તો મારી પાસેનુ બધુ લઇ લેશે!

ને જો નહી આપીશ તો મને મારી નાખવાને ચુકશે નહીં. પીરોજશાહ તો ગ્રહસ્થાઇ જાળવીને સરકારના કાયદાને માન આપે છે, પણ મારો ધણી તો વિક્રાળ વાઘ છે, ને તે કાંઈ સરકારની દરકાર કરે તેવો નથી. તે તો મને લાત મુકકીની પેહરામણી કરીને થોડી પળમાં મને મોમ જેવી બનાવશે, ને મારૂં તેની આગલ કશુ ચાલશે નહી!"

આવા આવા વિચાર કરતા આખરે તેણીને પીરોજશાહે આપેલું ન્યુસપેપર યાદ આવ્યુ. એક ખબર ઉપર પીરોજશાહે લાલ સીસાપેનથી ક્રાપો દોરેલો હતો તેની તરફ તેણીનુ ધ્યાન ખેચાયુ. મુંબઇના આ ન્યુસપેપરમાં નિચલો ફકરો મેરી મડમની નજરે પડયોઃ—

"ખાન સાહેબ દાદીબા પી. જેહાંગીરે પોલીસને ખબર આપી છે કે તેનો નાનો જાલ નામનો દીકરો જે પુનામા એક ઓળખીતીને ઘેર રહેતો હતો તે ઓળખીતી બાઇને એક બીજી બાઇ ખોટુ સમજાવીને જાલને પોતાની સાથે લઇ ગઇ છે પોલીસ ધારે છે કે તે છોકરો હાલ કરાચીમા છે અને તે વિશે ઘટતી જોગ્તેજો કરે છે ખાન સાહેબ દાદીબા પણ પોતાના દીકરાની ખોળમા કરાચી ઉપડી ગયા છે."

આ ઉપલો ફકરો વાચીને મેરી મડમે ડોકુ ધુણાવ્યું. તેણીના મનમા શા વિચારો દોડ્યા તે વાચનારને પાછળથી જણાશે

જેમ શેકારી માચડો બાધીને શેકારની શોધમા આમ તેમ જોઇને બંદુક તૈયાર રાખે છે તેમ મેરી મડમ પોતાના દુષ્ટ કીનાના વિચારમાં રમતી હતી જેમ કરોળિયો પોતાના જાળામા માખ ક્યારે બેસે કે તેને પોતાના સપાટામા લઇ લે તેમ મેરી મડમ વાટ જોતી બેઠી હતી કે દાદીબા તેણીના સપાટામાં આવે તો કીનો લેવાય.

બીજી બાજુ ઉપર ખાનસાહેબ દાદીબા કરાંચીમાં એક મોટા હોટેલમા ઉતરયો, અને પોતાનો કોથલો ત્યાં મુકીને લાગલો કરાંચીનાં વડા પોલીસ મથક ઉપર દોડયો. ત્યા જઇને ત્યાંના વડા અમલદાર સાથે સઘળી

વાત કીધી. તે અમલદારે વાત દરમ્યાન કહયું, "ખાન સાહેબ, મી૦ પીરોજશાહ પતલુ કરાંચીના એક એવા આગેવાન ગ્રહસ્થ છે કે કાંઇ પણ પગલું અમે ભરયે તે અગાઉ અમારે સો વાર વિચાર કરવો ઘટે છે. અમે જાણયે છીએ કે પીરોજશાહ પતલુને ત્યાં એક છોકરો છે જે તમારાં વર્ણનને બરાબર મળતો આવે છે, પણ અમે એકદમ તેમના મકાન ઉપર જઈ શકતા નથી, તેમજ તે છોકરાને તેમની પાસેથી કોર્ટના હૂકમ વગર તેમના સ્વાધીનમાંથી ખેંચી લઇ શકતા નથી. હાલ તુરત તો તે છોકરો મી૦ પતલુના રક્ષણ હેથલ છે."

"પણ તે છોકરો મારો છે."

"હશે, અને નહીં બી હશે. પોલીસ આ બાબદમાં વચ્ચે પડી શકતી નથી. તે છતાં અમે અમારૂ બનતું કરીશુ. હાલ એક ડિટેકટિવ તેમના મકાન આગળ ભમતો રાખ્યો છે, અને જો તે છોકરાને તેની કહેવાતી માસી બાહેર લઇ જશે, અથવા તે છોકરાને કૈથે પણ લઇ જવામાં આવશે, તો પછી આગળ કેવા પગલાં ભરવા તેનો અમે વિચાર કરીશું, વાસ્તે હાલ તુરત તો સાહેબ મહેરબાન, કામ પડશે તો તમને તમારાં હોટેલમાં ચેતવણી આપીશું."

"વારૂં, મી૦ પીરોજશાહ પતલુના બંગલાનો પત્તો આપશો?"

"એ ગ્રહસ્થ એટલા જાણીતા છે કે તમને કોઇ પણ એ ધણીનું મકાન દેખાડશે, અથવા કરાંચીની ડિરેકટરીમાંથી તેમનું નામ ઠામ મળશે. દલગીર છીએ કે અમે તમને સરનામું આપી શકતા નથી."

પોલીસની વલાણ ઉપરથી સિધ્ધ થતું હતું કે મી૦ પીરોજશાહ પતલુના લાગવગ અને ધુજારાથી પોલીસ પણ તેમનાં કામની વચ્ચે આવવા ના પાડતી હતી. આ ઉપરથી પુરવાર થતુ હતુ કે તે કેવો જાણીતો માનીતો અને લાગવગવાળો શ્રિમંત શેઠ હતો. અફસોસ એટલોજ હતો કે તે મેરી ગડમ જેવી એક હલકા ખવાસની સ્ત્રીના સપાટામાં સપડાયો હતોઃ તેમાં પણ

અજાયબ થવા જેવુ કાંઈ નથી. ઘણા મોટાં માણસો જેઓ બોહલો અનુભવ અને બોહલા લાગવગ ધરાવે છે, તેઓની ભૂલ પણ તેમનાં બીજાં મોટા ગુણોના પ્રમાણમાં મોટી હોય છે, યાને બીજા બોલોમાં ખુલ્લું કહીએ તો મોટાં માણસો મોટી ભૂલ કરે છે.

દાદીબાએ પોતાના મુબઇના સોલીસીટર ઉપર એક લાંબો તાર કીધો અને તારથી તેની સલ્લાહ મંગાવી, પણ તેનો જવાબ આવે તે પેહલાં બીજેજ દિવસે પેલા કરાંચાના વડા પોલીસ અમલદારે દાદીબાને તેડાવી મંગાવ્યો.

"ખાન સાહેબ, જો કે ગઇ કાલે તમને અમે કહયું કે મી૦ પતલુના કામમાં અમે માથું મારી શકતા નથી, તે છતાં અમે તમારાં કામ ઉપર બેદરકાર નથી. અમને ખબર પડી છે કે તમારો દીકરો હાલ મી૦ પતલુના ઘરમાં નથી."

"ત્યારે કયાં છે?"

"તે એક ઉપ્યાણું છે. અમે જે ડિટેકટિવને ત્યાં આસપાસ ભટકતો રાખ્યો હતો તેણે તે છોકરાને બાહેર લઇ જતાં જોયો જેવો તે છોકરાને બાહેર લઇ જવામાં આવ્યો કે તેણે દોડીને આવીને અમને ખબર કહી."

"પણ તે છોકરાને કયાં લઇ જવામાં આવ્યો તે પોલીસ કહી શકતી નથી?"

"નહી, તે ડિટેકટિવને હૂકમ એટલોજ આપવામાં આવ્યો હતો કે છોકરાને બાહેર લઇ જવામાં આવે કે તુરત આવીને કેહવું. તેણે પોતાની ફરજ બજાવી છે. અલબતાં પોતાની સાદી સમજણ વાપરીને તેણે તે છોકરાની પૂઠ પકડી હોત, તો અમે ઘણા ખુશી થાત, પણ તેમ તેણે કીધું નથી."

"ટુંકમા ત્યારે મારા છોકરાનો પત્તો હજી કાંઇ નથી. હવે પોલીસ શું કરવાં માગે છે?"

"અત્યાર આગમજ દરેક પોલીસ સ્ટેશન ઉપર ખબર કરવામાં આવી છે, અને જે વખત જાય છે તેમાં પોલીસ હવે તમારા છોકરાંને શોધી આપશે. મી૦ પતલુને માટે પોલીસને માન છે અને અમે ધાર્યે છીએ ત્યાં સુધી આ બાબદમાં તેનો કશો હાથ નથી. મી૦ પતલુની ધણીઆણી કરાંચીમાં નવી છે, પણ આ બાબદમાં ફક્ત તેણીનો હાથ છે એમ લાગે છે, હવે તમે એ ફિકર રહો. પોલીસે આ બાબદ પોતાના હાથમા લીધી છે એટલે હવે અમે કાંઇ બી કરી શકીશું એવી આશા રાખ્યે છીએ."

"ત્યારે મારે શું બેસી રહેવું ?"

"હા સાહેબ, બીજું શુ કરશો? દરરોજ મને મળશો તો હું તમને બધી ખબર આપીશ. પણ શેઠજી, બીજાં શેહરોની માફક કરાંચીમાં પણ લુચ્ચા લફંગા અને ધુતારાઓ છે માટે તમે તમારી સંભાલમા રહેજો, નહી તો તમારા દાવા દુશ્મનો તમને કોઇ જાતના નુકસાનમા નહી ઉતારે."

જ્યારે તમને કોઇ માણુસ ચેતવણીરૂપી બોલો કહી સંભળાવે ત્યારે તે શબ્દો નકામાં છે એમ સમજીને એક કાને સાંભળીને બીજા કાને કહાડી નાખશો નહી, કારણ કે ખુદરત કાંઇ પણ માઠા બનાવની અગમચેતી બીજાં મનુષ્યના મોઢે બોલાવે છે. પોલીસ અમલદારે દાદીબાને ચેતવણી આપી હતી, તે સાધારણ હતી, પણ એ ચેતવણી આકાશવાણી હતી એમ આપણે આગલ ચાલતાં જોઇશું.

તે પોલીસના મથક ઉપરથી પાછો પોતાના હોટેલ તરફ ચાલ્યો. વખત સહવારના આઠ વાગેનો હતો. મોટા બંગલાઓ તરફથી પસાર થતાં તેની નજર એક બંગલાના ઓટલા ઉપર એક બાઇ ઉપર પડી. બન્નેની નજર એક થઇ, પણ તુરત તેણી અંદર ચાલી ગઇ. દાદીબા થોડી પળ ગભરાટમાં ઉભો, પણ બીજી પળે તે અંદર દાખલ થયો. અંદર ગયા પછી તે અને મેરી મડમ એક બીજાંને ટગર ટગર જોતાં ઉભાં.



## પ્રકરણ ૧૭.

---

### દીવાનશાળામાં.



દીબા પોતાના ધખારામાંજ હતો. તેનું ભાન ફક્ત પોતાના જાલમાં હતું. તે મેરી મડમને જોઇને વિચાર કર્યા વિના અંદર ઘુસી ગયો હતો, પણ તે પ્યારથી દોરવાઇને ગયો હતો એમ તો સમજવુંજ નહી. ખાલેસ પ્યારનો તત્વ તો તેના દિલમાં હતોજ નહી. જે કાંઇ આપ સ્વાર્થી હવસી લાગણી તેના દિલમાં મેરી મડમ તરફ હતી તે પણ અત્યાર આગમજ મરણ પામેલી હતી. ઉલટું, મેરી મડમ તરફ તેની લાગણી કડવી થયલી હતી, તેણીની તરફ ગુસ્સો, તેમજ ધિક્કાર તેના દિલમાં ઉતપન્ન થયલો હતો, વળી તે ધિક્કાર તેના મો ઉપરથી એટલો બધો સાબેત થતો હતો કે મેરી મડમ તેના મોં ઉપરથી પામી ગઇ હતી. તેના આંખના ડોળામાં એટલું ઝનુન પ્રગટી નિકળ્યું હતું કે મેરી મડમ તેની આંખ્યો જોઇનેજ બીહધી, કે રખેને દાદીબા કાંઇ નવું જુનું કરી નાંખે. ત્યારે શું દાદીબા બીજું ખુન કરવા જતો હતો!

પહેલું ખુન દાદીબાએ કર્યું હતું એમ મેરી મડમ જાણતી નહી હતી, નહી તો તેણી ત્યાં ઉભી પણ ન રહેત.

ખરૂં પુછો તો દાદીબા, જેની ઉપર તેણીનો ખરો પ્યાર હતો, જેની સાથે હમેશા સંપીને રહેવાને તેણી ખરેખર ખુશી હતી, જેને હાથમાં લેવા માટે તેણીએ તહરેવાર ઉંધા ચત્તાં પાટીઆં ગોઠવ્યાં હતાં, તે દાદીબાની આંખ્યો જોઇને તેણી એમ સમજી હતી કે તે દીવાનો બની ગયો છે.

દાદીબા એટલો ગુસ્સામાં આવેલો હતો કે કેટલીક મિનિટ સુધી તેણે મેરી મડમ સામે ડોળા ઘુરક્યા કીધા, પણ આખરે જ્યારે તેણે

બોલવાની કોશેશ કીધી, ત્યારે બોલ્યો "એ શેતાની ખસલતની દદા, એ સફેદ ડાકણુ, મારો છોકરો ક્યાં છે?"

મેરી મડમ જેણી અગાઉ પોતાની જીંદગીમાં એટલી ગભરાઇ ન હતી, તે હસી પડી, અને હિમ્મત પકડીને બોલી, "તારો છોકરો, તે તો તેની મમ્મા આગલ પોંહચ્યો બી હશે, કારણુ કે મારા વર પીરોજશાહને છોકરાંનો કંટાળો ગમતો નથી."

"આહ! જૂઠી! હુ જાણુંછ કે તું જૂઠુ બોલેછ! પીરોજશાહ તારો વર થાય નહી વારૂ? બોલ મારો દીકરો ક્યાં છે? તે અહીં કરાંચીમાંજ છે કરાંચીથી બિલકુલ બાહેર ગયો નથી."

"જ્યારે તમે બધુ જાણોછ ત્યારે મને કાઇ પૂછો ના."

આ સાંભળી દાદીબાના ગુસ્સાનો કશો પાર રહયો નહી. તે ઘેલા હાથી માફક છેડાઇ પડયો, ને તેણે વિકાળ વાઘ માફક મેરી મડમનો ટોટો પીસ્યો. તેણીને ભોંય ઉપર નાખીને તેણીનું ગળુ દાબીને બોલ્યો, "બોલ મારો જાલ કયાં છે? બતાવ."

મેરી મડમ બોલે પણુ કેમ? તેણીએ કાંઈ બોલવાની કોશેશ કીધી, કદાચ તેણીએ બૂમ પાડવાનો ઇરાદો રાખ્યો હોય, પણુ તેણી દાદીબાના હાથના દબાણુ હેથલ ગુંગળાઇને પડેલી હતી. તેણીનું ગળું એટલુ બધુ દબાયલું હતુ કે તેણીના ડોળા જાણે બાહેર નિકળી પડતા હોય તેમ તેણીનુ મોં લાગ્યું, અને સારા નસિબે દાદીબાને એટલી સુધ્ધી આવી ગઇ કે આ કમજાત બૈરીનો પ્રાણુ નિકળી જશે, અને તેથી તેણે દબાણુ ઓછું કીધું, અને છેવટે તેણીને બાજુ ઉરાડી નાખીને બાજુ જઇને ઉભો. તેણીને ફેકી દીધી તે વખ્તે તેણીનું માથું કોચની બાજુએ અફળાયું, ને તેથી તેણીનાં માથામાંથી લોહીની ધાર વેહવા લાગી, પણુ તે તેણે જોયુ નહી. તેનું ધ્યાન હવે શુ કરવુ તેમાં હતુ. તેણે મેરી મડમ ઉપર વધુ હુમલો કીધો નહી, પણુ ઘેલા છેડાયલા હાથી માફક આમથી તેમ ઓરડામાં બુમ બરાડા મારતો ફર્યા કીધો, અને મોટે મોટે બોલવા લાગ્યો, "તેં

મારા સંસારનું સત્યાનાશ કીધું ! મને મારો છોકરો આપ કે પેલી મારી ગાય જેવી ગરીબ તેહમી જેને મેં ઘણો ગેરઇનસાફ કીધોછ, તેને લઇ જઇને આપું. આહ ! મારી તેહમી, કેવી ભલું માણસ છે ! જો એ કુટણી, તું મને મળી નહી હતે તો મારૂં ઘર ભાગતે નહી, મારા સંપીલા સંસારમાં સડો લાગતે નહી."

પોતાની હરિફ તેહમીનું નામ સાંભળીને મેરી મડમને જબરો ચટકો લાગ્યો, અને તેવોજ ચટકો લગાડવા તેણી કોચ આગલથી માથું દાબતી દાબતી ઉઠીને બોલી, "અંહ ! કેવો સંપીલો સંસાર ! ત્યારે તેમાં પેલો અદી ઇસ્કી કેમ આવ્યો !"

"અદી ઇસ્કી ! મરવા દે તેને ! અરે પણ હું ભૂલ્યો તે તો બિચારો મરણ પણ પામ્યો ! આહ મારી તેહમી, કેટલી પાકજાદ કે તેણીએ પોતાની હોરમતની જાળવણીને ખાતર તેનો જીવ લીધો ! એ મેરી, એ ડાકણ, મને મારો છોકરો ક્યાં છે તે દેખાડ, નહી તો, જેમ તેહમીએ અદીનો જીવ લીધો, તેમ હુ તારો જીવ લઇશ."

મેરી મડમના માથાંમાં વાગ્યુ હતુ, અને લોહી નિકળતું હતું, તે છતાં તેણીએ સમય સૂચકતા ખોહી હતી નહી. દાદીબા ધૂમ બખાડતો હતો તેને બખાડવા દીધો, ને જવાબ આપતી ગઇ, ને જરા જરા દરવાજા આગલ ખસ્તી ગઇ, ને દાદીબા નભરવસ ઉભો હતો તે લાગ જોઇને તુરત બારણામાંથી બાહેર નિકળીને તેણીએ બાહેરથી દરવાજો બંધ કર્યો.

આટલી હિમ્મત પછી મેરી દરવાજાની બીજી બાજુએ જખમના દુઃખારાથી બેસુધ્ધ થઇ ફસડાઇ પડી.

દાદીબા હવે ખરેખર દીવાનો બન્યો. તેના ગુસ્સાનો કાંઇ પાર રહયો હતો નહી. તેણે બારણામાં છુટા સાથની લાતો મારવા માંડી, અને એક છેડાયલો હાથી જેમ ઝાડોનો નાશ કરે, તેમ જે હાથમાં આવ્યું તે ફેંકવા માંડયું. તેણે ઓરડામાં કેટલીક ચીજો ભોંય ઉપર ફેંકી, કેટલીક

બીજો બારીએથી નાખી દઇ બાજી નાખી. બારણું ઉઘડે એવું નબળું હતું નહી. આ સઘળો બનાવ બંગલાના પેહલા માળ ઉપર બન્યો હતો, પણ પેહલા માળની બારી કમપાઉન્ડથી ઘણી ઉંચી હતી, અને તેથી કુદકો મારી શકાય તેમ ન હતું. ખાસો અરધો કલાક નિકળી ગયો, અને જેમ જેમ વખત થતો ગયો તેમ તેમ દાદીબાની ગરમી વધતી ગઇ, ને તે એક ખરેખરો દિવાનો બની ગયો હોય તેમ બકવા ને ભાંજ ફોડ કરવા લાગ્યો.

આખરે તેની નજર વીજળીના બટન ઉપર પડી, તે બટન દાબતાં મેરી મડમની આયાએ તે વીજળીની ઘાટરડી સાંભળી, તેથી તેણી દોડતી આવી, અને તેણી બારણું ઉઘાડવા જતી હતી, તેટલામાં મેરી મડમે ડોળા ઉઘાડયા, ને બોલી, "અંદર એક ઘેલો માણુસ ભરાયલો છે તેણે મને નાખી દીધી તેથી લોહી નિકળેછ, વાસ્તે તું બારણું ઉઘાડતી ના. દોડ જા નેં ડાકટર ફરેરાને બોલાવી લાવ; કહે કે મેહરબાઇ બોલાવેછ."

. ડાકટર ફરેરાને બોલાવવાનું કારણ? માથામાં પડેલા જખમની સારવાર કરવા માટે? તેણીએ હિમ્મત પકડીને જખમ પાણીએ ધોઇને તેની ઉપર થોડી ધુળ દાબીને રૂમાલે પાટો બાંધ્યો, અને લોહી થોડી પળમાં બંધ થઇ ગયુ.

ડાકટર ફરેરા મેરી મડમનો એક દોસ્ત હતો. કરાંચીમાં થોડા દહાડામાં ફરેરા સાથે મેરી મડમને ઘાડી દોસ્તી પડી હતી. મરદ જાતને કેમ હાથમાં લેવા તેની કળ મેરી મડમના હાથમાં 'હતી. ડાકટર ફરેરા આ ગોરી પારસણના સપાટામાં આવેલા હતા એટલે મેરી મડમે તેડું મોકલ્યું કે બીજું બધું કામ પડતું નાખીને દોડતો આવ્યો.

ડાકટર ફરેરાએ આવીને તુરત જોઇ લીધું કે મેરી મડમને સખ્ત વાગ્યું હતુ, પણ તેણીએ ડાકટરને નિચે પ્રમાણે કહયું, "લોહી બંધ થયું છે વાસ્તે મારી વાત પછી. એક બે દહાડામાં મારો જખમ

સારો થઇ જશે, પણ ઓરડાની અંદર એક દીવાનો માણુસ છે તેને અહીંથી ખસેડો. તે કહેછ કે મારો છોકરો લાવ. હું કાંઇ જાણુતી નથી કે તેનો છોકરો કોણુ? જાલ મારી બેહનનો છોકરો છે તેને એ પોતાનો છોકરો કહેછ ને તેને માગેછ" ડાકટર ફ્રેરાને આ બાબદની કશી માહીતી હતી નહી. જે તેણીએ તેને કહયું હતું તેટલું તે જાણુતો હતો, અને તેણી જે કહેતી હતી તે ખરૂ માનતો હતો.

"ઠીક છે મારાં વાહલા મેહેરબાઇ, એમ કાઇ બનવુ નહી જોઇએ. એ માણુસથી બીજાના જીવને જોખમ રહે છે. વાસ્તે જો જરૂર પડશે તો છેવટના ઉપાય લેવા પડશે. મને પોલીસ સાથે સારૂ છે."

"નહી નહી, ડાકટર ફ્રેરા, પોલીસ બોલીસની વાત ના કરતા. એવા કામમા પોલીસને વચમા પડવા દેશો ના. પોલીસ મરે, પોલીસથી કોઇનુ ભલું થતુ નથી, અને હું પોલીસથી ઘણી બીહું છું, તમારી ખાનગી દીવાનશાળા છે ત્યાં એ પારસીને લઇ જાઓ. હાલ તુરત ગુપચુપ એને તમારે ત્યાં ઉઠાવી જાઓ, આસ્તે ધીરે એનાં સગાં વાહલાં, જેઓને હુ ઓળખુ છું, તેમને ચેતાવીને પછી તેમને બોલાવીને એને સોંપીશુ. તેટલા એટલું મારૂં કામ કરો કે જરા બી હોહા કર્યા વિના એને ગાડીમા પતાવી સમજાવીને બેસાડીને તમારે ત્યાં લઇ જાઓ, ને એની બરદાસ્ત લેજો. મારૂ એટલુ કામ કરો, ડાકટર, હું તમારી પરથી બધી મરી જઇશ."

"એના સગાંવાહલાં છે? એ પરણેલો છે કે?" ડાકટરે પૂછ્યુ.

"એના સગાંવાહલાં ઘણાં છે. મને એની બૈરી સાથે ઘણું સારૂ છે. તે છોકરી ઘણી ઉછાછળી અને ખરાબ લક્ષણુની છે, તેના બળાપાથીજ એનું મગજ ખસી ગયું છે, પણુ તે છતાં એની બૈરી ઉપર હું આજે આગળ લખીને નાખીશ. જુવો જુવો, ઓરડામાં કેવું તોફાન કરેછ! ઓરડામાં બધું ભાંજીને ભુકો કરી નાખ્યોછ!"

ડાકટર ફ્રેરા આ બધું સમજીને વિચારવા લાગ્યો કે આવા ઘેલા માણસને દીવાનશાળામાં પૂરવા સિવાય બીજો છૂટકો નથી, પણ એને અહીંથી ગાડીમાં બેસાડીને લઇ જવો કેમ તે એક મુશકેલી હતી. વળી ડાકટર પોતાની આબરૂથી બીહતો હતો તેથી તેણે પૂછ્યું, "આ તમારી આયા ઉપર તમને વિશ્વાસ છે કે? તેણી ભરમ ફોડી દેશે તો?"

"નહી, ડાકટર બિહો ના. પૈસાથી એનું મોં બંધ કરીશું. પૈસાથી વિશ્વાસ ખરીદી શકાય છે."

"ઠીક છે, તમે બાહેરજ રહો, હું અંદર જાઉંછ, ને જોઉં," એમ કહીને ડાકટર બારણું ઉઘાડીને અંદર ગયો.

મેરી મડમ અને આયા ત્યાંથી ખસી ગયાં. ડાકટર જાણે અજાણ્યો હોય તેમ પુછવા લાગ્યો, "કેમ બા તમે અંદર શું કરોછ?"

બીજો બીન અનુભવી માણુસ જેને દીવાનાઓનો અનુભવ નહીં હોય, તેઓ એમજ સમજત કે દાદીબા દીવાનો છે, પણ ડાકટર ફ્રેરા તુરત સમજી ગયો કે આ માણુસ દીવાનો નથી પણ ફક્ત ઘણો ઉસ્કેરાયલો છે, પરંતુ થોડા દાહડા આશાયશ મળવાથી તેનું મગજ શાંત થશે એવા અનુમાન ઉપર તે તુરત આવ્યો હતો.

ડાકટરની હાજરીથી અથવા ડાકટર પાસે કાંઇ જાદુઇ દવા હતી તેથી, કોણ જાણે, પણ દાદીબા ડાકટરને તુરત તાબે થયો. ડાકટરે બંધ બારણાંની ગાડી મંગાવી અને દાદીબાને માણુસો પાસે ઉંચકાવીને ગાડીમાં બેસાડયો ને પોતાની દિવાનશાળા તરફ હંકારી ગયો.

ગાડી હંકારતાં જોઇને મેરી મડમ ખુશી થઇને બબડી, "બચ્ચા દાદીબા, જ્યાં સુધી તું તારી તેહમીને સદાની પડતી મુકે નહી, ને મારો પ્યાર કબુલ કરે નહી ત્યાં સુધી હવે તારો છૂટકો થાય એમ કદી માનતો ના."

દાદીબાનો નિકાળ કહાડયા પછી હવે તેણીને ધ્યાન આવ્યું કે કાંઇબી કરીને હવે પીરોજશાહનો બંગલો છોડી જવો જોઇએ, કારણ કે તેણે તેણીને હુકમ કર્યો હતો કે જે લેવું હોય તે લઇને અહીંથી જતું રહેવું.

દાદીબાએ ઓરડામાં સઘળું ઉંધું ચત્તું કરી મેલ્યું હતું પણ મેરીનાં સારાં નસીબે તેણીની ટેબલને હાથ લગાડયો ન હતો. જો ધ્યાન ઠેકાણે રાખીને તેણે ટેબલમાં પડેલાં કાગળો તપાસ્યાં હોત, અને તે જો પોતાના ગજવામાં સેરવી દીધાં હોત, તો મેરી મડમ તેના સપાટામાં આવત, પણ હજી તેણીનો દાહડો પાધરો હતો, તેથી તેને તેવો કશો વિચાર આવ્યો ન હતો."

તેણીએ જે લેવું હતું તે લઇ લીધું, અને કોઇને કાંઇ કહયા વિના, અથવા કાંઇ પણ ચેતવ્યા વિના, તેણીએ ગાડી મંગાવી અને તેમાં બેસીને તેણી પીરોજશાહ પતલુનો આસરો છોડીને ચાલતી થઇ, પરંતુ કરાંચીમાંથી હાલ ચાલી જવાય તેમ નહીં હતું, માટે તેણીએ હાલ તુરત એક હોટેલમાં ઉતરવાનો ઠરાવ કીધો હતો. ત્યાં પોતાની ત્રંકો મુકીને તેણીએ ડાકટર ફ્રેરેરાની ઉડની મુલાકાત લીધી.

"ડાકટર, એ પારસીને એવી રીતે રાખવો કે કોઇને ખબર પડે નહીં, પોલીસ તેમજ તેનાં સગાંવાહલાં કોઇ તેને મળી શકે નહીં તેમ આ કામ થવું જોઇએ. તમે મારી દોસ્તીના ખાહેશમંદ છો તો એક દોસ્ત તરીકે મારૂં એટલું કામ કરી બતાવો."

"મેં એને એવો એકાંત રાખ્યો છે, ને વળી મારો દીવાનાંનો વાર્ડ એટલો અલાહેદો છે કે ત્યાં કોઇને પણ મારી રજા વગર જવા દેવાનો હુકમ નથી."

આવી રીતે સઘળો બંદોબસ્ત કરીને, સઘળા રખેવાળોના હાથમાં અકેકી નોટ સેરવીને, મેરી મડમ હોટેલ તરફ પાછી ફરી. પરંતુ ગાડીમાં તેણી હંકારી જતી હતી, ત્યારે સામેથી પગે ચાલતા ખાનબાહદુર નરીમાન અને રૂસ્તીમ બૅરિસ્ટરને સાથે જોઇ તેણી ચોકી તેમજ ગભરાઇ.



# પ્રકરણ ૧૮.

## ફરીથી આશાનું કીરણ.



કહો, માણુસના સાવધ મગજ ઉપર નિચલી બે પ્રકારની જાસ્તીમા વધારે ખરાબ કયી? એક સાવધ માણુસને ખરેખર નિર્દોષ હોવા છતા ગુનેહગાર ઠેરવી બંધીખાનામા પુરે, અને બારણુ બંધ કરે, અને તેવી હાલતમાં તે બિચારાની આશા ભંગ થઇ જાય, દોસ્તો તેને છોડી ચાલી જાય, પ્યારમા નિષ્ફળતા મળે, ઘરબાર બાગી પડે, અને સાત વર્ષના એકાતપણુામાં ન ખમી શકાય અને ન વર્ણવી શકાય એવુ દુઃખ થાય તે માણુસ, કે એક માણુસ જે પોતે જાણે કે હું પુર અક્કલ હુસ્યારીમાં છુ, તે છતા તેને દીવાનો ઠેરવીને દિવાનશાળામા પુરે, અને પુર સાવધ હોવા છતા તેની આજુબાજુનાઓ તેને ઘેલો ધારીને તેની દરેક વાત સાભળીને હસી કાહડે તે માણુસ?

જો કોઇબી માણુસના મગજ ઉપર વધારે ઘસારો થયો હોય, જો કોઇના બી મગજની સર્વથી સરસ કસોટી થઈ હોય, તો તે દાદીમાના મગજની હતી. તેની બાયડી તેનાથી વીખુટી પડી હતી, અને તેણી વળી તેને પાછી મળી હતી. જે ઘડીએ તેને સમજુતી કરીને ખુશાલી મેળવવાની તક મળી હતી, તેજ ઘડીએ મોહોતે ડોળા ઘુરકીને તેને ગભરાવ્યો હતો. ડાકટરે કહયુ હતું કે તેણી ઉંઘમાંથી ફારેગ થાય ત્યારે જો તેણીનો ધણી અને દીકરો આગલ હશે તો તેણીનુ મગજ ઠેકાણે આવશે, તે છતાં તેણી ઉંઘમાંથી ઉઠે તે વખતે તેણીનો ધણી અને દીકરો આગલ હોઇ શકે નહી તેવી હાલતમા તેણી આવી પડી હતી. આ વાતથી દાદીમાના મગજની કેવી કસોટી થઇ હતી, તેના મગજ ઉપર કેવુ દુઃખ અને નાચારી આવી પડી હતી. વખ્તે તેહમી મરણુ પામી હશે એવા વિચારથી તેનું

મગજ અને શરિર કેવાં ધુજ્યાં હશે. પોતાની નાચારી અને પોતાની અશક્તિથી દાદીબાની નિરાશીનો પારજ રહયો ન હતો. અને તે એટલાં સુધી કે ગમગીની અને અફસોસથી દાદીબાના બાલ એકદમ સફેદ થઇ ગયા હતા, અને તેનો જવાન ચહેરો બદલાઇને તે બુઢો દેખાવા લાગ્યો હતો. જે દીકરાને તે પોતાના પાસામાં દાબવાની આશા રાખતો હતો તે કોણ જાણે ક્યાં હતો! જે ધણીઆણીની જીંદગી તેની હીલચાલ ઉપર લટકી રહેલી હતી તે કોણ જાણે સારી થઇ હતી કે મરણ પામી હતી તે તે જાણતો હતો નહી! જે બાયડીને તેણે પોતાના સાથી તરીકે તજી દઇને શેતાન ગણી હતી તેણીની શેતાન્યત આજકાલ ફાવી હતી! અને તે, તેણીના હાથમાં પકડાયલા શેકાર માફક ભલુ કે બુંડુ કરવાની શક્તી ધરાવતો ન હતો!

જેમ જેમ દાદીબા કહેતો હતો કે હું સાવધ છુ તેમ તેમ તેને વધારે દીવાનો ધારવામાં આવતો હતો. તેની આજુબાજુનો દેખાવજ તેને ઘેલો બનાવવાને પુરતો હતો. જ્યા તે જોતો ત્યાં દીવાના ફરતા હતા. દીવાનાની સંગતમાં સાવધ દાદીબા પણ દીવાનો બની જવાની ધાસ્તીમાં હતો. દિવાનશાળાની હવા બીજા સાજા માણસને ઘેલો બનાવવાને પુરતી છે કહે છે કે દિવાનશાળાની નર્સો, નોકરો, અને ડાકટરો કેટલીક વખત દીવાના થઇ જાય છે, અને એ વાત માન્ય કરવા જેવી છે કારણ કે ત્યાંની આબોહવામાં ઘેલાપણું મિશ્ર થયલું હોય છે.

દાદીબાને દિવાનશાળામા લઇ જઇને બેસાડયો કે તુરત તેણે આજુબાજુ જોઇ લીધું કે ભેજાના ધસેલાં માણસોથી તે ઘર ચીકાર હતું. કેટલાકો તેને જોઇને હસતાં હતાં, કેટલાંકો તેની આગલ આવીને વાંકા વળીને તેનું મોં જોવાં લાગ્યા. કોઇ તેનો હાથ તાણતું, તો કોઇ તેની આમલ ન સમજાય તેવું ઘેલુ ગાડું બકી જતું હતું. ટુકમા ત્યાં જેટલાં દીવાનાં હતાં તેમાંનું દરેક પોતાના મનમા એમ સમજતું હતું કે મારા સિવાય બીજાં બધાં દીવાનાં છે.

જાહેર દીવાનશાળામાં અને ખાનગી દીવાનશાળામાં ફરક છે અને તે એ કે જાહેર દીવાનશાળામાં દીવાનાંઓને સાજાં કરવાની કાંઇ કોશેશ થાય છે, પણ ખાનગી દીવાનશાળા જ્યાં માસીક પગારે દીવાનાંને રાખેલાં હોય છે તેઓને સાજાં કરવાની કશી સાચી કોશેશ કરવામાં આવતી નથી, અને તેવી ખાનગી દીવાનશાળામાં દાદીબાને પુરવામાં આવ્યો હતો, જ્યાં દીવાનાપણું દુર કરવાને બદલે દીવાનાપણાને નજદીક બોલાવવામાં આવતું હતુ.

દાદીબા કાઇ બોલતો તો દીવાનાંઓ હસતાં હતાં. તે કાંઇ ફરિયાદ કરતો હતો તો ડાકટર કે વાર્ડ બૉય કોઇ દાદ લેતું હતું નહી. આથી છેવટે દાદીબાએ ચુપકીદી પકડીને આખ મીચીને પડી રહેવાનું પસદ કીધું. તે બીહતો હતો કે રખેને આ ઘેલાંઓની વચમાં મારૂં મગજ ખસી જાય. આથી તેણે પોતાના હોઠ બધ રાખીને આંખ મીચીને પડી રહેવાનો નિશ્ચય કીધો હતો.

આ ખાનગી દીવાનાની હૉસ્પીટાલમાં ડાકટર ફરેરાએ દીવાનાઓના સગાંવાહલાંઓને જોવા આવવાની છૂટ મેલી હતી. અઠવાડિયાના ચોક્કસ દિવસોએ બાહેરના કોઇ પણ લોક આ દિવાનશાળાની મુલાકાત લઇ શકે એવી ગોઠવણ કરવામાં આવી હતી, જેમાં અલબતા ડાકટરને તો ફાયદોજ હતો, કારણ કે આમ થવાથી તેનું ખાતુ લોકોની જાણમાં વધારે આવતુ હતું.

આખરે, દાદીબાનો દૈવયોગે છૂટકારો થયો, કારણ કે તેના આ ન સહન થઇ શકે તેવા દુખમાં તે ખુદાને વીસર્યો ન હતો. તે પોતાના આવા સંકટમાં ખુદા ઉપર વીશ્વાસ રાખીને બેઠો હતો, અને જેણે તે કીરતાર ઉપર વીશ્વાસ રાખ્યો તેને કિરતારની મદદ અજબ રીતે અને ન ધારેલી રીતે મળે છે. એક દિવસ તે પોતાના ઓરડામાં માથું નિચું નાખી દઇને ગમગીનીમાં બેઠો હતો, અને વિચાર કરતો હતો કે જે વખત જશે તેમાં મારૂ મગજ હવે ખસી જશે, તે વેળા તેને યાદ આવી કે આજે બાહેરના લોકો દીવાનશાળાની મુલાકાત લેવા આવશે. અત્યાર

સુધી ઘણા લોકો દિવાનશાળાની મુલાકાત લેવા આવ્યાં હતાં, પણ ડાકટર તેમજ મદદનીશ નોકરો ઘણી સંભાળ રાખીને દાદીબાને વીઝીટરો સાથે વાતે વળગવા દેતા હતા નહી—તેણે એક બે વાર કાગળની કાપલી ઉપર એ બોલ લખીને વીઝીટરોના હાથમાં છુપી રીતે ચીઠી મુકવાની કોશેશ કીધી હતી, પણ વીઝીટરો તેને ઘેલોજ માનીને તેનાથી દુર હટી ગયા હતાં, અને તેમ કરતાં તેઓ બડબડયાં હતાં કે "બિચારો કેવો તદન ઘેલો છે !"

આજનો દિવસ વીઝીટરોનો હતો. કોઇ ઓળખીતું માણુસ વીઝીટર તરીકે આવી જાય તે માટે દાદીબા ઘણો ,ઇંતેજાર રહેતો હતો. તેટલામાં પાસેના ઓરડામા કોઇનો સાદ આવ્યો તે સાદ તેને કોઇ જગે સાંભળ્યો હોય તેમ લાગ્યુ તેથી તે ઓરડામાં તેણે ડોકયું કીધુ, અને જોય છે તો ખાનબાહદુર નરીમાન અને તેની સાથે કરાંચીમાં જે છુપી પોલીસના અમલદારને દાદીબા મળ્યો હતો તે બન્ને સાથે વાત કરતા હતા. ખાનબાહદુર નરીમાન જાહેરમાં કશો ઘોંઘાટ કરયા વિના આ છુપી પોલીસના અમલદારને સાથે લઇને કરાચી શેહરની જોવા અને જાણુવા જોગ જગાઓની મુલાકાત લેવાના બાહાને દાદીબાની શોધમા નિકળ્યો હતો.

ખાનબાહદુર નરીમાને દાદીબાને જોયો, ઓળખ્યો, અને પોલીસ અમલદારને બે બોલ હરૂસે કહયા. ચંચલ અમલદાર તુરત બધું સમજી ગયો. તેજ દાહડે તાબડતોબ દાદીબાના છુટકારાનો હુકમ મેળવીને ડાકટર ફ્રેરાને કેદ પકડવાનુ વારંટ નિકળ્યુ, અને તે રાત્રે ડાકટર ફ્રેરા બધી ખાનામાં પડયો.

આ બનાવ કરૂણારસીક નિવડવાનો ભય થોડી પળ સુધી દેખાયો. ખરી વાત કે દાદીબાનો દીવાનશાળામાંથી છૂટકારો થયો. ખરી વાત કે તે હાલ ભયમાં નહી હતો. તેના દીકરાનો પત્તો હવે જલદીથી મળશે એવી આશા પણ જલદી ફલીફુત થશે એમ જણાતું હતું. મેરી મડમની હાર થઇ ને તેણી નિચી પડશે એ પણ ખાત્રી પર્વક હતુ, પણ દાદીબાના મગજ ઉપર આ અચબુચ ફેરફારથી જબરો આંચકો લાગ્યો હતો. આ

ન ધારેલા અચગુચા છુટકારા પછી દાદીબા નીરોગ્ય થઇ ગયો હતો, અને તેનુ મગજ ખસી જશે એવો ભય સર્વેને લાગ્યો, કારણ કે દીવાન શાલાની બાહેર આવ્યા પછી તે ઘેલા ચેડા કાહડવા લાગ્યો. તે સોગંદ લઇને મોટે મોટે બોલવા લાગ્યો કે મારા દુશમનો ઉપર કીનો લઇશ, ને તેમને મારા હાથે હાર કરીશ. તે મોટે મોટે કહેવા લાગ્યો કે મારા દીકરાને આખા હિંદુસ્તાનમાથી હુંડી કહાડીશ. તે ઘેલાની માફક દોડીને તાર આપીસમા ગયો ને તેહમી ઉપર તાર કીધો કે હુ તારી તરફ વફાદાર છુ વાસ્તે આશા છોડતી ના હોટેલમા ગયા પછી ખાનબાહદુર નરીમાને દીઠુ કે દાદીબા ઉપર સખ્ત તાવનો હુમલો થયો હતો. તે તાવમાં ઘડીમા તે તેહમીનાનુ નામ દઇને રડતો હતો, અને તેહમીનું નામ દઇને બીછાનાને ચુમીઓ લેતો હતો. તે તાવની ઝુમમાં એક વાર ચાદરને ગાંઠ દઇને બોલ્યો, "ચાલો હવે મેરી મડમ ગુગળાઇ મરશે." વચમાં વચમા તે પોતાના દીકરા જાલને યાદ કરીને રડતો હતો.

જેવી રીતે ખાનબાહદુર નરીમાને દાદીબાની સારવાર કીધી તેવી રીતે કોઈ કસાયલી નર્સ પણ મેહનત કરી શકત નહી. થોડા દાહડા રાત ને દિવસ ખડે પગે આગલ રહીને તેણે દાદીબાને સાજો કર્યો. તેટલા અરસામા પોલીસ આ કેસની જુસ્તેજો કરતી હતી તેમાં પણ નરીમાને પોતાનો ભાગ ખતથી બજાવીને પોતાનાથી બનતી મદદ કીધી હતી. દાદીબા જરા ઉઠવા બેસવાને શકતીવાન થયો કે ખાનબાહદુર નરીમાને મુબાઇ ઉપડી જવા સ્ટીમર ઉપર પેસેજ નોધાવી, અને એક ફર્સ્ટ ક્લાસ સ્ટીમરમા દાદીબાને લઇને તે મુબઈ આવવા ઉપડયો.

ખાનબાહદુર નરીમાન સિવાય બીજો કોઇ સાથે નથી એમજ દાદીબા ધારતો હતો. નરીમાન દાદીબાને ઝાઝુ બોલવા દેતો ન હતો, તેમજ તેને ઝાઝુ પુછતો પણ ન હતો, પરતુ દરિયાની હવાથી એક દિવસમા દાદીબાની તનદરોસ્તીમા એટલો ફેરફાર થયો કે જાણે અજાયબીની વાત!

સ્ટીમર ઉપર દાદીબા નરીમાનને કહેવા લાગ્યો, "નરીમાન, ખુદા તને સુખી રાખે! અને તને લાબી ઉમર બક્ષે. દોસ્ત હોય ને તારા જેવા

હોય તો દુન્યામાં દોસ્તીના નામને હલકુ નહી લાગે. તારા કરતાં બીજો કોઇ વધારે દયાલુ અને દીલસોજ દોસ્ત દુન્યામાં નહીજ હશે. જો તારી મદદ ન મળી હોત, તો આજે હુ મરણ પામ્યો હોત."

આજે એવા પણ કેટલાક જણ હસ્તી ભોગવે છે, જેઓ દોસ્તીના ઉંચા નામે દગાનો નિચ પેશો અખત્યાર કરે છે, અને પોતાના ભોલા ભલા અને નિરદોષ મિત્રોને અસ્તમ પસ્તમ સમજાવીને, તેમને આડે માર્ગે ઉતારીને તેમને નુકસાનમાં ઉતારીને અને તે બિચારા નિરદોષોની ઠેકડી અને મજાક કરાવીને પોતાના દગાખોર અ ત કરણને ગીલગીલ્યાંનો મલમ લગાડીને ખુશ કરે છે, પણ નરીમાન તે કિસમનો મિત્ર ન હતો. તેનુ અ તઃકરણ શુધ્ધ હતુ અને તે દાદીબાનો સાચો મિત્ર હતો.

દાદીબાને જરા પણ ઉશ્કેરવા નરીમાન રાજી ન હતો, પર તુ આ બનાવની માહે એક પરડો ઉચકાવા હજી બાકી હતો, અને તે પરડો ઉચકાય તો દાદીબાને તેમા કશુ નુકસાન થાય એમ ન હતુ.

સ્ટીમર ઉપર રૂસ્તીમ બૅરિસ્ટર નરીમાનની સાથે થયો હતો. બન્ને જણ ઘડી ઘડી દૂર જઇને વાતે વળગતા હતા તે જોઇને દાદીબાને કાઇ શક લાગ્યો હતો તેમના વચ્ચે થયલી વાત મૂખ્ય આ હતી·—

"કેમ બધુ ઠીક છે?" નરીમાને રૂસ્તીમને પૂછ્યુ.

"જોઇએ તે કરતા ઠીક છે," રૂસ્તીમે જવાબ દીધો

"ક્યા છે?" નરીમાને પૂછ્યું.

"મારી કૅબીનમાં સુતેલો છે," રૂસ્તીમે જવાબ દીધો.

"દાદીબા સાથે મેળવ્યે?"

"જો એ ઉશ્કેરાઇ નહી જાય તેમ હોય તો."

"નહી, ઉલટું એની તન્દરોસ્તીમાં જલદીથી સુધારો થશે," નરીમાને કહ્યુ.

આ બન્ને બાહદુર અને સાચા મિત્રો ધીરે રહીને દાદીબાને રૂસ્તીમ બૅરિસ્ટરની કૅમ્પીનમાં લઇ ગયા, જ્યાં દાદીબાએ એક છોકરાને સુતેલો દીઠો. આ છોકરો દાદીબાનો દીકરો જાલ હતો. તેનાં હાથમાં તેહમીની સબી હતી. તે પોતાની માની સબી સાથે રમતાં રમતાં સુઇ ગયો હતો.

"ઓહ! મારો દીકરો જાલ! ખુદા! તારી કેવી મેહરબાની!" એમ કહીને દાદીબા તેને વળગી પડયો.

જાલ પણ જાગી ઉઠયો, અને પોતાના બાપને વળગી પડયો. આ બાપ દીકરા અતી વાહલથી ભેટતા હતા, તે વારે રૂસ્તીમ બૅરિસ્ટર અને ખાનબાહદુર નરીમાન પોતાના દિલમા ખુશાલી અને સંતોષ સાથે આ દેખાવ જોતા ઉભા હતા.

પરમેશ્વરે આ સૃષ્ટિમા દુઃખ સુખની જોર પેદા કરી છે. ઘડીમાં સુખ તો ઘડીમા દુખ. સુખ જેમ લાબી વાર ચાલુ રહેતું નથી, તેમ દુઃખ પણ વધુ વાર રહેતું નથી તે પ્રમાણે આ વારતામા પણ એક બાજુથી મન નિરાત તો બીજી બાજુથી મન ઉચાળ બને છે, અને એક માઠો બનાવ બને છે તો તુરત તેની જોડેજોડ સારા સમાચારની વધામણી થાય છે. એજ પ્રમાણે કુદરત દુન્યામા ફરતું ચક્કર સારા અને માઠા બનાવોના મિશ્રણથીજ બનેલુ છે.

રાત્રે સઘળા સુઇ ગયા, ત્યારે મધ્ય રાત્રે દુટક ઉપર બે માણસો સાથે ફરવા લાગ્યા તેઓ આમ તેમ આટા ખાવા લાગ્યા, પણ તેઓ એક બીજા સાથે વાત કરતાં ન હતા, પણ ચુપ હતા. એક પોલીસ અમલદાર હતો અને તેની સાથે મેરી મડમ પોતાના નસીબને રડતી સાથે ચાલતી હતી. બીજી બાજુ ઉપર તેજ રાત્રે મુબઇમાં તેહમી બિછાનામાં સુતી સુતી જાગૃત હાલતમા વિચાર કરતી હતી કે "મારો દાદીબા મને વીસર્યો નથી, ને જાલ બાપ સાથે સહીસલામત છે ખુદા, તારા શુકરાના! તુ અમારો નેગહેબાન છે તો અમને કોઇ બીજાની કશી પરવા કરવાની જરૂર નથી!"



# પ્રકરણ ૧૯.

## સ્વપ્નો.



ક બાજુથી સ્ટીમર મુંબઇ તરફ હંકારતી હતી તેમાં દાદીબા પોતાની તેહમીને, અને જાલ પોતાની માને મળશે ત્યારે કેવો આનંદ થશે તેના ખ્યાલમાં હતા, બીજી બાજુથી તેહમી જેણી સાજી થઇ હતી, અને ફરહર કરી શકતી હતી, તેણી પોતાનો સુકાયલો ચેહરો આરસીમાં જોઇને મનમાં વિચારતી હતી કે "દાદીબા અને મારો જાલ મને ઓળખી શકશે કે!"

તેણી પોતાનુ ગયલુ જોર જેમ બને તેમ પાછું મેળવવાની કોશેશ કરતી હતી, અને તેનુ કારણુ? કારણુ એટલુજ કે જાલ આવશે, અને જાલની માવજત કરવી પડશે, અને જાલને કોઈ બીજાના હાથનું કામ પસંદ પડશે નહી, અને જાલની સંભાળ મારે મારા પોતાના હાથેજ લેવી જોઇએ, એવા એવા વિચાર કરીને તેણી ખાઇ પીને જેમ બને તેમ આશાયશ લેતી હતી જેથી જાલને ઉપયોગી થઇ પડવાને સહેલ બને.

જ્યાં તેહમી રહેતી હતી, તે રૂસ્તીમ બૅરિસ્ટરનો બગલો એકાંત જગામાં બાંધેલો હતો, પરતુ ત્યાંની ખાલી જગા ઉપર પાસેના મોહલાના છોકરાંઓ સાથે મળીને હમેશાં રમતાં હતાં તે છોકરાંઓની રમત તરફ તેહમી હમેશાં પોતાનું ધ્યાન આપતી હતી, અને તેમની નિરદોષ રમત-ગમત અને મજાહ જોઇને પોતાનો વખત ગાળીને મન રીઝવતી હતી.

જે દાહડે કરાંચીથી સ્ટીમર ઉપડી તે દાહડે રૂસ્તીમ બૅરિસ્ટરે તેણીને તારથી સારા સમાચારની વધામણી કહી હતી અને તે દાહડે સાંજે શણેતા

પ્રમાણે તેણી પોતાના ઓટલા ઉપર ઉભી રહીને મોહલાનાં છોકરાંઓ રમતાં હતાં તે જોતી હતી તેટલાંમાં ત્યાં ઉભેલા એક અજાણ્યા પારસી તરફ તેણીનુ ધ્યાન ખેંચાયું.

આ પારસીનો પોશાક ભીખારી જેવો ફાટેલો તુટેલો હતો. દગલાના ચીરયાં ઉડતાં હતાં. પાઘડી તદન જુની અને અહીંથી તહીંથી તેની ઉપર ચીરા પડેલા હતા. દાઢી ઉપર વાળ બબે બબે ઇંચ જેટલા લાંબા થયેલા હતા. પાટલુન તદન મેલું અને ધુળ અને પસીનાથી ખરડાઇને વાસ મારતુ હતું. ટુકમાં તેનો દેખાવ ઘણો કંગાળ અને દયાજનક હતો. આ માણુસની નજર અને તેહમીની નજર એક થઇ.

તેહમીનુ દિલ ઘણું દયાલુ હતું. આ કોઇ બિચારો વાખાનો માર્યો છે એમ ધારીને તેણીએ પોતાના ગજવામાં હાથ નાખ્યો, અને ગજવામાંથી અરધો રૂપીઓ નિકળ્યો તે પેલા માણુસને બોલાવીને આપતાં બોલી, "તું ભૂખ્યો છે કે આજારી છે?"

"ભૂખ્યો છુ બાઇ," અરધો રૂપીઓ ફાટેલા દગલાના આખાં ગજવામાં મુકતા તે બોલ્યો. તેના બોલવાના ઉચ્ચાર પરથી માલુમ પડતું હતું કે તે ભરૂચો હતો.

"તમે સુરતના વતની નથી લાગતા," તેહમીએ કહયું.

"નહીંજી હું ભરૂચનો રહેવાસી છું. હું ભરૂચથી આવ્યો છું. પાસે પૈસા હતા તેની રેલ્વેની ટીકીટ કરાવી. આજે સહવારેજ સુરતમાં આવ્યો. પાસે કાંઇ ફાજલ પૈસા નહીં હોવાથી ખુદાના નામથી સંતોષ પકડીને અતરે આવ્યો, પણ ખુદાએ તમારાં દિલમાં રહેમ મેલી તેથી હવે મને એક બે દહડા ભૂખની ફિકર નહીં રહેશે."

"સુરતમાં તમારાં કોઇ સગાં નથી!" તેહમીએ પુછ્યું.

"છે બી, ને નહીં બી. મારી એક અતલગની સગીની નાની છોકરી પોતાની માસી સાથે અહીં રહે છે. તે છોકરી અહીં બીજાં છોક-

રાંઓ ભેગી રમવા આવે છે. પાંચ વરસની વાત ઉપર મે તે છોકરીને જોઇ હતી ત્યારે ચાર વરસની હતી. હાલ તેણી નવ વરસની થઇ હશે. એ છોકરીની માયને ભરૂચમાં લોક "મેરી મડમ"ના નામે ઓળખતાં હતાં. તે બદમાશ આ દીકરીને પોતાની બહેનને સોંપીને હાલ ક્યાં ફરે છે તેનો પત્તો નથી લાગતો."

મેરી મડમનું નામ સાંભળી તેહમી અજાયબ થઈ, તેમજ ગભરાઇ, અને તેણીનાં મોં ઉપર ધાસ્તી પ્રગટી નિકળી, અને આ ગરીબ દેખાતા માટીડા પાસે કાંઇક વધુ ખબર મેળવવાના ઇરાદાથી બોલી, "એ છોકરીનો બાપ કાંય નહીં છોકરીને સાથે રાખતો? એ છોકરીનો બાપ કયા છે?"

"એ છોકરીનો બાપ ભરૂચનાં બંધીખાનામાં એક બંધીવાન છે. બાઇ તમને એ વાત જાણવી છે? એ વાત લાંબી નથી. જુવો પેલી છોકરી! એનો બાપ ભરૂચમાં એક બેંકનો મેનેજર હતો, સારો દરમાયો પાળતો હતો, અને દાળ રોટલીએ સુખી હતો. તે એક ઘણીજ ખુબસુરત ગણાતી બૈરી લાવ્યો. ખુબસુરત છોકરીઓ ઘણી ગુમાખી અને શેખી રહે છે, અને શેખીખોરીને લીધે સાથે લાગી તેઓ ઉડાઉ હોય છે, બસ તેણીને પૈસા પૈસા પૈસા ને પૈસાજ હમેશા જોઇતા હતા. પોતાના ધણીને તેણી હાથેલીમા નચાવતી હતી, અને મોમની માફક દબાવતી હતી. મારો એક વેળાનો પ્રમાણિક સગો પોતાની બૈરીને સંતોષ આપવા માટે અપ્રમાણિક બની બેંકમાંથી નાણું ઉચાપત કરવા લાગ્યો, આખરે તેણે લુચ્ચાઇ અને ખોટી સહી કરીને નાણાંની મોટી રકમની ચોરી કરી, અને તેને માટે તેને સાત વરસના સખ્ત કેદખાનાની સજા થઇ. પાંચ વરસ ગયાં અને હજી બે વરસ બાકી છે."

આ વાત સાંભળી તેહમીની દિલસોજી ઉશ્કેરાઇ અને તેણીએ કહ્યું, "ભલાં માણસ, તું વાત માંડી વાળ, કારણ કે એ વાત કરતાં તારૂં દિલ ઘણું દુઃખાય છે."

"નહીં બાઇ, એ વાત કરવાથી મારૂં દિલ ખાલી થાય છે. વિચાર કરો કે મારા સગાનો પોતાની બૈરી ઉપર કેવો અને કેટલો ચાહ હશે કે

તેણીને ખાતર ચોરી કરવાને પણ તે ડરયો નહીં! જ્યારે તે ચંડાલ ઓરત કેવી અને કેટલી નગુણી કે પોતાના ધણી તરફ વફાદારી વતીક બતલાવી શકી નહીં. તપાસ વેળા મારા સગાને માલુમ પડયું કે તેણી કોઇ ખાન સાહેબ દાદીબા સાથે આડો વહેવાર રાખતી હતી. ચોરીમાં એ મેરી મડમ પણ સામેલ છે એમ શક પડતાં પોલીસ તેણીને પકડવાની કોશેશ કરતી હતી પણ તેટલાં પોતાના યાર દાદીબા સાથે તેણી પોલીસના હાથમાંથી છટકી ગઇ છે.

આ વાત સાથે તેહમીને સબંધ હતો, એમ વાંચનાર હવે જોઇ શકયો હશે. આ વાત જાણ્યાથી તેહમીની દલગીરીમા ઘણો ઉમેરો થયો.

"બાઇ સાહેબ, તમે ભૂખ મટાડવા મને પૈસા આપ્યા તેથી હું તમને મારાં ખરાં અંતઃકરણથી દુવા દઉં છું. મે પોતે પણ કેદખાનામાં પુષ્કળ વરસ કહાડયાં છે, અને મને ખુલ્લી હવામાં ઝાઝુ સોહવાય એમ લાગતુ નથી. મારા સગાને પણ છુટો થવા માટે હજી બીજા બે વરસ છે પણ હું તેમજ મારો સગો પાછા કેદખાનામાંજ રહેવાનું પસંદ કરીશું. બાઇ, તમે અજાયબ થાવો છો, પણ એક વાર દામીજ થયા પછી દુન્યાને મોંહું દેખાડવા કરતાં બંધીખાનુંજ ભલું ગણાય છે, પણ હું અને મારો સગો અત્યાર સુધી ચોરીને વાસ્તે કેદખાને પડયા છૈયે, પણ હવે ચોરી કરીને કેદખાનાંમા નથી જવું. હવે તેથી વધારે ગંભીર ગુનાહ કરવો પડશે!"

તેહમી આ છેલ્લો વાકય બરાબર સમજી શકી નહીં તેથી ખુદરતી રીતે પુછવા લાગી, "ચોરી કરીને નહીં ત્યારે શાને માટે?"

પેલો માટીડો ઓટલા સુધી નજદીક આવ્યો અને કોઇ નહીં સમજે તેમ હરસે બોલ્યો, "હવે બાઇ સાહેબ, અમારે ચોરી નથી કરવી, હવે તો અમારે ખુન કરવું છે, ખુન!"

આ સાંભળી તેહમી ગભરાઇ, તેણીને ચક્કર આવવા લાગ્યાં, તેથી પોતાનાં મોં ઉપર હાથ ઢાંકીને ઓટલા ઉપર બાંકડો હતો તે ઉપર બેસી

ગઈ, પણ એ ત્રણ મિનિટમાં હિમ્મત ધરીને હાથ ખસાડીને જોય છે તો પેલો ચીથડેહાલ શખ્સ ત્યાંથી ચાલી ગયો હતો.

ખુન ! ખુન શબ્દ હજી તેહમીના કાનમાં ગણુગણુ થયા કરતો હતો. તેણી ઘરમાં ગઇ, પરંતુ પેલો ચીથડેહાલ શખ્સ અને તેણે કીધેલી વાત તેણીના ધ્યાનમાંથી ખસી નહીં. ખુન, અને તે કોનું ? શું હજી કાંઇ નવી આફત આવનાર હતી ?

રાત પડી. તેહમી જમીને બીછાને પડી, પણ ઉંઘ આવી નહીં. "મારો જાન્ન મને હવે ત્રણ દાહડામાં ભેટશે !" આવી આશામાં તેણી બિછાને પડી રહી, પણ તેટલામાં તેણીની આંખ લાગી, અને તેણી નિચલો સ્વપ્નો જોવા મંડી :—

તેહમી પોતે સ્ટીમરના તુટક ઉપર ઉભેલી છે એમ તેણીનો સ્વપ્નો શરૂ થયો. સ્ટીમર દરિયો દોહવે છે પણ તુટક ઉપર તેહમી સિવાય બીજું કોઇ જન જાનવર હતું નહીં, પણ થોડી મિનિટમાં તુટક ઉપર એક ઓરતનો ચેહેરો તેણીને દેખાયો. આ ચહેરો મેરી મડમનો હતો. તેહમી મેરી મડમની પછવાડે આસ્તે આસ્તે ગઇ. મેરી મડમ સ્ટીમરના ભંડારમાં ઘણી સંભાળથી ઉતરી અને ત્યાં જઇને તેણીએ એક કાંદી સળગાવીને ભંડારીયામાં નાંખી. મેરી મડમની શી મતલબ હતી તે તેહમી સમજી ગઈ, પરતુ આ દેખાવનો પહેલો પરડો પડયો, અને પછી બીજો પરડો ઉંચકાયો. આ વખ્તે તેહમી પોતે સ્ટીમર ઉપર હતી નહીં, પણ દરિયામાં સ્ટીમર ચાલતી તેણીએ જોઇ, અને સ્ટીમરમાંથી આગના ભભુકા નિકળતાં તેણીએ જોયાં, લોકો દોડાદોડી કરતાં માલુમ પડયાં, અને સૌ પોતાના જાનમાલની સલામતીના ઉપાયો લેતાં દેખાયાં. તેહમીની નજર આગળથી સ્ટીમર પાછી ગુમ થઇ ગઇ અને વળી પાછું અંધારૂં તેહમીની આંખ આગલ ફરી વળ્યું. આ પ્રમાણે આ સ્વપ્નાનો બીજો પરડો પડયો. થોડી મિનિટ પછી વળી દરિયો તેણીને દેખાયો, અને તેમાં પેલી સ્ટીમર ઉપર દોડાદોડી કરનારાંઓમાં રૂસ્તીમ બૅરિસ્ટર અને તેના હાથમાં જાણે

તેહમીની નજરે પડયા. દાદીમા પણ રૂસ્તીમની આગલ ઉભેલો હતો. જાલ આગના ભભુકા નિકળતા જોઇને ઘણો ખુશ થતો લાગતો હતો. આ દેખાવનાં સ્ટીમર તેહમીની ઘણી નજદીક આવી પોહોચી અને તેહમીએ બુમ પાડીને પોતાના હાથ લાબા કરીને જાલને પોતાના હાથમા આપવા રૂસ્તીમને કહયું, પણ તેટલાંમા આ ત્રીજા પરડાનો દેખાવ ગુમ થઇ ગયો અને વળી તેહમીની નજરે અધારૂં કરી વળ્યુ, થોડા વખત પછી વળી પરડો પાછો ઉચકાયો, પણ આ વખતે સ્ટીમર અને તેની ઉપરના આગના ભભુકા દેખાયાં નહીં, આ વખ્તે ફકત મછવાની હાર જણાઇ. તેહમીની તરફ તે બોટો હકારી જતી હતી. પહેલી અને આગલી બોટમા ફકત એકજ જણને તેણી ઓળખી શકી, અને તે ખાનબાહદુર નરીમાન હતો, બીજી બોટમા બધા અજાણ્યા મોહા હતા. ત્રીજી બોટમા પણ કોઇ ઓળખીતું હતું નહી, ચોથી બોટમા એક ઓરતના હાથે બેડી નાખેલી, અને તેણીની આગલ એક પોલીસ અમલદાર ચોકી કરતો દેખાયો. છેલ્લી બોટમા લડમાર થયલા ઘણા દુખી મરદો અને ઓરતોની ટોળી હતી, પણ તેમા ફકત બે તરફ તેહમીનુ ધ્યાન ખેચાયુ એક ડાકટર જેવો દેખાતો હતો અને તે બીજાને કાઇ દવા પાતો હોય તેમ તેણીએ જોયુ. પેલા ડાકટરની આખ્યો તેહમી ઉપર પડી ત્યારે તેણે માથુ હીળવીને નિરાશી ભરેલો મુગે મોહના જવાબ આપ્યો કે એ દરદી સાજો થાય એવી મને આશા નથી. તેહમીને લાગ્યુ કે એ દરદીનો ચેહરો દાદીમાને મળતો આવતો હતો, પણ બોટમા બે જણ તેહમીને દેખાયા નહી, રૂસ્તીમ બૅરિસ્ટર અને જાલ, એ બન્ને માટે તેહમીએ મોટેથી બુમ પાડી, જે બુમ પેલા દરદી દાદીમાએ સાભળી હોય તેમ તેણીને લાગ્યુ, પણ તેની નિરાશી ભરેલી આંખો ઉપરથી તેહમી પામી ગઇ કે તે તેમને વિષે કશુ જાણતો હતો નહી.

આટલો સ્વપ્નો જોયા પછી તેહમીની આખ્યો ઉપડી ગઇ. પોતે જોયલા સ્વપ્નાનો અહેવાલ તેણીને યાદ રહેલો હતો, અને તેથી તેણીના સ્વપ્નાના ખ્યાલે તેણીને અરધી ગાંડી ઘેલી બનાવી મેલી હતી.



## પ્રકરણ ૨૦.

### આગ અને પાણીમાં.



દીઆવાળી સ્ટીમર દરિયામા સડસડાટ પોતાનો રસ્તો કાપતી મુંબઇની નજદીક આવતી હતી. બીજી સહવારે મુબઇના બારામા દાખલ થવાની આશામા દાદીબા, રૂસ્તીમ, જાલ વગેરે સર્વે ખુશ અને આનંદ હતા. જાલ સ્ટીમર ઉપરના સઘળા ઉતારૂઓનો માનીતો થઇ પડયો હતો, અને આમથી તેમ તુટક ઉપર મજાહ મારતો હતો. બપોરે તે દોડતો દોડતો આવ્યો અને બાપને કેહવા લાગ્યો, "પપ્પા પપ્પા, પેલા બેરા જે મને પુનેથી લઇ ગયા હતા, તમારી પેલી મેરી મડમ, તેને મે આએ સ્ટીમરમા સહવારે જોઇ"

આ પ્રમાણે પોતાના બાપને ખબર આપતા જાલ જે સાધારણ રીતે ઘણો બેદરકાર અને ધાસ્તી શી ચીજ છે તે જાણતો હતો નહી, તે પણ આ કશકુનમ નારીનુ નામ દેતા ધ્રુજ્યો.

"ક્યાં જોઇ?" દાદીબાએ પૂછ્યું.

"હુ દાદર ઉપરથી જરા નિચે ઉતર્યા ત્યારે તે મેરીને મે જોઇ. અને જોઇને મને હાથની ઇસારત કરીને બોલાવ્યો."

"જાલ, હું કહુ તે તને યાદ રહેશે કે? ચાલ જોઉ પપ્પાને એક વચન આપ કે જે હુ કહુ તે યાદ રાખશે ને તે પ્રમાણેજ ચાલશે."

"લઓ પપ્પા આએ વચન," એમ કહીને તેણે પોતાના બાપને હાથની તાલી આપી, અને પૂછ્યું "બોલો પપ્પા તમે શું કહોછ?"

"જો કાલે મુબઇ જઇ પુગ્યે તેટલો બધો વખત તું મારી આગલજ રહેજે, અને તારે પેલા દાદર ઉપરથી નિચે જવું નહી, ને એ મેરીની નજરે પડવું નહી."

"વારૂં પપ્પા," જાલે જવાબ દીધો, અને વચન આપ્યા પછી આ નાના છોકરાએ પોતાના વચનને સાચો નિવડવાની કોશેશ કીધી. વળી દાદીબા અને રૂસ્તીમે આ જાલ ઉપર ચાંપતી નજર રાખી હતી કે રમતાં રમતા નિચે ઉતરી ન જાય.

જાલ ઉપર નજર રાખવા ઉપરાંત રૂસ્તીમ અને દાદીબા સાથે બેસીને કાંઇ ગામગપાટા મારતા હતા. વચમાં થોડીક મિનિટની ચુપકીદી પછી દાદીબા, જેનાં મનમાં પોતાની આગલી તવારિખના બનાવોની યાદ રમ્યા કરતી હતી, તે રૂસ્તીમને કેહવા લાગ્યો, "રૂસ્તીમ, હું બીજા દસ વરસ પણ જીવુ તો સારૂં, દશ નહીં ને બીજાં બે ત્રણ વરસ પણ જીવું તો સારૂં. દાદીબા પોતાની ઉપર પડેલા દુઃખના બોજા તળે હાલ કચડાયલો હતો તેને અનુસરતા સાદે કરગરીને દલગીર સાદે બોલ્યો.

"દસ વરસ? હાલ તને ૩૦-૩૫ વરસ હશે ને તેથી દસ વરસ કાય નહી જીવી શકે? હજી તો તેં જીદગીની મજલનો અરધો રસ્તો પસાર કીધો છે. કાંય નહી તુ સાઠ સીતેર વરસ પણ કહાડે?"

"મને નહી લાગતું કે હું હવે વધારે વરસ જીવી શકું, કારણ કે આટલી નાની ઉમરમાજ જીદગીની થાક ચઢી ચુકી છે, અને તેથી બાકીની મંજલ પુરી કરવી મુશકેલ છે મે આટલા વરસ મારી બૈરીની સાથે કશી ભલાઇ કીધી નથી, પણ હવે બાકી જે ચાન્સ મલે તેમાં આગલ બનાવો તેણી તદન ભુલી જાય તે પ્રમાણે નેકી અને નિતીથી વર્તવું એવો મેં મક્કમ ઠરાવ કીધો છે, પણ તે ઠરાવ પુરેપુરો અમલમાં મેલી શકું તે માટે કાંઇ નહી તો ત્રણ વરસ બી જીવું તો સારૂં."

"ચાલ, ગાંડો ના થા. પસ્તાવો એ એક જાતનું નાહાણ છે. જે કાંઇ થયું હોય તેને માટે પસ્તાવો કરનારને ખુદા માફ કરે છે, હવે પછી સારો માર્ગ અખત્યાર કરશે એટલે પાછલી વાત પોતાની મેળે ભૂલાઇ જશે."

આ વાત થયા પછી રાતનો જમવાનો વખત થયો, જમીને રૂસ્તીમ બોલ્યો; "ચાલ દાદીમા, જાલને લઇને હવે તું તારી કેબીનમાં જાને

સુઇ જા. સહવાર પડતાં સ્ટીમર મુંબઇનાં બારામાં પુગશે, વાસ્તે જલદી ઉઠવું પડશે."

દાદીબા અને જાલ પોતાની કેબીનમાં સુઇ ગયા. રૂસ્તીમ તુટક ઉપર જરા વૉક લેવા લાગ્યો. કૅપટન પણ તુટક ઉપર ફરતો હતો.

"આજે પવન ઘણો છે?" રૂસ્તીમ બોલ્યો.

"હા, તોફાન થાય એમ લાગે છે, પણ આપણને કશી ધાસ્તી નથી."

બીજી ઓલી પેલી સાધારણ વાત કરીને રૂસ્તીમ પણ પોતાની કેબી-નમાં જઇને સુઇ ગયો. ખાન બાહદુર નરીમાન પણ ખાઇ પીને જીહો કરી ગયા હતા.

રૂસ્તીમનું અંતકરણ હમેશા સાફ હતું, અને તેની હોજરી પણ નિયમીત રીતે કામ કરતી હતી તેથી તેને હમેશા ભર ઉંઘ આવતી હતી, અને તેને કવચીતજ સ્વપ્ના આવતા હતા, પણ આજે રાત્રે તે બિછાના ઉપર પડયો અને જો કે તેની આંખ લાગી, તે છતાં તેની ઉંઘમાં નડતર થવા માંડી. તેના મગજ ઉપર કોઇ પ્રકારનો બોજો હોય તેમ તેનું મગજ શાંત ઉંઘમાં પડવાને જાણે ના પાડતું હોય તેમ તેને લાગ્યું, અને છેવટે જ્યારે તેને ઉંઘ આવી, ત્યારે તેને સ્વપ્નો આવ્યો કે તેનાં કપડાંની પેટીને ભારે નુકસાન થયું છે. રૂસ્તીમ પોતાના શર્ટ, નૅકટાઇ, કૉલર ઉપર ઘણુંજ ધ્યાન આપનાર હતો અને દરેક ચીજ ઘણી સંભાલથી પેહરતો હતો, તેને સ્વપ્નામાં દેખાયુ કે તેના કૉલર, નૅકટાઇ અને શર્ટ ઉપર આતશની ચીણગારી ઉડીને સઘળા ખરાબ થયાં છે. પોતાંના સ્વપ્નામાંજ ઉઠીને તે જોવા જાય છે કે એ આગની ચીણગારી કયાંથી આવી. એ પ્રમાણે સ્વપ્નામાંજ તે પોતાની માનીતી ચીજોની સંભાળ લેવા ઉઠવા જાય છે, તેટલામાં સ્ટીમરના એક નોકરે તેની કેબીનનું બારણું ઠોક્યું, અને તેને સ્વપ્નામાંથી જગાડયો. તે ઉઠીને જોય છે તો સ્ટીમર ઉપર ખરેખર આગ લાગેલી હતી અને સર્વ લોક આમથી તેમ દોડાદોડી અને નાહસા નાહસ કરી ગભરાટમાં પડેલાં હતાં.

"હુસ્યારીમા રહો !" એવી સ્ટીમરના અમલદારો તરફથી બુમ પડતી રૂસ્તીમે સાભળી

તેને પેહલા વેહલો જાલ વિષે વિચાર આવ્યો, પણ તપાસ કરતાં તેને માલુમ પડ્યુ કે દાદીબા અગાઉથી ઉઠેલો હતો અને જાલ તેની પાસેં સહીસલામત હતો

કપટાનની ભલામણ ઉપરથી રૂસ્તીમે તેમજ સર્વેએ જેમ બને તેમ ગરમ કપડા પેહરી લીધા કારણ કે સ્ટીમર ઉપર આગ લાગી હતી તેથી સઘળાઓને મછવામા ઉતરીને આખી રાત ખુલ્લી હવામા પસાર કરવી પડશે એમ તેઓ જાણતા હતા.

સ્ટીમર ઉપર થોડીક બાનુઓ હતી તેમને પેહલા બોટમા ઉતરવા દીધી, અને ત્યાર પછી કેટલાક માટીડાઓ મછવામા બેઠા. રૂસ્તીમ અને દાદીબા મછવામાં બેસે તેટલા સ્ટીમર પાણીમા બેઠી. રૂસ્તીમે બરાબર ધ્યાનથી જોયું હતુ કે મેરી મડમને પણ તેના મરદ સાથીએ એક બોટમા ઉતારી હતી.

આગ છેક નિચલા ભાગમાંથી શરૂ થઇ હતી અને તેથી સ્ટીમરને બચાવવાના કાઇ પણ ઉપાયો કારગત લાગ્યા નહી. વળી કમનસિબે પવનનુ જોર વિશેષ હતુ આથી સ્ટીમર આગલ વધી શકી નહી અને થોડીવારમાં પાણીમાં ડુબી.

જાલને પોતાના ખભા ઉપર બેસાડીને સ્ટીમરનો એક ભાગ જે પાણીમા ઉપર દેખાયા કરતો હતો તે ઉપર રૂસ્તીમ વળગી રહયો અને દાદીબા તુટકના એક છુટા પાટીઆને વળગીને તરયા કીધો. સારા ભાગ્યે સ્ટીમરની બોટમા તેમને વખતસર ઉચકી લીધા ન હતે તો તેઓ થોડી મિનિટમા પછાડા મારીને મોહતને શરણ થાત.

વળી આ કમનસિબ સ્ટીમર ઉપરની આગ દૂરથી બીજી સ્ટીમરે જોઇ હતી તેથી તે તુરત રખડી ગયલાં ઉતારૂઓની મદદે આવી પુગી

અને જેટલાં જીવતા હતાં તેમને પોતાનાં પેટાં ઉપર ઉપાડી લઇને બીજી સહવારે મુંબઇનાં બારામાં સહી સલામત ઉતાર્યાં.

દાદીબા અને રૂસ્તીમ પોતાને થયલા અકસ્માતને લીધે તેઓ એક દિવસ મુંબઇ થોભી ગયા.

મુંબઇ આવીને તેઓએ તેહમી ઉપર સુરત તાર કીધો જે નિચે પ્રમાણે હતો.:—

"જાલને લઇને અમે મુંબઇ આવ્યા છીએ. કાલે તમારી તરફ આવીશું. લા૦ દાદીબા અને રૂસ્તીમ."



## પ્રકરણ ૨૧.

---

## જીવતી કે મુવેલી?



મુંબઇ આવી પુગ્યા પછી દાદીમા જે ઘણો ગભરાયલો હતો તે મુગે મોંઢે કેટલોક વખત બેઠો, તેનું ધ્યાન બસ એકજ બાબદમાં હતું, અને તે એ કે તેહમીને બનતી ઉતાવળે મળવું. તે સમજતો હતો કે હવે સઘળું હક્તેખાન પસાર કરીને મુંબઇ આવી પુગ્યા છીએ એટલે હવે તેણીને મળવાની બીજી નડતર છેજ નહી. વળી તે પોતાના દિલમા બરાબર સમજતો હતો કે આ સઘળું કામ સર જામ ઉતર્યું તેનું સઘળુ માન રૂસ્તીમને ઘટે છે.

"રૂસ્તીમ, તારમા આપણા બેનાં નામ લખ્યા તેને બદલે એકલું તારૂંજ નામ લખવુ હતુ, કારણ કે જાલને શોધી કહાડવાનુ માન તને એકલાને ઘટે છે," દાદીબાએ ઇનસાફને ખાતર રૂસ્તીમને કહયું.

દાદીબાનું બોલવુ તદન સાચુ હતુ, તે છતા સભ્યતાને ખાતર રૂસ્તીમ મુગોજ બેઠો. તેહમીને ખાતર-ફકત તેહમીને ખાતરજ એક સાચા વફાદાર મિત્ર તરીકે તેણે આ સઘળી જેહમત ઉઠાવી હતી, અને હવે તે જાણતો હતો કે દાદીમા અને તેહમી વચ્ચે પાછી સલ્લાહ થશે, અને તેથી હવે એક મિત્ર તરીકે તેમની સાથે પોતાની ઓળખ ચાલુ રહેશે, અને તેહમીના ઉપકાર સિવાય તેને બીજો કશો બદલો મળશે નહી, આ સઘળુ તે જાણતો હતો, તેથી તે પોતાની સરજતનો ખ્યાલ કરતો મુગોજ રહયો હતો.

પોતાને થયલા અકસ્માતની થાકને લીધે તેઓએ મુબઇ આવ્યા પછી બપોરની ગાડીમાં સુરત જવાને બદલે રાતની ગાડીમા જવાનો ઠરાવ કર્યો

હતો પણ માણસ ધારે છે શું ને ખુદરત કરે છે શું ! તેઓ મુંબઈમાં આવ્યા પછી તાજમાહલ હોટેલમાં ઉતર્યા હતા, ત્યાં ચાહ પાણી લીધા પછી જાલ કાંઇક બેચેની દેખાડવા લાગ્યો. એકાદ કલાકમાં તેને તાવ ચઢયો. ડાકટરને બોલાવવામાં આવ્યો જે રૂસ્તીમ અને દાદીબા બન્નેનો મિત્ર હતો. તેણે સઘળી હકીકત સાંભળી લીધા પછી રૂસ્તીમને બાજુએ લઇ જઇને કહયું.

"જાલને તો ખાલી સરદીની તાવ છે એકાદ બે દિવસમાં સાજો થશે, પણ દાદીબાનો ચેહરો જોતાંજ મને લાગે છે કે એ ઝાઝો વખત જીવશે નહીં. સ્ટીમર ઉપર આગની બુમ પડવાથી એને ધાસ્તી ખાધી હોય એમ મને દીસે છે. વાસ્તે તમે મારૂ માનો તો એને તદનજ આશાયશ લેવા દો. આજે રાતે સુરત જવાનુ માંડી વાળો. રાતે હવામાં ત્રેનમાં મુસાફરી કરશે તો એને નુકસાન થશે."

"પણ એ પોતાની બાયર્ડીને મળવાને ઘણો અધીરો બન્યો છે"

"ગમે તો તેણીને તાર કરીને અહીં તેડાવો"

"તેણી પણ સીક હતી, કોણુ જાણુ કેમ હશે. આવી શકે કે નહી બી, "રૂસ્તીમે કહયુ.

"કદાચ દાદીબાને મળવા તેણી રાજી હોય કે નહી બી," દાદીબા અને તેહમી બન્ને વચ્ચે બીઆણારૂં હતુ તે ડાકટર જાણુતો હતો અને તેથી તે આ પ્રમાણે બોલ્યો હતો

"નહી, ડાકટર, ત્યારે તમે ખરી વાત જાણુતા નથી. તેહમીના દિલમા દાદીબા માટે ઘણી તિક્ષણુ પ્યારની લાગણી છે. બાહેરથી પોતાની પ્રતિષ્ટા જાળવવા ખાતર તેણી દાદીબા સાથે રહી શકી નહી, પણ અંદરથી તેણી એને કદી વીસરી નથી."

"એમજ હોય તો મારૂ માનીને તેણીને અહીં બોલાવો. જાલને પણ તાવ હોય ત્યારે ત્રેનમાં નહી લઇ જાઓ તો સારૂ. વળી અહીં મુંબઇમાં એ બન્ને બાપ દીકરાની માવજત સારી થશે."

ડાકટરની આવી સલ્લાહથી રૂસ્તીમ વિચારમા પડયો, અને પોતાની ઉપર આવી પડેલી આ નવી ફરજ અદા કેમ કરવી તેનો વિચાર કરવા લાગ્યો. છેવટે તેણે એક તાર પોતાના નામે સુરત છોડયો, જે નિચે પ્રમાણે હતો —

“જનલને દરિયાની સરદી લાગી છે દાદીબા પણ સેહજ બિમાર છે, માટે તમે મુબઇ આવો તો સારૂ.”

રૂસ્તીમે આ બીજો તાર છોડયો તે વિષે દાદીબાને કશી ખબર હતી નહી. દાદીબાને એમજ સમજવામા આવ્યો હતો કે જનલને થોડા દિવસ બિલકુલ ખસાડવો નહી આવી પાતાની તેહમીને મળવાની તેની અધિરાઇ જો કે ઘણીજ વધી પડી, તોપણ પોતાના દીકરાના ભલાંને ખાતર તેને આ નહી ધારેલી અડચણ અને ઢીલને તાબે થવુજ પડયુ.

મુબઇમા આવ્યા પછી ત્રીજે દિવસ રૂસ્તીમ ન્યુસ પેપર વાંચતો હોટેલમાં બેઠો હતો, તેવામા કરાચીની સ્ટીમરને થયલા અકસ્માત વિષે લખાણ તેની નજરે પડયું આ લખાણ ઉપરથીજ તેને માલુમ પડયું કે જે બોટમા મેરી મડમ અને તેની સાથનો પોલીસ અમલદાર બેઠો હતો તે બોટ કમનસીબે પવનના સપાટાથી કેટલેક દૂર ધસડાઇ જઇ ઉંધી વળી ગઇ હતી અને મેરી મડમ ડુબી ગઇ હતી, અને ગડબડમા એ વિષે રૂસ્તીમ કે નરીમાનને કશી ખબર પડી હતી નહી. તેણી એકલી ડુબી ગઇ ન હતી બધાં મળીને પાતરીસ માણસનો પત્તો મળતો હતો નહી. એમ ન્યુસ પેપરમા હેવાલ આવ્યો હતો. રૂસ્તીમ અને દાદીબા આ જાણીને ખુદાની હજારો શુકર ગુજારી કરવા લાગ્યા, કારણ કે તેઓ પોતે દૈવયોગેજ બચ્યા હતા, એમ ખરા અંતકરણથી માનવા લાગ્યા.

રૂસ્તીમે આશા રાખી હતી કે તેહમી જો ઘણી બિમાર નહી હશે તો આ તાર વાચીને જરૂર પેહલીજ ગાડીમાં મુમઈ ઉપડી આવશે. તે સારી પેઠે જાણતો હતો કે તેહમી કોઇ બી રવેસે ખારીલી કે કપટી હતી નહી દાદીબા બિમાર છે એમ જાણીને તેણી સઘળી ભુતકાળની વાત

વીસરી જશે, એમ તેને ખાતરી હતી, પણ જ્યારે બે દિવસ નિકળી ગયા, અને તેહમી તરફથી કશા સમાચાર મળ્યા નહી, ત્યારે તે તેહમી વિષેનાં પોતાનાં મતમાં ભૂલ્યો એમ ધારવા લાગ્યો.

વળી જાલને ઘણો જોરમાં તાવ ચઢયો હતો અને તે તાવની ગુમમા બકબકારો કરતો હતો કે "મારા મમ્મા આગલ મને લઇ જાઓ—એ બૈરાં મને મારાં મમ્મા આગલ લઇ જાઓની! મમ્મા આવો, મને એ બૈરાં નથી ગમતાં, મને મારેછ ને ચમટા તોરેછ" વગેરે વગેરે મેરી અડમની વિરૂધ ને તાવની ગુમમા ઘણું બકતો હતો

રૂસ્તીમ બૅરિસ્ટરનુ, જો કે મુબઇમા પોતાનુ મકાન હતું, તોપણ તાજ માહલ હોટેલમાથી હજી પોતાના ઘરે ગયો હતો નહી. તે દાદીબા અને જાલની આગલથી હજી ખસ્યો હતો નહી દાદીબાનું મકાન પણ મુબઇમા હતુ, પરતુ તેઓ બધાઓએ હાલ તુરત હોટેલમાજ રહેવાનો ઠરાવ કીધો હતો.

ત્રીજે દિવસે પણ તેહમી તરફનો કશો તાર કે કાઇ કાગળ મળ્યો નહી, ત્યારે રૂસ્તીમ બૅરિસ્ટર ઘણો બેચેન થવા લાગ્યો અને બીજો તાર કરવાનો મનમા વિચાર કરતો હતો, તેટલામાં દાદીબાને એક કાગળ મળ્યો જે કદાચ તેહમીનો હશે એમ એક પળ તેને વેહમ આવ્યો, પણ જ્યારે દાદીબાએ તે ઉખેડયો ને વાચ્યો, ને વાંચીને તે કાઇ ગભરાટમાં માથુ દાબવા લાગ્યો ત્યારે રૂસ્તીમને પછવા સિવાય છુટકો રહયો નહી :-

"કેમ, એ કાગળ તેહમીનો છે કે? તેણી અહીં આવે છે શું?"

"ખુદાને ખબર' તેહમીનો કશો પત્તો નથી, આ કાગળ કાંઇ તેણીનો નથી!"

દાદીબાનો રંગ એટલો ફિકકો પડેલો હતો, તેનો ચેહરો એટલો બખાયલો ને ગભરાયલો હતો કે તે જોઇને રૂસ્તીમને ગભરાટ થયો કે છે શું? રૂસ્તીમને ગભરાયલો જોઇને તેની તરફ દાદીબાએ પેલો કાગળ ફેંકયો

ફરીને ફેંક્યો અને બોલ્યો, "આ કાગળ વાંચો ! એની મતલબ શી ! મને એ કાગળ સમજ પડતો નથી ! તમને કાંઇ સમજ પડેછ ?" એમ કહીને તે પોતાનુ માથુ બે હાથે દાબતો ખુરસી ઉપર લાંબો થઇ સુતો.

રૂસ્તીમ બૅરિસ્ટરે પેલો કાગળ લીધો, ને વાંચ્યો, આ કાગળ રદી કાગળના ટુકડા ઉપર લખેલો હતો. તેની ઉપર સ્ટામ્પ મારેલો ન હતો, કારણ કે એ ટપાલ મારફતે પોહચ્યો ન હતો. પરબીડાં ઉપર ફક્ત દાદીબાનુ નામ હતું, અને તે તાજ માહલ હોટેલમા ઉતરેલો છે એમ તે કાગળના લખનારને સારી રવેસે જાણીતુ હતુ. અક્ષર જાણી જોઇને બરાબર લખેલા ન હતા, કારણ કે લખનારે સહી કીધી ન હતી, તેમજ તે લખનારે પોતાના ખરા અક્ષર જણાઇ નહી આવે માટે આડા અવળા અક્ષર લખવાની કાળજી રાખેલી હતી એમ ખુલ્લુ દીસ્તુ હતું. તે કાગળનો સાર નિચે પ્રમાણે હતો –

"હુ કોણ છુ તેની સાથે તમને કશુ કામ નથી વળી મારૂ ખરૂં નામ આપુ તો તમે મારૂ માનશો નહી, તે છતા હુ તમને સાચી વાત જણાવુ છુ અદી ઇસ્કીનુ ખુન કોણે કીધુ તે તમારી તેહમી સિવાય હુ જાણુ છુ. તમારી બાયડી તેહમીનાના મોંઢે એ વાતનો ખરો ભેદ જાણવાની કદી આશા રાખશો નહી જો તમારી મરજી હોય તો મને મળજો, હુ તમને ખરી હકીકતથી વાકેફ કરીશ. હાલ તુરત એટલુંજ જણાવુછ કે તમારી તેહમીએ એ ખુન કીધુ નથી તેણી તદન નિરદોષ છે. હુ એ વિષે તમારી ખાતરી કરી આપીશ ખરા ખુનીને તેણીએ બચાવી લીધો છે જે રાતે ખુન થયુ ત્યારે મે બધુ સાભળ્યુ હતુ અને ભરાઇને બધુ જોયુ હતું. જો તમને મને મળવુ હોય તો મને ગીલડર સ્ટ્રીટમા નબર ૭૫૨૩ વાળી ચાલમાં પેહલે માળે નાકેના ઓરડામા બપોરે ૧ વાગે મળજો."

રૂસ્તીમ આ કાગળ વાચીને ઘણો અજાયબ થયો ને મોટેથી બબડયો, જે દાદીબાએ પણ સાભળ્યુ, "જો મેરી મડમ જીવતી

હતે તો વેહમ જતે કે આ કાગળ તેણીએ લખ્યો છે. પણ તેણીને વાસ્તે ન્યુસ પેપરમાં લખે છે કે તેણી મરણ પામી ! ને નહી મરણ પામી હોય તો તેણીને બરાબર ફજે પુગાડીશ !"

"દાદીબા, મને લાગે છે કે એ કોઇ બદમાસનું કામ છે, વાસ્તે મારૂં માનો તો એ કાગળને કચરાની ટોપલીને સ્વાધીન કરો, ને એનો સઘળો ખ્યાલ છોડી દો," રૂસ્તીમ બોલ્યો.

"ખ્યાલ નહી કરવો ? મારી તેહમી નિરદોષ છે એમ જાણીને હું ખુશી છું, અને ખરો ખુની કોણ છે તે હું જાણવાને ઘણો ઇંતેજાર છું, વાસ્તે હું હમાણાજ ત્યાં જાઉ ને સાંભળું તો ખરો કે વાત શી છે !"

"ખુદાને ખાતર મારૂં માનો, દાદીબા, એ લખનાર ખરોજ હોતે તો પોતે જાતે મળતે અને પોતાનુ ખરૂ નામ આપતે; મને લાગે છે કે તમે નહી જાઓ તો સારૂં, નહીં તો પસ્તાશો."

દાદીબા એ વાત જાણવાને ઘણો આતુર થયો હતો, માટે જાલ, જેની તમીઅત ઘણી સુધરેલી હતી, તેને રૂસ્તીમને સોંપીને, લાગલો ગાડી મંગાવીને આ કાગળના લખનારને મળવા નિકળ્યો.

તે ગયો નહી, તેટલાંમાં તેહમી પુછતી પુછતી તાજ મહાલ હોટેલમાં દાખલ થઇ. તેણી પોતાના દીકરા અને ધણીને મળવાને હરખભરી આવી હતી, કારણ કે તેમના વગર હવે તેણી ખરેખર બેકરાર હતી.



## પ્રકરણ ૨૨.

### કીનો.



ગી

લડગ સ્ટ્રીટમાં નંબર ૭૫૨૩ નંબરની ચાલ ગાડીવાલાને ઘણી જાણીતી હતી, કારણ કે ત્યાં હલકા પેશામાં પડેલી સ્ત્રીઓનું ધામ હતું. ગાડીવાલાને દાદીબાએ પૂછ્યું કે તું આ ચાલ જાણે છે કે? તેના જવાબમાં હા પાડતા તેને મૂછમાં હસવું આવ્યું હતું, કારણ કે તે એમજ સમજ્યો હતો કે આ કાકા કોઇ સ્ત્રીની તલબમાં છે. ગાડીવાલાને ભાડું ચુકવી આપી તે ઉપર ચાલીમાં ગયો, ને નાકેના ઓરડામાં તપાસ કીધી. ઓરડાની બાહેરજ ઉભું રહીને હજી તો તે કાંઇ તપાસ કરે તેની આગમજ એક મુસલમીન સ્ત્રી, જે તે ઓરડામાં રહેતી હતી, તે બોલી ઉઠી, "ઓહ! તમારી ઉપર એક જણે ચીઠી લખી હતી તેને મળવા આવ્યા છો કે? તે તો હમણાજ દસ મિનિટ થઇ ગઇ. તમને એક વાગે મળવા લખ્યું હતું, તેથી એક વાગા સુધી તેણી થોભી, ને હમણાજ થોડી વાર થઇ ગઇ. પણ શેઠ, બોલો, બીજો કાંઈ હૂકમ છે?"

"નહી," દાદીબા સમજી ગયો કે આ કુટણખાનું છે. તેને હવે કાંઇ ભાસ થવા માંડયો કે જે સ્ત્રીએ આ કાગળ લખ્યો તે મેરી મડમ હોવી જોઇએ. આથી તે ત્યાંથી તુરત બાહેર નિકળી પડયો ને મનમાં ખુદાનો ઉપકાર માની વિચારવા લાગ્યો કે જો તેણી મને મળી હતે તો વળી મારી ઉપર કોઇ જાતનો ફાંદો રમતે. તેણી નહી મળી તો ઘણુંજ સારૂં એમ ખુશી થતો તે વિકટોરીઆમાં બેઠો. તેના મનની આંખો આગલ તેહમીનું ૨૫ હાજર હતું. તેહમીનો ખ્યાલ તે હજી વીસર્યો નહી હતો, અને તેણી જાલ આગલ મુંબઇ આવશે કે નહી તેના વિચારમાં

તે ગર્ક થઇ બેઠો હતો તેવામા તેને એકાએક વિચાર આવ્યો કે હું સુરત જાઇને તેણીને મુંબઇ લાવું તો કેમ ? બસ એ વિચાર ઉપર તેણે એકદમ અમલ કીધો, આંટરોડ સ્ટેશન પણ નજદીક હતુ. તેણે ગાડી ત્યાં ફેરવવાને હુકમ કીધો સુરતની ગાડી પણ બે વાગે ઉપડનાર હતી. ટીકીટ કરાવીને તે લાગલો ગાડીમા ચઢી બેઠો

ગાડીમાં બેઠો બેઠો તે ફક્ત તેહમીનોજ વિચાર કરતો હતો. "તેહમી મને માફ કરશે કે ? કરશે, જાલને ખાતર જરૂર માફ કરશે. કદાચ તેણી મારી કાગડે ડોળે રાહ જોતી હશે હુ જાઉછુ ને બીજી જે ટ્રેન મળે તેમા તેહમીને તાજ મહાલ હોટેલમા લાઉછ. એમ કયાથી રાહ જોવાનો કટાળો ઓછો થશે."

તે પોતાના વિચારમા એટલો ગુંટાયલો હતો કે તે બપોરે જમ્યો ન હતો તેનુ તેને ભાન હતુ નહી. રાત્રે પણ જમવાનો વિચાર તેને સુઝયો નહી આખી રાત તે પોતાની બેઠક ઉપર ઝુકયા કીધો, ને મોડી રાત્રે તે સ્ટેશન ઉપર ઉતર્યો, પણ તેના ટાટીઆમા જોર હોય ક્યાથી કે ચલાય ! તે સ્ટેશન ઉપરજ ફસડાઇ પડયો. બે ચાર પારસી-ઓએ તેને ચાહ પીવાડી. ચાહ પીધા પછી તેને સેહજ હુશ્યારી આવી કે તુરત તેણે ગાડી મંગાવી ને હંકારવાનો હુકમ આપ્યો.

રૂસ્તીમ બૅરિસ્ટરનો બંગલો, જેમાં તેહમી રહેલી હતી તે આવી પુગતાં તે ગાડીવાળાની મદદથી ગાડીમાંથી ઉતર્યો ને અંદર દાખલ થયો પણ તેની નિરાશી વચ્ચે તેને જણાવવામા આવ્યું કે તેહમી બાઇ તો કાલે મુંબઇ ગયા છે.

આટલી બધી ઉતાવળમાં આટલી બધી જેહમત ખેંચ્યા પછી તેને એટલી બધી નાસીપાસી થઇ કે તેનો જીવ ફરીથી બગડી આવ્યો. માલીની દોડાદોડીથી ડાકટરને બોલાવવામાં આવ્યો, તે તેજ ડાકટર હતો જેણે તેહમીની સારવાર કીધી હતી.

ડાકટરે કહ્યું, "સાહેબ, તમને અતીઘણી થાક ચઢેલી દીસે છે. તમારામાં શક્તિ બિલકુલ નથી, તમને પુરતી આશાયશની જરૂર છે નહીં તો મને લાગે છે કે——"

"પણ મને કાંઇ એવી દવા આપો કે હું બીજી ગાડીમાં મુંબઇ પાછો જાઉ."

"ટ્રેનની મુસાફરી કરવા જેટલી તમારામાં તાકાત રહી નથી, વાસ્તે હું તમને અહીંજ રહેવાની સખ્ત બલામણ કરૂં છું. જોઇએ તો કાગળ લખીને અથવા તાર કરીને તેહમીનાને પાછી અહીં બોલાવો. તમે જશો તો ઘણુંજ હેરાન થશો. વખ્તે કાંઇ જોવા જેવુ પણ થઇ જાય."

ડાકટરના કહેવાથી દાદીમાએ રૂસ્તીમ બૅરિસ્ટર ઉપર એક તાર રવાના કીધો ને લખ્યું કે હું અહીં તેહમીને લેવા નિકળી પડયો પણ તેહમી જો મુંબઇ આવી હોય તો જાલને લઇને તમે સુરત જલદી નિકળી પડજો, કારણ કે મારી તબીયતમાં એકાએક મોટો બગાડો થઇ આવ્યો છે."

તારનો જવાબ આવતાં ઘણા કલાક નિકળી ગયા તે અરસામાં દાદીમાના મન ઉપર વિચાર વિચાર અને વિચારનો ઘણો ઘસારો થયો. આખરે જ્યારે તારનો જવાબ આવ્યો કે "અમે કાલે સુરત આવીશું," ત્યારે દાદીબાને સેહજ આરામ થયો, પણ તેની અધિરાઇ તો જેવી ને તેવી રહી."

જેમ તેમ સાંજ પડી, અને છેક સુરજ અસ્ત પામ્યો અને સેહજ ઝઝકળુ હજી હતું ત્યારે તેને બાહેર નિકળીને ફરવાનું મન થયું, કારણ કે તેને એકેક મિનિટ એકેક દિવસ જેટલી લાંબી લાગતી હતી.

હોપ બ્રીજ તરફ તે ચાલતો હતો તેવામા એક ચીથરેહાલ જેવો પારસી તેની આગળથી પસાર થયો. તેને ભીખારી સમજીને કાંઇ આપવા માટે તેણે ગજવામાં હાથ નાખ્યો, પણ તે કાંઇ ભીખારી હતો નહીં. ગરીબ હતો, કંગાળ હાલતમાં હતો, પણ તે કાંઇ ભીખ માંગવા નિકળ્યો હતો નહીં, તેથી તે ત્યાંથી ચાલતો થયો. હોપ બ્રીજને પેલે નાકે સુધી

દાદીબા લાકડીનો ટેકો લઇને ચાલ્યા કીધો, અને તે નાકાં સુધી પેલો ભીખારી પણ ચાલ્યા કીધો. નાકું પસાર કરીને તે જમના હાથ તરફ વળ્યો. દાદીબા પણ ધ્યાનમાં ને ધ્યાનમાં તે તરફજ વળ્યો. તે તો પોતાના ધખારામાંજ ચાલતો હતો. તેનું ધ્યાન ફક્ત તેહમી અને જાલમાં હતું. તેહમીને પાછું મળતાં તેહમી તેને કેવો આવકાર આપશે તેના ધખારામાં તે કેટલું બધું ચાલ્યો હતો અને કયાં જતો હતો તેનું તેને કશું ભાન હતું નહીં, તેટલાંમાં એકાએક તેની સામે મેરી મડમ આવી ઉભી.

"ઓહ! મારાં કલેજાં! કાલે એક વાગા સુધી ગીલડર સ્ટ્રીટમાં મેં તારી રાહ જોઇ, પણ પછી બે વાગાની ગાડીમાં હું સુરત આવી. ત્યારે તું પણ મને શોધવાજ આવ્યો કે?"

દાદીબાએ તેણીને કશો જવાબ દીધો નહીં, મેરી મડમ મળશે એવી તેને સ્વપ્ને પણ આશા હતી નહી. તેણીને તે ધિક્કારતો હતો. મેરી મડમે એક ઝેરી નાગણ તરીકે તેના સંસારના સુખમાં ઝેર પેવસ કીધું હતું. ગભરાટમાં શો જવાબ આપવો તે કાંઇ સમજી શકયો નહીં. તે અજાયબી અને ગભરાટમાં મુંગોજ ઉભો હતો, તેટલામાં મેરી મડમની નજર પેલા ભીખારી જેવા દેખાતા પારસી ઉપર પડી કે તેવીજ તેણી ઉભી પુછડીએ નદીના કિનારાની નિચે નાહસી ગઇ.

આ વખતે મેરી મડમ સાથે એક નાની બાલકી હતી. તે બાલકીને જોઇને તે ગરીબ પારસી બોલ્યો, "મારાં બચ્ચાં, તું અહીં દૂર ઉભી રહે, હું તને પાછી ઘેર લઇ જાઇસ અંહ!"

એમ બુચીને સમજાવીને તે પારસી મેરીની પૂઠે ધસ્યો. દાદીબાને લાગ્યું કે આ પારસી મેરીને મારવા જાય છે. તે કંગાળ જેવા દેખાતા પારસીનો ચેહરો પૂર ગુસ્સાથી ભરેલો હતો. તેની આંખોમાં ખુન વરસી રહેલું સ્પષ્ટ દેખાતું હતું. આથી તે મેરી મડમની મદદે જેમ બને તેમ ઉતાવળે ધસ્યો. આપણે જાણીએ છીએ કે દાદીબામાં શક્તિ ઘણી ઓછી હતી અને તેથી તે ઘણો પાછળ પડી ગયો.

પેલો પારસી મેરી મડમને ઉભી રહેવા કહેતો હતો અને બોલતો હતો, "અરે મારી વાહલી ધણીઆણી, આવ મને કોટી કર. મારી પ્યારીને મળવાને લીધે તો હું જેલમાંથી પણ નાહસી આવ્યો, અને હવે નાહસેછ શાને માટે ?"

"અરે દાદીબા દાદીબા, મને બચાવ, આ મારો ધણી મને મારી નાખશે. જો મારા પ્યારને ખાતર તુ મને બચાવ," એમ નાહસ્તી નાહસ્તી દાદીબાને કહેવા લાગી.

છેક અંધારૂં થયુ હતું. પુલને નાકે સુરતની પેલી પાર બધુ સુમસાન હતું દાદીબાની ઘણી ઉતાવળ છતા પેલા પારસીએ આખરે મેરી મડમને પકડી અને ગજવામાંથી છરી કાહડીને તેની પુઠે દોડયો. તેનાથી બચવા જતા મેરીનો પગ લપસ્યો અને તેણી નદીના પાણીમા ઘસડાઇ ગઇ

દાદીબા આ કમકમાટ ભરેલો દેખાવ જોઇને આખે હાથ દેતો ઉભો, તેટલામા તે પારસી પેલી નાની બુચીને લઇને સડસડાટ ચાલી ગયો

મેરી મડમે પોતાના પરણેતરને કંગાળીઅત હાલતે પુગાડયો હતો. તે ભરથારે જેલમા રહીને સોગદ લીધા હતા કે તેણીને મારીને ફાસીએ જવુ, અને તે સોગદ તેણે પાળ્યા હતા અને તેણીની પૂઠ પકડી હતી. તેણી હવે દુબીને મરણ પામશે એમ સમજીને તે હવે પાછો ફરયો હતો.



## પ્રકરણ ૨૩.

### મોહતનું બિછાનું.



આ વીસમી સદીમા દરેક ચીજનુ ડાકટરો પૃથકરણ કરે છે અને કહે છે કે ફલાણા દરદમાં ફલાણા જંતુ છે અને ફલાણા વસાણામા ફલાણો તત્વ છે, પણ વિચાર અને લાગણીના પૃથકરણ હજી કોઇ કરી શકયું નથી, કદાચ આગલ ચાલતા હવે પછી કોઇ દૂરના વખ્તમાં વિચાર, લાગણી, પ્યાર, ગુસ્સા વગેરેનું પૃથકરણ કરનાર કોઇ વિધ્વાન જન્મ પામે ખરો!

તેજ પ્રમાણે રૂસ્તીમના મનના વિચારનુ પૃથકરણ કરવુ સેહલ ન હતું એટલુ ખરૂ કે તેના મનમા તેહમીને ખુશ જોઇને સંતોષ થતો હતો. તેહમીને ઉપયોગી થઇ પડયો એ વિચાર તેના મનને ખુશ કરનારો હતો. તેહમીને ખાતર તે જાલને શોધવા નિકળ્યો હતો. તેણીને ખાતર દાદીબા અને તેહમીને સાથે મેલવવાને તે યત્ન કરતો હતો અને હવે તેવો વખત ઘણો નજદીક હતો, જે વખત જાય તેમા તેહમી અને દાદીબા સાથે મળશે એ વિચાર એક રીતે તેને ખુશ કરનારો હતો, અને બીજી રીતે તેને નાખુશ કરનારો હતો. તે તેહમીને માટે ઘણી ઉંચી લાગણી પોતાના દિલમાં છુપાવીને ફરતો હતો. તે લાગણી વિષે તે હવે કોઇ આગલ શબ્દની વરાળ કહાડતો ન હતો. દાદીબા એકાએક સુરત ઉપડી ગયો તે માટે તેને ઠપકો આપવો કે તેનો ઉપકાર માનવો એ રૂસ્તીમના મનથી એક અઘરો સવાલ હતો. તેને જણાવ્યા વગર એમ ઉપડી જવા માટે દાદીબાને ઠપકો ઘટતો હતો, પણ જો દાદીબા તાજમાહલ હોટેલમાં હાલ હોત, તો રૂસ્તીમને સભ્યતાને ખાતર પોતાના ઘરે પાછું ફરવું

પડત, અને એ જોડાંને સાથે મેળવીને તે પોતાના કામ ધંધે વળગતા દાદીબાના જવાથી એક બે દિવસ તેહમી આગલ રહેવાની તેને તક મળી તે રૂસ્તીમના મનથી એક દિલખુશ તક હતી. જાલની દવા દારૂ અને ખોરાકની દરેક બાબદમાં તેહમી રૂસ્તીમને પૂછીને અને તેની સલ્લાહ લઇને વર્તતી હતી. ફુરસદના વખતે તેણીએ અનેકવાર રૂસ્તીમનો તેની મેહનત અને મેહરબાનીની માટે ખરાં અંતઃકરણથી ઉપકાર માન્યો હતો. પોતાના દીકરાને પાછો મેળવી આપનાર શખ્સ તરફ ખુદરતી રીતેજ તે માતા ઘણા માન અને ધ્યાનથી વર્તે છે. એ દુન્યાના કાનુન પ્રમાણે તેહમી વર્તવા લાગી, તેથી રૂસ્તીમના દિલમાં એક જાતનો સંતોષ થતો હતો. જે ઓરત ઉપરજ તેણે પોતાનું દિલ છોડેલું હતું, અને જે ઓરતને તેણી પરણેલી હોવાથી પોતાની બનાવી શકતો ન હતો, તે ઓરતને બની શકે તેટલો ઉપયોગી થવામાંજ તે મજાહ અને પોતાની ફરજ સમજતો હતો.

તેહમી અને રૂસ્તીમ બન્ને પાસે પાસે બેસીને ઘણા સુખમાં વખત ગુજારતાં હતાં. તેહમીને ફક્ત એકજ બીજો વિચાર હતો અને તે દાદીમાને લગતો હતો. જો તેણી એક દિવસ જલદી આવી હોત તો દાદીબાને એટલી અબિરાઇ અને તેમના મેલાપમાં આટલી બીજી ઢીલ થાત નહી.

ઉપર કહયું તેમ દાદીબા વિષે રૂસ્તીમ અને તેહમી વાત કરે છે તેટલાં રૂસ્તીમને એક તાર મળ્યો.

"દાદીબા ઘણો સીક છે. મુંબઇ આવવા અશક્ત છે. તમે જલદી આવો."

ઉપલો તાર દાદીબાના ડાકટરે માળી પાસે કરાવ્યો હતો તે હતો.

મેરી મડમનું ખુન થતું જોઇ દાદીબાને મોટો આંચકો લાગ્યો હતો. તેને નબળાઇ પુષ્કળ લાગુ પડેલી હતી, તેમાં મેરી મડમના ન ધારેલા

મળવાથી અને તેણીને નદીમાં ડુબતી જોવાથી તેની બિમારી એકદમ વધી ગઇ હતી, અને તે જેમ તેમ ચાલીને ઘેર ગયો હતો અને પછી એકદમ બિછાને પટકાઇ પડયો હતો. આથી તે પાછો મુંબઇ ફરવા તદન અશક્ત થઇ પડયો હતો.

બબે તાર આવ્યાથી તેહમીની ખરી લાગણી જાહેર પ્રગટી નિકળી. તેણીનો ભરથાર તરફનો છુપાવી રાખેલો પ્યાર હવે દેખાવા લાગ્યો. તેણી આવરી બાવરી બની તુરત સુરત પાછી ઉપડવાની તૈયારી કરવા લાગી. પોતાના મનને શ્રાપ દેવા લાગી કે કયાં ને કયાં એક દહાડો મોડી આવી. દાદીબા તરફ તેહમી કેવો છુપ્યો પ્યાર ધરાવતી હતી તે વિષે રૂસ્તીમ છુપ્યો છુપ્યો અવલોકન કરવા લાગ્યો. તેની ખાતરી થઇ કે જેમ દાદીબા તેહમી તરફ લાગણી ધરાવતો હતો તેટલીજ બલકે તેથી વધારે તિક્ષણ પ્યારની લાગણી તેહમીના દિલમાં ગુપ્ત રહેલી હતી.

જાલ સારી પેઠે હતો અને બાપને મળવા જાય છે એવા વિચારમાં તે ઘણો ખુશ થવા લાગ્યો.

તેજ રાત્રે તુરત તેહમી અને જાલ સુરત જવા ઉપડયાં. દાદીબા ઘણો સીક છે તે સમાચાર રૂસ્તીમને સાથે લઇ જવાને પુરતો હતો. વળી રૂસ્તીમ તેહમી સાથે વાતચિત કરવાને જે ઘડી બે ઘડીની તક પોતાની મેળે મળતી હતી તે તક જતી મેલવાને નારાજ હતો.

પાછલી રાત્રે તેઓ સુરત પુગ્યાં, અને ગાડીમા બેસીને તેઓ ઘરે ગયાં.

મુબઇમાં પહેલો તાર મળ્યો ત્યારથી તેહમી ઘણી ગંભીર બની ગઇ હતી. તે પળથી તેહમી ડાહી અને ડાહયાં ડોસા માફક પોતાના ભરથારના ખ્યાલમાંજ હતી. ત્રેનમાં અને સુરતના સ્ટેશનથી બગલે જતાં પણ આખો વખત તેહમી પોતાના વરની ફિકરમાં હતી.



# પ્રકરણ ૨૪.

## ઘડીનો મેલાપ—સદાની જુદાઇ.



ડાક્ટર ખરો હતો. દાદીબાની બિમારી એકદમ વધી પડી હતી, અને તે બિમારી હૃદયની હતી. ઘણા ગમથી, ઘણા પશ્ચાતાપથી તેનુ હૃદય નબળુ પડેલુ હતું. તેમાં વળી બુરામાં બુરી પેલી ઝેરી નાગણ મેરી મડમ, જેણીએ તેના સંસારનુ સત્યાનાશ વાળ્યુ હતુ એમ તે બરાબર સમજતો હતો, તેણીના નદીમા પડવાથી તેના દિલને મોટો આંચકો લાગ્યો હતો. દાદીબા તેણીને ખરા જીગરથી ધિક્કારતો હતો પણ તેણી તો દાદીબાને ખરાં અંતઃકરણથી ચાહતી હતી, તેણીને મરતા જોઇ તેથી દાદીબાના 'હાર્ટ' ઉપર મજબુત અસર થઇ હતી જો દાદીબાએ ડાકટરનુ કહયુ ન માન્યુ હોત તો તેને ઘણી ખરાબી થાત, પણ ડાકટરના ચાપતા ઉપાયોથી અને દાદીબાએ લીધેલી થોડા કલાકની આરામપથારીથી હૃદય ઉપરનો દુખારો થોડોક નરમ પડયો હતો.

બિછાના ઉપર સુતો સુતો તે તેહમીને યાદ કરતો હતો. રૂસ્તીમે તાર કીધો હતો કે હું આવુ છુ તે તાર દાદીબાએ વાંચ્યો હતો અને હવે જે વખત જાય છે તેમાં તેહમીને ભેટવાની આશા અને ઉમેદમા તે બિછાના ઉપર પડયો પડયો હવે તેહમી સાથે કેમ વર્તવુ અને તેણીને પાછલી વાત કેમ વીસરાવી દેવી તેના વમાસણમાં પડેલો હતો, તેટલામાં કમપાઉન્ડમા પગલાં સંભળાંયાં. તે સુતો સુતો સમજ્યો કે હવે તેહમી આવી ખરી, અને બીજી પળે હુ તેણીને મારે ગળે લગાડીશ, પણ માણસ ધારે છે શું ને કુદરત કરે છે શુ. જ્યાં પોતાની વહાલી તેહમીને મળવાની આશા ત્યાં વળી પેલી દુશમન મેરી મડમ આવી ઉભી

"કેમ! તુ! તુ! તુ' તું તો નદીમા પડી ગઇ હતી ની? એ ઝેરી નાગણ! હજી તુ મારો પીછો છોડતી નથી!"

" મારો જીવ બચાવનારનો હુ પીછો કેમ છોડુ ! હું જેને ચાહું તેને કેમ વીસરૂં ! "

" મે તારો જીવ બચાવ્યો ? " દાદીબાએ અજાયબ થઇને પુછ્યું. તે ઘણો ઉશ્કેરાઇ ગયો હતો.

" હા, તે મને બચાવી નહી હતે તો હું આજે તારી આગલ આવીજ કેમ શકતે ? મારો વર મારી છોકરીને લઇને ચાલી ગયો પણ તેં ડગલો કહાડીને નદીમાં પડીને મને કિનારે ઘસડીને ઉતારી, ને પછી તું મને મુકીને ચાલી ગયો. આહ ! હું મારા જીવ ઉગારનારને કેમ વીસરીને પડતો મુકું ! "

દાદીબાએ પોતાનું માથુ હાથોમાં દાબી રાખ્યું. દાદીબાની યાદ દાસ્ત શક્તિ તદન બુઠ્ઠી મારી ગયલી હતી. મેરી મડમનું કહેવું ખરૂં હતું. મેરી મડમને નદીમાં પડતી જોઇને દાદીબા જે અથગ તરનાર હતો તેણે નદીમાં પડીને મેરીને બચાવી હતી. ફક્ત એક માણસ બીજા માણસને મદદ કરે તેવી પરોપકારી લાગણીથી દોરવાઇને તેણે તેણીને બચાવી હતી. તે ઉશ્કેરાયલી હાલતમા હતો અને ઉશ્કેરાયલી હાલતમાં વળી આગલ બે વાર બન્યુ હતું તેમ આ વખ્તે પણ પોતાનું ભાન ખોઇ દીધું હતુ, પણ ભાનમાં ને ભાનમાં તેણીને બચાવીને કિનારે મુકીને ત્યાંથી તે ચાલતો થયો હતો, પણ તેની ખાસ્યત પ્રમાણે તેને આ વાતની કશી યાદ હતી નહી. તેની નબળાઇમાં વળી થોડીક સરદીથી તેના હૃદય ઉપર વધારે માઠી અસર થઇ હતી અને તેમાંથી કુશળ ડાકટરની ચાપતી સારવારથીજ તે મરતો બચી ગયો હતો, તેટલાંમાં વળી મેરી મડમને જોઇને તે પાછો ઉશ્કેરાઇ ગયો

ટુંકમાં કહીશુ કે આ વખ્તે મેરી મડમે દાદીબા આગલ અદી ઇશ્કીનું ખુન કોણે કીધુ હતું અને તેહમી કેટલી નિરદોષ હતી, તે સઘળી વાત કહી સંભળાવી. તેણીએ કબુલ કીધું કે મુબઇમાં ન નાખું કાગળ લખીને ગીલ્ડર સ્ત્રીટમા દાદીબાને બોલાવનાર પણ તેણી પોતે હતી.

"મેરી મડમ! મારા સંસારને ઉંધો મારનાર તું છે! તને દેવી કહું કે સેતાન કહું, શું કહું તેની મને સમજ પડતી નથી!! મારી બાયડીથી મને છુટો રાખવાને તેં તારાથી દરેક યુક્તિ રચી, અને જ્યારે તારૂં કાંઈ વળ્યું નહી, ત્યારે આખરે મારા જાલને ઉંચકી ગઇ, અને જ્યારે હું કરાચીમાં તેને લેવા આવ્યો, ત્યારે તે મને દિવાનો બનાવીને દિવાનશાળામાં પણ પૂરાવ્યો. કદાચ ત્યાં હું આજ સુધી રહીને ખરો દિવાનો પણ બન્યો હતે. છેવટે, જ્યારે તુ દરેક રીતે નિષ્ફળ ગઇ, ત્યારે મને શક છે કે સ્ટીમરના ભંડારમાં આગ પણ તેં લગાડી. જેથી અમે બધાં બળીને મરણ પામ્યે. બોલ એ સઘળુ તે કીધું કે નહીં?"

"હા, હુ તને મારી સાથે મારો બનાવીને રાખવા માગતી હતી હું તને વીસરૂ તેમ નથી. પણ જ્યારે તુ મને ધિક્કારવા લાગ્યો ત્યારે મેં વેર લેવા એમ કીધુ. હુ તને કહું છુ કે પોલીસના ડિટેકટીવો તારી પછવાડે છે વાસ્તે તુ મારી સાથે નાહસી આવ. આપણે કોઇ એકાંત જગે જઇને ઘણાં હેત અને પ્યારથી રહીશું, જો તુ મારી સાથે નહીં આવશે તો ફસી જશે. આ છેલ્લી તક તને મળે છે તેનો ઉપયોગ કર, ચાલ ઉઠ કપડાં પહેર, ને હુ તને એકાંત જગે લઇ જઇને એવો છુપાવીશ કે બલ્કી પોલીસ પણ ત્યા આવી શકે નહીં,"

આ દુ ખી દાદીબા ગુસ્સે ચઢી દાત કચકચાવીને તેણીને ત્યાથી ચાલી જવા કહેતો હતો તેટલામા મેરી મડમ બોલી ઉઠી, "અફસોસ, હું ધારૂં છ કે પોલીસ આવી લાગી! ઉઠ દાદીબા ઉઠ, પાછલે દરવાજે નાહસી જા!"

દાદીબા કઈ તદન બાયલો ન હતો, દાદીબા આ કસકુનમ નારને ઓળખતો હતો તેણી તેને એક વાર ફરીથી પોતાની જાળમાં ફસાવા માંગતી હતી એમ તે સમજતો હતો, માટે તે ઢોલીઆ ઉપરજ પડી રહયો હતો. તેણે જવાબ દીધો :—

"પોલીસને આવવા દે. જે માણસે પાપ કીધું હોય તે પોલીસથી કેટલી વાર નાહસી શકશે? તે માણસ આખરે તો પકડાવાનુંજ."

કમપાઉન્ડમાં પગલાં સંભળાયાં હતાં તે પોલીસ સિપાઈનાં ન હતાં. કમપાઉન્ડમાંથી ચાલીને આવનાર તેહમી હતી. તેહમી અને રૂસ્તીમ આવી પુગ્યાં હતાં.

દાદીબા અને મેરી મડમને સાથે જોઇને તેહમી ચોંકી. તેણીએ પોતાના ધણીને એકલા મળવાની આશા રાખી હતી, પણ આવી હાલતમાં તો નહીંજ. તે એમ સમજતી હતી કે દાદીબાએ મેરી મડમને સદાની રૂખસત આપી હતી. આવા સંજોગમાં ધણીધણીઆણીનો મેલાપ ખુશી ઉપજાવવાને બદલે દિલગીરી ઉપજાવનાર થઇ પડયો.

"રૂસ્તીમ, મને અહીંથી લઇ જા. હું અહીં એક પળ પણ ઉભી રહી શકતી નથી, હજી એ બાયડીનો દાદીબાએ પીછો મુકયો નથી! હજી એ લોક છુટાં પડયાં નથી! રૂસ્તીમ તેં મને બધી ઉલટીજ વાત કહી છે!" તેહમી પોતે છેડાઇ પડીને બોલી.

"તેહમી! ઠંડી પડ! આ ડાકણ આ સફેદ ઠગ, પાંચ મિનિટ થઇ અહીં આવીને મને સમજાવે છે કે અદી ઇશ્કીનું ખુન મે કીધું હતું, અને તુ એ બાબદ જાણતી હોવા છતા તે મને બચાવા પોતાના માથે એ પાપનો બોજો લઇ લીધો"

બોલ શુ એ ખરૂ છે? શુ તું એ માનેછ?"

તેહમીએ જ્યારે જોયુ કે દાદીબા મેરી મડમને ધિક્કારે છે અને તેઓ બન્ને સાથે રહેતાં હતાં નહીં, પણ મેરી મડમ ત્યાં પાંચ મિનિટ થયાંજ આવી હતી, ત્યારે તેણી થંડી પડી અને બોલી.

"દાદીબા, જ્યારે તું મને પુછેછ ત્યારે તો મને કહયા વગર ચાલતું નથી કે એ રાંડ ગમે એવી લુચ્ચી ને દગાબાજ છે, છતાં આ વેળા તો

તદ્દન સાચું બોલેછ! હુ એ બોલેછ તે માનુ છ, અને બધું જાણુંછ! હુ પોતે ત્યાં હાજર હતી, મે મારી પોતાની નજરે તને અદી ઇશ્કીને છરી બોકતાં જોયો!"

"ઓહ! મારી પોતાની બાયડી કહે છે કે મે અદી ઇશ્કીનું ખુન કીધું! અરે ત્યારે તેહમી તુ મને કેટલી ધિક્કારતી હશે! તું હવે મારાથી દૂર રહેવાને કેટલુ ઇચ્છતી હશે!"

"નહીં તેમ નથી! હું તારાથી દૂર રહેવા બિલકુલ ખુશી નથી, કારણ કે તે ખુન કીધું પણ તે વખતે તું ઉંઘમાં હતો. હું જાણુ છું કે તે એ ખુન પુર અક્કલ અને હુસ્યારીમાં નથી કીધુ! અને તેટલા માટે તારૂ અંતઃકરણ પાપી નથી."

દાદીબાના મગજ ઉપર બોર બોર જેવાં પસીનાના ટીપાં ફૂટી નિકળ્યાં તેને સાફ કરતો તે હાય અફ્સોસ કરતો નીસાસો મારીને બેઠો, અને પછી બોલ્યોઃ—

"હવે હુ સમજ્યો! હુ જે કામ કદી કરૂં નહીં તે મારાથી કેમ થયુ તેના વિચારમાં હતો પણ હવે તેનો ખુલાસો મને મળ્યો, પણ મને જો પોલીસ પકડે તો કોણ પુરવાર કરે કે હુ તે વખતે ઉંઘમાં હતો? તેહમી તુ જો એમ કહે તો તારૂં કોઇ માને નહીં, કારણ કે તું તો મારી પરણેલી બાયડી છે."

"હા, પરણેલી બાયડીની સાક્ષી કોર્ટ કબુલ નહી રાખે, માટે હવે તેનો નતીજો શુ આવે, ને કોર્ટનુ અનુમાન શુ આવે તે તમેજ સમજી લેવો," મેરી મડમ જેણી થોડી પળ મુગી ઉભી રહેલી હતી, તેણી વચમાં હિમ્મતથી બોલી.

"માફ કરજો, બાનુઓ, ખાનબાહદુર નરીમાન એક ત્રીજા શખ્સ છે જે સોગદ ઉપર જબાની આપી શકશે કે દાદીબાને ઉંઘમાં ખુન કરવાની ટેવ છે, કારણ કે ખા. બા. નરીમાનને મોઢે એણે બીજી વખત ઉંઘમા ખુન કીધું એમ મે સાંભળ્યુ છે." રૂસ્તીમ બોલ્યો.

"ઓ બાપરે ! બે ખુન ! અને તે બન્ને ઉંઘમા ! મને તો જાગૃત હાલતમાં તે વિષે કશી ખબર નથી !—રૂસ્તીમ દોસ્ત, આ વાત સાંભળ્યા પછી હુ દિવાનો બની જાઇશ."

"સબર ! ગાંડો ના થા ! ખાનબાહદુર નરીમાન કહે છે તે ખુન તે છરી વતી નથી કીધું. તે વખ્તે તારા હાથમાં કાગળનું બંડલ હતુ !"

"અંહ ! એમ છે ? આવ મારી તેહમી મને ગળે વળગ ! મારી પુતલી."

"ઓ મારા બખ્તાવર !" એમ કહીને તેહમી અને દાદીબા એક-મેકને વળગી પડયાં. આ દેખાવે મેરી મડમને જાણે જીભતી કાપી નાખી! આ દેખાવે રૂસ્તીમને માંહેથી ઘણો ખુશ કીધો ! રૂસ્તીમને ખુશ થવાનું કારણ એજ કે આ જોડાંને પાછું સાંધવાનુ માન તેને હતુ.

મેરી મડમ પોતાની ક્રૂરતાજ અને ફીતુર ચલાવવા છેલ્લી વાર આવી હતી પણ આ વાર તેણીની સંપુર્ણ હાર થઈ હતી.

ખીજવાયલી, ફફડેલી, છેડાયલી, એક ઝેરી નાગણ પોતાના દુશમન ઉપર ફેણ કાહડે તેમ, જીભના મોંના અને હાથના ચાળા કરીને તેણી બોલી, "અહ ત્યારે દાદીબા, ત્યારે તને બચાવનારા બીજા છે નહીં ? ઠીક છે, હું પોલીસને જાઇને એ ખબર આપુછ, પછી જોવુ તો ખરી તને કાણ બચાવે છે ?" આખરે આ ડાકણ પોતાના હવસની હારેલી મારેલી બનીને નિરાશીમા દાદીબાને ફસાવવાની ધમકી આપવા લાગી તેટલામા કમપાઉન્ડમા બે માણસ ધસી આવ્યા તેમનાં હાથમા બેડી હતી. તેમને ઓરડામાં દાખલ થતા જોઇને મેરી મડમ બોલી, "લેઓ. ચાલો હવે લોખંડના કડાં પહેરો ! આએ માણસને શોધોછ કે બા ?" તેણી પોલીસના માણસોને દાદીબાને દેખાડીને બોલવા લાગી.

"નહી, બાઇ સાહેબ, એવણ સાથે અમને કામ નથી. અમને તો તમારી સાથે કામ છે અમે તમને આજ કેટલા દિવસ થયા શોધ્યે છીએ;

તમે ઘણી વાર અમારા હાથમાંથી છટકી ગયાં, પણ તમે હવે અમારા હાથમાંથી છટકો એવી અમને ધાસ્તી નથી કારણ કે હવે અમે તમારી બહુ સભાળ રાખીશુ"

તેઓએ મેરી મડમના હાથમાં બેડી નાખી રૂસ્તીમે પૂછ્યું ત્યારે તેઓએ પોતાના ગજવામાંથી તેણીને પકડવાનુ વારટ કહાડીને દેખાડ્યું.

તેણી પોલીસને શરણ થઇ નહી, તેમની સાથે સીધી રીતે ચાલી ગઇ નહી, તેથી પોલીસને આંચકા અને ધક્કા મારવાની ફરજ પડી. આખરે તેઓ તેણીને ગાડીમાં નાખીને ત્યાથી લઇ ગયા.

"એ રાંડ ડાકણને લીધે તેહમી મે તને ઘણો ગેરઇનસાફ કીધો! પણ હુ આશા રાખુછુ કે હવે બધુ સારૂંજ થશે, પણ મારો જાલ ક્યાં છે? સારી પેઠે તો છેની?"

"જાલ સારી પેઠે છે અને નિચે પોતાની નાની ત્રાઇસીકલ ઉપર બેસીને ગમત કરે'છ! પણ મારા વાહલા દાદીબા, તને શુ છે? તારા જીવને સારૂ નથી! તુ એમ ગભરાયલો બીધેલો અને ધાસ્તી ખાધેલો લાગે છે તેનુ કારણ શુ?"

"મને વિચાર આવે છે કે હવે વળી કાઇ નવી ધાસ્તી નહી ઉભી થાય તો સારૂ કે જેથી આપણે હવે નિરાંતે સાથે સુખમા રહીએ."

"વાહલા, હવે બધાનો છેડો આવ્યો છે, હવે તું હુ અને જાલ મજાહમાં રહીશુ. આ બિચારા રૂસ્તીમનો આપણે જેટલો આભાર માન્યે તેટલો થોડો છે એ ભલા માણસે પોતાનો ધધો છોડીને આપણને સાચા અને લાયક મિત્ર તરીકે મદદ કીધી છે, અને એની મદદથી આપણે સાથે મળવાં પામ્યા છે તે પણ એની મેહનતને આભારી છે. હવે એ આપણા દોસ્તને પણ પોતાના ધધામા ધ્યાન આપવાનો ટાઇમ મળશે."

"હા, મારાં મેહરબાનો, હવે કાલે હું મુંબઇ જાઉં અને મારો ધંધો પાછો ચલાઉં."

તેઓ આ પ્રમાણે વાત કરે છે તેટલાંમાં દાદીબાની છાતીમાં એકાએક દુઃખારો થઇ આવ્યો, ને તેણે થોડી મિનિટ અછાડ પછાડા મારીને પોતાનો જાન તે ફીરસ્તારને હવાલે કીધો. એકદમ તેનું હૃદય જે બગડેલું તો હતુંજ તે બંધ પડી ગયું હતું, ને આ રીતે બોલ બોલતાંમાં તે મરણ પામ્યો! એ તે તેહમીનું તકદીર!

દાદી અને તેહમીના સંસારનો દોરો તુટયો, તેને પાછો સાંધવાની ચાલુ અને લાંબી કોશેશ મિથ્યા ગઇ! તેહમી અને દાદીના પ્યારથી પરણેલાં જોડાં વચ્ચે સેહજ ખતરો પડતાં તેમને જુદાઇનો અંતર વધ્યો હતો, અને પાછલથી દાદીએ પોતાની ભૂલ જોઇને, પોતાની આગલી ચાલ સુધારીને, ગઇ ગુજરી વાતને ભૂલાવે તેવી ઉમદા વર્તણુક ચલાવાનો ઇરાદો રાખ્યો હતો, અને ભવિષ્યની રૂડી ચાલથી ભૂતકાલની કુચાલ ઉપર ઢાંકણુ વાળવા માટે પોતાની પરણેતર સાથે પાછો મેલાપ કરવાની ઘણી ખાહેશ રાખી હતી, પણ અફસોસ! કે જ્યાં આ સૃષ્ટિના પાલણહારની મરજી નહી, ત્યાં સઘળી તદબીર ફોકટ ગઇ, અને બન્નેના દિલમાં અખંડ પ્યારનો ઝરો વેહતો હતો, તે છતાં તેઓને ખુદરતે સાથે જોડાવા દીધાં નહી! અહીં તેહમીનું તકદીર ખુલ્લી રીતે પ્રગટ થાય છે.

પારસી રેવાજ પ્રમાણે દાદીબાને અવલમજલ પોંહોચાડયા પછી અને તેની ચાર દિવસની ક્રિયા કરાવ્યા પછી, રૂસ્તીમ બૅરિસ્ટર અને તેહમી વચ્ચે નિચલી ગોફ્તેગો થઇ :—

"તેહમી, હવે તમારો વિચાર શો છે? સુરતમાં અહીંજ રેહેવું હોય તો ભલે અહીં રહો. મારો બંગલો તે તમારોજ છે એમ સમજજો. જો તમારો વિચાર મુંબઇમાં આવવા જતો હોય તો બેલાશક મને કહો. હું તમે કહો તેવી રીતે તમારી સેવામાં હાજર છું. મારા વિચાર પ્રમાણે

તમને અહીં રહેવામાં ફાયદો નથી. તમને અહીં એકલાં મુકીને જવાંને મારૂં દિલ સાફ ના પાડે છે, કારણ કે તમારા ગમમાં તેથી વધારો થશે. વળી જાલ હવે સ્કુલમાં જવા લાયક થયો છે, માટે મુંબઇ આવશો તો તેને કોઇ સારી સ્કુલમાં મોકલવાની ગોઠવણ કરીશું."

જાલનુ નામ દીધું, અને જેણે જાલને ચાહયો તેને તેહમી માન નહી આપે એ અકુદરતી કહેવાય. એક માતા પોતાના બચ્ચાંને ચાહનાર ઉપર કુદરતી રીતે જાન આપે છે અને તેમજ તેહમીના બાબમા હતું.

"રૂસ્તીમ, હું હવે નિરાધાર પડીછુ સગાવહાલા તો નાક કાપીએ તો ગાડું ભરાય તેટલા છે પણ સર્વ આજે પોતાના સ્વાર્થમા ગુટાયલાં હોય છે અને તેમને ત્યાં બોજા સમાન થઇ પડીને રહેવુ તેમાં માન કે શોભા તો નહીંજ, પણ મને તે ગમે બી નહી હુ મારા ઘેરમાં એકલીજ રહીશ, અને તમે જેમ મને સલ્લાહ આપશો તે પ્રમાણે ચાલીશ."

તેહમી રૂસ્તીમને ઘણું માન આપતી હતી, તેને ખરેખર પોતાનો રાહબર ગણતી હતી, તેને ખરેખર પોતાના ખરા અંતઃકરણથી આભારી હતી, તે છતાં દાદી ઉપર તેણીનો ચાહ કાંઇ ઓછો હતો નહી. વળી જો તેમની વચ્ચે અંતર નહી પડયો હોત, અને જો દાદી કાંઈ બિમારી ભોગવી મોહોતની જાળમા સપડાયો હોત, તો તેવા સંજોગમાં તેહમીને જે દુ:ખ થાત, તે હાલના સંજોગ કરતાં ખુદરતી રીતે ઓછું થાત. તેહમીને મળવાને દાદીએ કેવી જેહમત ઉઠાવી હતી, તેહમીને મળવા તે કેવો ઇંતેજાર હતો, તે સઘળી વાતથી તેહમી વાકેફ હતી, અને તેની ઉપર પડેલી જેહમત અને આફતના બોજાના દુ:ખ હેઠલ તે કચડાઇ ગયો હતો, અને જુદાઇના સંતાપથી તેનું હૈયું નબળુ થઇને બંધ પડી ગયું હતું, એ સઘળી વિગતોથી તેહમી પુરતી વાકેફ હતી અને તેથી તેની યાદ તેણી ભૂલી હતી નહી. હા, દાદીને તેણી રાત ને દિન યાદ કરતી હતી, અને તેવા સંજોગમાં તેણી રૂસ્તીમનો હાથ એકદમ કબુલ કરે એમ બની

શકે તેવું ન હતું. તે છતા બીજા હાથ ઉપર રૂસ્તીમની ખરા દિલની મોહબત અને તેની સાચી મિત્રાચારી અને કિમતી મદદ તેણી ભૂલી હતી નહી. આથી તેણીએ રૂસ્તીમ પાસે માગી લીધુ કે દાદીની વરસી જાય નહી, ત્યાં સુધી કોઇ પણ રીતે અને કોઈ પણ શબ્દોમાં પ્યારની લાગણી કરવી નહી આથી રૂસ્તીમ તેહમી તરફના પોતાના માનને ખાતર ખુશીથી દાદીની વરસી સુધી પોતાનાં દિલને મારીને થોભી ગયો.

મુબઇ આવ્યા પછી રૂસ્તીમને તેહમી વગર ચાલતુ હતુ નહી. તેહમીનો અને જાલનો સઘળો ખરચ તે પૂરો પાડતો હતો

રૂસ્તીમની મરણ પામેલી આશા કાંઇ અજબ સજોગ વચ્ચે પાછી સજીવન થઇ હતી. તેની ખરા દિલની મિત્રાચારીનો બદલો તે પાક પરવરદેગારે તેને અચાનક રીતે આપ્યો હતો તેના રસ્તામા જે કુદરતની અને કાયદાની નડતર હતી તે દૂર કરવા માટે દાદીબાનુ હૃદય એકદમ બધ પડી ગયુ હતુ. દાદીબા મરણ પામ્યો અને તેની વરસી પસાર થવા દેવામા રૂસ્તીમે ગોયા મરનાર તરફ પવિત્ર ફરજ બજાવી હતી તેની વરસી વિત્યા પછી રૂસ્તીમે તેહમીના હાથની એક વાર ફરીથી માગણી કીધી અને આ વાર તેહમીને ના પાડવાનું કશું કારણ હતું નહી તેહમીના તકદીરમાજ રૂસ્તીમ લખેલો હતો.

ટુંકમાં, રૂસ્તીમ, જેણે ગોયા કુદરત ઉપર વિશ્વાસ રાખીને કામ લીધું હતું, તે કુદરતે તેના મનની એક પુરી સાચી ઉમેદ જે તેહમીનો હાથ મેળવવાની હતી, તે ઉમેદ પાર પાડી.

રૂસ્તીમ અને તેહમીનુ જોડું ઘણા વાહલથી અને એક બીજાં તરફ જાન ફેશાની અને ફીદાગીરીથી વર્તે છે. જાલ સિવાય તેમને બીજાં ચાર છોકરાં થયાં છે, અને તેઓ બન્ને મોટે ખાંચરેના મેલાવડામાં આજે મુંબઇમાં મોટો માન મરતબો ભોગવે છે.

સમાસ.



# દૅાનની કુ૦

# DANN & Co.

## મુંબઇ.

અચ્છા 'ટેસ્ટ'થી અને સ્ટાઈલથી સીવેલાં કપડાંઓપરથી એક માણસનું રંગ રૂપ તમામ બદલાઇ જાય છે. દૅાનની કુ૦ છેલ્લામાં છેલ્લી વેલાતની ફેશન પ્રમાણે દગલા, પાતલુન, સીવી આપે છે દરેક કપડું અમારા અનુભવી "કટર"ને હાથેજ વેતરવામાં આવે છે, અને તે તેની પોતાની દેખરેખ હેઠલ તૈયાર કરવામાં આવે છે. કપડુ બંધબેસતું સીવી આપવાની ખાતરી આપ્યે છીયે. અસતરનાં દરેક સામાન સંભાળ બરેલી રીતે પસંદ કરવામાં આવે છે, અને તે હમેશા સારીજ જાતનું વાપરવામાં આવે છે. મરદોને લગતું સર્વ જાતનુ કાપડ હંમેશા સટૅાકમાં રહે છે અને તે છેલ્લામાં છેલ્લી સ્ટાઇલનુંજ હોય છે. મુસાફરોને ઉપયોગી થઇ પડે એવો દરેક જાતનો માલ હંમેશા તૈયાર હોય છે.

અમારૂં સરનામુ નોંધી રાખજો:—

દૅાનની કુ૦

થામસ કુક અને સનની સામે, હાર્નબી રોડ,

શાખા:—વોતસન હોતલની નોચે, મુંબઈ.

# ઑલ ઇનડીયા યુનાઇતેડ ઇનશુરનસ કું. લી.

## મુખ્ય ઓફીસ—કોટ, મુંબઈ.

સત્તાવાર કેપીટલ રૂ૦ ૫૦,૦૦,૦૦૦.

પગાર થયેલી „ „ ૨૫,૦૦,૦૦૦.

આએજ એક ફક્ત હીંદુસ્થાનની વીમા કું. છે કે જે જીંદગી તથા આગનો વીમો લે છે. સઘળું નાણું સરકારી જામીનગીરીમાં રોકવામાં આવે છે દાવાઓ તુરત પગાર કરવામાં આવે છે.

સેક્રેટરીઓ—

## એમ. એમ. શીરાઝી એન્ડ સન્સ.

ના. ૨૭, એપોલો સ્ટ્રીટ, કોટ—મુંબઈ.





# લગનની સેસ!

જુઓ આ બાનુનો હાથ
કેવો શોભી રહયો છે?

લગનસરાને લગતી જ઼મન સીલ-વરની તેમજ રૂપાંની દરેક ચીજો જેવી કે ગોલાબાશ, પીગાણી, માછલી, પાનસો-પારી, ખારક, બદામ, બતાસા, નારીયેલ, ચોખા, ફુલ, તોરા, નીખીયા, પાનબીડાં, ત્રે, ખુમચી ખુમચા, કળસીઆ, તામડી, હાંડા, ચંબુલા પડા વગેરે દરેક ચીજો અમારી ૨૦ વરસની જુની અને જાણીતી દુકાન ઉપર તૈયાર મળશે.




SPECIALLY MADE
FOR N.N SHROFF & Co

હમારા પહેલા નબરનાં જરમન સીલવરના વાસણો હમેશા ચાંદી જેવા સફેદ રહે છે. તેની હમો ગેરટી આપીએ છીએ, દરેક વાસણ ઉપર અમારો છાપ જોવાની મહેરબાની કરશો.

જરમન સીલવર, એલ્યુમીનમ તથા ચાંદીકામના વેપારીઓ.

# નવરોજી શરાફની કું.

૩૫૮, ૩૬૦ બઝારગેટ સ્ટ્રીટને નાકે, કોટ, મુંબઇ.






જન્મ ભરના ખામીથી પસતાવું ન હોય તો બીમજી હાડવૈદની કલાનો જાની અનુભવ અને વિલાયતના આગળ વધેલાં હાડકાંને લગતા ખાસ જ્ઞાન સંપાદન કીધેલા સ્પેશ્યાલીસ્ટનેજ હાડકાં તથા નસોની ગંભીર ઇજાઓ માટે કનસલ્ટ કરો.

# જાણીતા ડાકટરો શું કહે છે

**ડા૦ આર મોનીયેર M. B. M S. પ્રોફેસર ઓફ સરજરી કહે છે,—**

મારી રૂબરૂમા મી૦ ખંબાતાએ ભાગેલા, ઉતરેલાં અને લચકાયલાં હાડકાંના ઘણા દરદીઓની સારવાર કીધી છે અને સઘળા માટે ઘણું સારૂ પરીણામ લાવી પુરતો સંતોષ આપ્યો છે.

**ડા૦ સર ભાલચંદ્ર કીષ્ણા L. M., J. P** કહે છે,—હાડકાંની ઇજાઓ માટે મી૦ ખંબાતાએ બનાવેલો લેપ મે વાપડયો છે અને તે ઘણો અસરકારક નીવડયો છે. હું તેની ઘણી વખાણુ કરૂં છું.

એવી અનેક સરટીફીકેટસ અને જાહેર છાપા મતો હમારા દવાખાના પર આવી વાંચો.

સલાહ મફત ! **બેરામ ન. ખંબાતા**

ફી સાધારણ ! **સ્પેશ્યાલીસ્ટ હાડવૈદ.**

૨૩૧ જુની પોલીસ કોર્ટ બીલ્ડીંગ, હોર્નબી રોડ,

ટ્રામના મોટા રસ્તા પર કોટ—મુંબઈ.



# અપ-ટુ-ડેટ ફેક્ટરી !

છેલ્લી શોધ મુજબનું સાંચાકામ, નવી જાતની ધરખમ બાટલીઓ, છેલ્લા
સુધારા સાથનાં ફીલટરો, કારખાનાની સફાઈદાર જગા—
સુઘડ માણુસો—ફાંકડું કામ—અને તદન

**અપ-ટુ-ડેટ માલ—ત્યારે હવે તમેજ બોલો કે**

**પઈસા અને મેહેનતની**

કાંઈબી કચાસ ન રાખતાં આટલું બધું કરવા પછી
સોડાની બાટલી ફાટવાની હોનારત થવાની—યા હલકાંપીણાંથી રોગ લાગુ
પડવાની ચીંતા હોયજ નહીં.

**અઢાર વરસનો લાંબો અનુભવ તેજ અમારા**

**ઉતમ માલની જામીનગીરી છે**

છેલ્લી શોધ મુજબનુ અપ-ટુ-ડેટ કારખાનુ
તેજ ઘરાકોને દરેક સંતોશ મળવાનો પુરાવો.

ટુંક મુદતની હસતીમાં અમને લગનસરાના તેમજ બીજા સેંકડો જમનના મોટા ચાલુ ઓરડરો મલ્યા જાય છે તેજ અમારાં તારીફ લાયક કામની ખાત્રી. કેમ ? સંતોશ પામ્યા કે ? હજી બીજુ કઈ જોઇએ ? જોઇતું હોય તો ઉતમ મારગ એ કે એક વાર અમારો માલ મંગાવીને ટેસ્ટ કરીને તમારી પોતાની ખાત્રી કરો. તેના કરતાં બીજો સરસ પુરાવો મળશે નહીં.

**ગીરગામ એરેટેડ વોટર વરકસ.**

## કાતરક કુંપની.

ગાયવાડી, ગીરગામ.

